પોતાનું અથવા તો પ્રમાણભૂત ગણાય એવી વ્યક્તિઓનું* વક્તવ્ય વાંચનારને જાણવા મળશે એવી આશા છે

મારા પોતાના તરફથી ૧૫ મી ઑગસ્ટ, ૨૪ મી નવેમ્બર ૧૯૨૬, અને પોંડિચેરી પાછા ફરતાં જે સંસ્કાર જાગ્રત થયેલા તેમનો આ પુસ્તકમાં સમાવેશ કર્યો છે.

જીવન ચરિત્રનું આ પ્રકારનુ રૂપ એક રીતે નવું છે પરંતુ ચરિત્ર નાયકની ઇચ્છાને માન આપીને મે પોતાના તરફથી ઘટના કે વિચાર કે મુદ્દાઓ વિષે કશો ઉમેરો કર્યો નથી આશા છે કે આ પુસ્તક શ્રી અરવિંદનું સૌથી વધારે વિગતવાળુ, પ્રમાણભૂત અને વાંચનારને રસ પડે એવું જીવન ચરિત્ર નીવડશે બીજી આવૃત્તિમા કેટલીક વિગતો ઉમેરાશે એવી આશા છે ઉ. ત. શ્રી અરવિંદનો જન્મ કલકત્તામા ક્યા થયો હતો તે વિષે ઘણી અનિશ્ચિતતા હતી સદ્‌ભાગ્યે એ હવે દૂર થઈ ગઈ છે એમનો જન્મ અત્યારે, હિંદુસ્થાન કૉઓપરેટિવ ઇન્શ્યોરન્સનુ મકાન છે ત્યા પહેલાં જે જૂનુ મકાન ઊભું હતુ તેમા થયો હતો એ વિષે બીજી આવૃત્તિમા વિગતવાર મુદ્દાઓ રજૂ કરવામા આવશે

૧૫ ઑગસ્ટ, ૧૯૫૬ — અંબાલાલ પુરાણી

* એવી વ્યક્તિઓમાં અમરનાથ ચેટરજી, ઉપેન્દ્રનાથ બેનરજી, દેવવ્રત બોઝ (પાછળથી રામકૃષ્ણ મિશનમાં સન્યાસી થઈ જોડાયેલા), મોતીલાલ રૉય, સુકુમાર મિત્તિર, બલાઈ દેવશર્મા, અવિનાશ ભટ્ટાચાર્ય વગેરે શ્રી અરવિંદ સાથે સંપર્કમાં આવેલાનો સમાવેશ થાય છે

## અનુક્રમ

# શુદ્ધિ

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૭ | ૨૩ | મારી તરફ | મહેંકી તરફ |
| ૫૪ | ૧૨ | ઘટે છે | મટે છે. |
| ૧૨૯ | ૨૨ | ગસ્વામી | રંગસ્વામી |
| ૧૩૬ | ૧૫ | કરવી | કરાવી |
| ૧૪૦ | ૨૧ | બીરેનેન | બીરેનને |
| ૧૪૬ | ૧ | પાછળથી; | પાછળથી |
| ૧૪૯ | ૨૨ | જે. નંબીયાર. | કે. નંબીયાર |
| ૧૫૦ | ૨૫ | જોસેર | જોસફ |

"મારા જીવન વિષે કોઈ લખી શકે તેમ નથી કારણ કે તે માણસો જોઈ શકે એવું સપાટી ઉપરનું નથી."

– શ્રી અરવિંદ

*

એક વાર જ્યારે કોઈ શિષ્યે શ્રી અરવિંદ પાસે તેમના મરાઠી જીવનચરિત્રના લેખકને મદદ કરવાની માગણી કરી ત્યારે પણ તેનો ઇનકાર કર્યો અને લખ્યુ : "મારા પોતાના શિષ્યોને હાથે ઠંડી છપાઈમા મારું ખૂન થાય એવુ હું ઇચ્છતો નથી."

*

"બીજી હકીકત એ છે કે કોઈ પણ જગોએ મારું નામ પ્રગટ થાય એ વિષે હું ચપટી પણ દરકાર કરતો નથી રાજકીય કાર્યના દિવસોમાં પણ કીર્તિ વિષે હુ કદી આતુર હતો નહિ. મને પડદા પાછળ રહેવાનુ, લોકો જાણે નહિ એમ એમને જુદા જુદા કામમાં ધકેલવાનુ અને કામ કરાવી લેવાનુ વધારે પસંદ હતું. એ મારો દાવ શાપિત અંગ્રેજ સરકારે મારા ઉપર કામ ચલાવીને અને લોકોના આગળ 'નેતા' તરીકે મને ઘસડી આણીને બગાડયો!"

(શ્રી અરવિંદ, ૨.૧૦.૧૯૩૪ દિલીપને પત્રમાંથી)

*

પ્રશ્ન માનવની વ્યક્તિતાની પાછળ કયા પ્રકારનું તત્ત્વ રહેલું છે?

ઉત્તર: માણસમા ઘણી વ્યક્તિઓ રહેલી છે. પણ એનામા એની સાચી વ્યક્તિ પણ હોય છે; એ વ્યક્તિ એટલે કોઈ ખાસ હેતુ, ઉપયોગ કે કાર્યને ખાતર કાનથી પર શાશ્વત સચ્ચિદાનંદ વૈશ્વિક અને વ્યક્તિના રૂપમા પોતાનો પ્રક્ષેપ કરે તે આ સાચી વ્યક્તિ વૈશ્વિક સાથેની પોતાની એકતા વિષે બધો વખત સચેતન હોય છે.

૧ જાન્યુઆરી, ૧૯૩૯

# પૂર્વજો

ડૉ. કૃષ્ણધન ઘોષ કલકત્તાની મેડિકલ કૉલેજમાં પાસ થઈ દાકતર થયા. એમનાં લગ્ન ઈ. સ. ૧૮૬૪ માં ૧૯ વર્ષની ઉમ્મરે દેવઘરના ડૉ. રાજનારાયણ બોઝનાં ચોથાં પુત્રી સંતાન સ્વર્ણલતા સાથે આદિ બ્રહ્મસમાજની વિધિ અનુસાર થયાં. સ્વર્ણલતાની ઉમ્મર વર્ષ ૧૨. કૃષ્ણધન બ્રહ્મસમાજ તરફ ઢળતા હતા. ઈ. ૧૮૬૯ માં કૃષ્ણધન વધુ અભ્યાસ માટે વિલાયત ગયા. ૧૮૭૧ માં બાહ્ય જીવનની રીતિમાં સંપૂર્ણ અંગ્રેજ અને વિચારે નાસ્તિક બનીને પાછા આવ્યા. પાસ થઈ સિવિલ સર્જન તરીકે નોકરીએ જોડાયા. રાજનારાયણ બોઝના કુટુંબમાં ગાંડપણનું પાસું હતું. એમનો એક છોકરો ગાંડો હતો. સ્વર્ણલતાને, અને કૃષ્ણકુમાર મિત્રને પરણાવેલાં એમનાં બહેનને, —બન્નેને હિસ્ટિરિયા—વાયુનો રોગ હતો.

ડૉ. કૃષ્ણધનની નોકરી: ભાગલપુર, રંગપુર અને ખુલના એ ત્રણ જગાએ—મુખ્યત્વે રંગપુર અને ખુલનામાં હતી. રંગપુરમાં પાણી જવાની એક નહેર જેવું કર્યું હતું. તેનું નામ લોકોએ 'કે. ડી. કૅનાલ' પાડ્યું હતું. ૧૮૭૨ પછી ખુલનામાં જ રહેલા અને ત્યાં જ મરણ પામ્યા. ઈ ૧૮૬૯ માં વધુ અભ્યાસ માટે ઇંગ્લાંડ ગયા ત્યારે એમને બે પુત્ર હતા: બિનયભૂષણ અને મનમોહન એક મિસ પેગેટ નામની નર્સની સાથે સ્વર્ણલતા અને બાળકોને મૂકેલાં. ડૉ. કૃષ્ણધને જ્યાં જ્યાં નોકરી કરી ત્યાં ત્યાં લોકોમાં ખૂબ આદર પામેલા, શહેરના જીવનમાં,—સ્કૂલ, હૉસ્પિટલ, મ્યુનિસિપાલિટી વગેરેમાં આગળ પડતો ભાગ લેતા. ખુલનામાં એક સ્કૂલ એમને નામે લોકોએ શરૂ કરી હતી અને ટાઉન હૉલમાં એમની છબી મૂકવામાં આવી હતી. ગરીબો પર ખૂબ રહેમ રાખતા અને ઉદાર એટલા હતા કે કશું બચાવી શકતા નહિ. છેવટના ભાગમાં જીવનની કટુતા વિસારવા દારુ ઘણો પીતા. ખુલના

ગામનું રૂપ એમણે બદલી નાંખેલું.

ડૉ. કૃષ્ણધન અને સ્વર્ણલતાનો કુલ પરિવાર: ૧ બિનયભૂષણ, ૨ મન-મોહન, ૩ શ્રી અરવિંદ, —(પછીનો એક પુત્ર મરણ પામ્યો) ૪ સરોજિની, ૫ બારીન્દ્રકુમાર.

ડૉ. કૃષ્ણધન ઘોષને બે ભાઈઓ હતા, બામાચરણ ઘોષ અને એક બીજા ભાઈ ભાગલપુરમાં કારકુની કરતા હતા ત્રણે ભાઈઓને બનતું ન હતું એમ જણાય છે. ડૉ કૃષ્ણધનના પિતાનું ઘર કોન્નગર—કલકત્તાથી ૧૧ માઈલ દૂર હતું. પણ તેઓ કદી નોકરી લીધા પછી ત્યાં ગયા ન હતા વળી ગામના લોકો વિલાયત જઈ આવેલા કૃષ્ણધનને પ્રાયશ્ચિત પણ કરાવવાનો આગ્રહ કરે એવા હતા! એમણે ત્યાનુ ઘર વેચી દીધુ અને પોતે નાસ્તિક જેવા હતા તોપણ માતાની ઇચ્છા પ્રમાણે એમના મરણ પછી રૂ. ૧૦૦૦) કાશી વિશ્વનાથ માટે ખર્ચ્યા હતા! એમને માંદગી વખતે એક વાર બનારસ મળ્યા હતા ત્યારે એમનાં એક બહેન એમની ચાકરી કરતાં હતાં, અવસ્થા આખરી હતી.

ડૉ. કૃષ્ણધન વિષે કાનપુરના એક પાદરી રેવ. મિલ કહેતા "I have never seen such a sweet face as his."—"એમના જેવો મધુરતાવાળો ચહેરો મેં કદી જોયો નથી." ડૉ. કે. ડી. કલકત્તાના સ્ટાર થિયેટરના પૅટ્રન હતા.

સ્વર્ણલતા—શ્રી અરવિંદનાં મા—સારું ભણેલાં હતાં, એટલું જ નહિ પરંતુ નાટક, નવલકથા, વાર્તા વગેરે લખવાની શકિતવાળાં હતાં. એમણે એક વાર માઘોત્સવમાં એક લેખ વાંચી સંભળાવ્યો હતો જે 'વામા બોધિની' પત્રિકામાં પ્રગટ પણ થયો હતો. રંગપુરમાં હતાં ત્યારે પતિના સાહેબી સ્વભાવ-ને લઈને ગાઉન વગેરે પહેરતાં, ઘોડેસવારી પણ કરતાં, શરીરનો વર્ણ ખૂબ ગોરો હતો. અંગ્રેજો એમને 'The Rose of Rangpur' કહેતા. હિસ્ટિરિયા અને ગાંડપણને લઈને એમની શક્તિ પ્રગટ જ થઈ શકી નહિ.

ડૉ. કૃષ્ણધન ૧૮૯૩ માં મરણ પામ્યા. તેમણે એક વીલ કર્યું હતું. તે વીલ બધા ભાઈઓની અને બહેનની—તથા બીજાં કુટુંબીઓની પણ—હાજરીમાં મનમોહન ઘોષના ઘરમાં—થિયેટર રોડ, કલકત્તા—વંચાયું હતું.

# બાળપણ અને વિદ્યાભ્યાસ
## ઇંગ્લૅન્ડમાં

ઈ. ૧૮૭૨ ઑગસ્ટ ૧૫, સૂર્યોદય પહેલાં એક ઘટિકા સમયે, ૪-૫૦, શ્રી અરવિંદનો જન્મ : સ્થળ : કલકત્તા, મનમોહન ઘોષ બૅરિસ્ટરનું ઘર, થિયેટર રોડ, મનમોહનનાં પત્નીનું નામ પણ સ્વર્ણલતા. ડૉ. કૃષ્ણધન અને મનમોહન તથા બન્ને સ્વર્ણલતાઓ મિત્રો હતાં.

ઈ. ૧૮૭૨-૧૮૭૭ : ખુલનામાં નિવાસ, ડૉ. કૃષ્ણધનની નોકરીને લઈને. દાદા રાજનારાયણ બોઝને ઘેર કોઈ કોઈ વાર દેવઘર મળવા જવાનું થતું. આ પહેલાં પાંચ વર્ષ શ્રી અરવિંદને બંગાળી આવડતું નહિ. ઘરમાં એક નર્સ, એક બબરચી અને ખાનસામા હતો. એમની જોડે પણ ભાંગીતૂટી અંગ્રેજીમાં અને એવી જ હિંદીમાં વાતચીત કરવાનો અભ્યાસ. ડૉ. રાજનારાયણ બોઝના આર્ય સંસ્કૃતિને પક્ષપાતી વિચારોની એમના જમાઈના ઉપર કશી અસર ન હતી. ડૉ. કૃષ્ણધને પોતાનાં બાળકોને સંપૂર્ણપણે વિલાયતી કેળવણી અને સંસ્કાર આપવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો.

બાળપણના પ્રસંગોમાંનો એક : શ્રી અરવિંદના મોટા મામાનું નામ યોગેન્દ્ર બોઝ. એમણે એક વખત અરીસો બતાવી બાળક અરવિંદને (ઑરોને) કહ્યું, "જો, અંદર એક વાંદરો છે."

થોડા વખત પછી એ જ અરીસો શ્રી અરવિંદે યોગેન્દ્રને બતાવ્યો અને કહ્યું, 'મોટા મામા, મોટો વાંદરો.' ('બૉડૉ મામા, બૉડૉ બાનર').

૧૮૭૭થી '૭૯ દાર્જિલિંગની અંગ્રેજ બાળકો માટેની લોરેટો કોન્વેન્ટ સ્કૂલમાં પિતાએ ત્રણે બાળકોને ભરતી કર્યાં. શ્રી અરવિંદની ઉમ્મર વર્ષ ૫. કુટુંબ અને ઘરથી દૂર રહેવાનો અભ્યાસ બાલ્યાવસ્થાથી જ પડી ગયો. રજાઓમા ખુલના જવાનું અને દાદા રાજનારાયણને ત્યાં પણ દેવઘર જવાનું થતું. દાર્જિલિંગના જીવન વિષે બહુ જ ઓછી માહિતી મળે છે. સોનેરી ફર્નવાળા રસ્તાઓનું એમને સ્મરણ હતું. એક બે પ્રસંગો યાદ રહેલા તેમાનો એક : સ્કૂલના બધા છોકરાઓને સૂવા માટે લાંબી ઓસરી હતી. મનમોહન ઘણું ખરું બારણા પાસે સૂતા એક રાત્રે કોઈએ મોડા આવીને બારણું ઠોક્યુ અને ઉઘાડવાને કહ્યું મનમોહને જવાબ આપ્યો 'હું ઉઘાડી શકતો નથી,—હું ઉંઘુ છુ!'

રજાઓમાં દેવઘર ગયેલા ત્યાંનો એક પ્રસંગ એક વાર રાત્રે બધાં છોકરાંઓ અને દાદા રાજનારાયણ સાથે ચાલતા હતા. થોડી વાર પછી બધાએ જોયું કે દાદા ન હતા. પાછા ચાલીને જુએ તો રાજનારાયણ ઊભા ઊભા ઊંઘતા હતા!

એક વખત વાતચીત દરમિયાન શ્રી અરવિંદે બાલ્યાવસ્થાનું એક સ્મરણ કહેલું તે આ પ્રમાણે છે :—

"તમારો પ્રશ્ન મારી દાદીમાની એક વાતનું સ્મરણ કરાવે છે. એક વખત દાદીમાએ કહ્યું :—'ભગવાને એવું તો ખરાબ જગત બનાવ્યું છે! એને હું મળી શકું તો હું બરાબર ઊધડો લઉં.'

મારા દાદાએ જવાબ આપ્યો :—'એ સાચું છે; પણ ભગવાને એવી ગોઠવણ કરી છે કે જ્યાં સુધી તારામાં એવી વૃત્તિ હોય ત્યાં સુધી તું એની પાસે જઈ જ ન શકે!' ૨૨ ૧.૧૯૩૯

આ સમય દરમિયાન સ્વર્ણલતાની માનસિક સ્થિતિ સારી ન હતી, એટલે કોઈ વાર અતિ ઉગ્ર પણ બનતી. એક વખત એવા ક્રોધના આવેશમાં મનમોહનને ઝૂડતાં હતાં તે જોઈને બાળક શ્રી અરવિંદને બીક લાગી. એટલે પાણી પીવાનું બહાનું કાઢીને બહાર ચાલ્યા ગયા.

યાદ રહી ગયેલું દાર્જિલિંગનું એક સ્વપ્ન 'એક દિવસ હું સૂતો હતો ત્યારે ગાઢ અંધકારને મારા તરફ ધસી આવતો જોયો એ અંધકારે આવીને મારામા પ્રવેશ કર્યો, અને જાણે મારી ચારે બાજુ અને સઘળે ફરી વળ્યો' ત્યાર પછી વર્ષો સુધી—ઇંગ્લાંડમા રહ્યા તે વર્ષો દરમિયાન—પણ આજુબાજુ એ તમસની હાજરી લાગતી એમનામા જે તમસ હતું તેને માટે એ અંધકાર જવાબદાર હતો જ્યારે હિંદની ધરતી પર પાછો પગ મૂક્યો ત્યારે એ તમસ ગયુ

૧૮૭૮ ઇંગ્લાંડનો પ્રવાસ ડૉ કૃષ્ણધન ઉમ્મર ૩૪ વર્ષ અને સ્વર્ણલતા ઉમ્મર ૨૭, ચારે બાળકો સહિત—બિનયભૂષણ, મનમોહન, શ્રી શ્રી અરવિંદ અને સરોજિની—ઇંગ્લાડ ગયેલા

૧૮૭૯ ના ઑગસ્ટમાં ડૉ કૃષ્ણધન એકલા પાછા ફર્યા અને ખુલના નોકરીમાં જોડાયા ત્રણે છોકરાઓને ઇંગ્લાંડમાં ભણવા રાખ્યા

બારીન્દ્રનો જન્મ ઇંગ્લાંડમાં ૫ મી જાન્યુઆરી, ૧૮૮૦ ને રોજ ઓબીન્સ રોડ, અપર નૉરવુડ એ સરનામે લંડનના ક્રોઈડન પરામાં થયો હતો જન્મદિવસ ૧૩ મી ફેબ્રુઆરીને દિને રજિસ્ટર કરવામાં આવ્યો હતો જેમાં એમનુ નામ 'ઇમેન્યુએલ' નોધાયુ છે

સ્વર્ણલતા માર્ચમા પાછા ફર્યા એ વિષે ખાતરી નથી પરતુ ઇંગ્લાંડથી પાછા આવ્યા પછી ડૉ કે ડી ઘોષ ખુલનામા એકલા જ રહેતા અને સ્વર્ણલતા અને બારીન્દ્રને દેવઘરથી બે માઈલ દૂર રોહિણી નામે ગામમા રહેવાની વ્યવસ્થા કરી આપી હતી સ્વર્ણલતાનુ મગજ અસ્થિર બન્યુ હતું અને ગાડ પણની નિશાનીઓ પણ હતી આ વર્ષ પછી ડૉ કે ડી ને એક બે સ્ત્રીઓ સાથે પરિચય થયેલો અને દારુના વ્યસનમા વધારો થયો ઉદારતાથી ખર્ચ કરવાને પરિણામે, શરૂઆતમા ઇંગ્લાડ ત્રણ છોકરાઓના નિર્વાહ અને ભણતર માટે જે નિયમિત રકમ મોકલતા તેમાં પાછળથી ખૂબ અનિયમિત થઈ ગયા હતા.

ડૉ કૃષ્ણધનની નોકરી રગપુરમાં હતી ત્યારે મિ ગ્લેઝિયર કરીને મૅજિસ્ટ્રેટ પણ ત્યા જ હતા તેમની સાથે એમને ઘણી મિત્રાચારી થઈ હતી મૅન્ચેસ્ટરમાં વિલિયમ એચ. ડ્રુવીટ નામે નૉન કન્ફૉર્મિસ્ટ સ્ટૉકપોર્ટ

ચેડ ચર્ચના પાદરી હતા તેમના કુટુંબમાં ત્રણે ભાઈઓ ૮૮, શેક્સપિયર સ્ટ્રીટમાં આવેલા ઘરમાં રહેતા મિ ડ્રુવીટ મિ ગ્લેડિસ્ટનના સગા થતા હતા અહીં કોઈ પ્રાથમિક શાળામાં શ્રી અરવિંદ જતા ન હતા ખાનગીમાં શિક્ષણ ઘેર જ લીધું મિ ડ્રુવીટ એક બુદ્ધિશાળી, વ્યવહારકુશળ પુરુષ હતા અને લૅટિન ભાષાના પ્રખર વિદ્વાન હતા એ પોતે શ્રી અરવિંદને અંગ્રેજી અને લૅટિન અને એમના પત્ની ગણિત ઇતિહાસ ભૂગોળ અને ફ્રેન્ચ શીખવતાં ઘરમાં જ ભણવાનું હોવાથી પુસ્તકો વાંચવાની ઘણી નવરાશ મળતી રુચિ પ્રમાણે અંગ્રેજી સાહિત્ય અહીં વાંચવા મળતું એટલે અહીં એમણે બાઈબલ, શેકસપિયર શેલી અને કીટ્સ વાંચેલા બહારના લોકો સાથે આ વર્ષોમાં સંબંધ નહિ જેવા જ હતા, આધ્યાત્મિકતા કે ધર્મ પ્રત્યે વલણ ન હતું વળી, ડૉ કૃષ્ણધને ડ્રુવીટ્સને જણાવેલું કે એમને હિંદીઓને મળવા દેવા નહિ અને હિંદ વિષે જાણવા દેવું નહિ,—તદ્દન યુરોપિયન તરીકે ઉછેરવા હતા તેથી બહારના લોકોમાં યૉર્ક શહરથી બેન્ટલીના કુટુંબના લોકો આવતા અથવા કોઈ વાર મિ ડ્રુવીટની બહેન આવતા

મિ ડ્રુવીટનાં મા ઘણા ચુસ્ત ખ્રિસ્તી હતા એમને એમ ખરું કે શ્રી અરવિંદ ખ્રિસ્તી થાય તો એમનો આત્મા બચે! પણ મિ ડ્રુવીટની અનુમતિ ન હતી અને ડૉ કૃષ્ણધનને પત્ર લખી પુછાવ્યું ત્યારે એમણે વાટ જોવાની સલાહ આપેલી! ઘરમાં દેવપૂજાનું મંદિર—ચેપલ—હતું ત્યાં બધાને પ્રાર્થના કરવા સવારના જવું પડતું

'મહાપુરુષ હોય તો તેના પૂર્વજોને ધાર્મિક વૃત્તિના અને પવિત્ર બનાવવાની વૃત્તિ દરેક માણસમાં હોય છે મારી બાબતમાં, નિદાન, એ સાચું નથી મારા પિતા એક પ્રચંડ નાસ્તિક પુરુષ હતા.' ૧૦ ૩ ૧૯૪૩ વાર્તાલાપ

એક વખત કૉન્ફરન્સમાં નૉન કન્ફૉર્મિસ્ટ પાદરીઓની સભા હતી ત્યાં ડ્રુવીટના બેલીમાં શ્રી અરવિંદને પોતાની સાથે લઈ ગયા શ્રી અરવિંદને કાંઈ જ ખબર નહિ સભામાં પ્રાર્થના થઈ કામ પૂરું થયું એટલે બધા વિખરાયા પછીથી થોડા જ્યારે ભક્તિભાવવાળા લોકો રહ્યા એ વખતે એક

પાદરીએ આવીને શ્રી અરવિંદને પ્રશ્નો પૂછ્યા. એમણે શરમાળપણાને લઈને કશો ઉત્તર આપ્યો નહિ. પણ બધા ગામટા બોલી ઊઠ્યા, 'એનો ઉદ્ધાર થયો.' એ વખતે એમની ઉમ્મર વર્ષ ૧૦. ત્યાર પછી ડોસીમાએ એક પછી એક ઘણાં દેવળોમાં એમને સાથે ફેરવ્યા. શ્રી અરવિંદ કંટાળી ગયા. પાછા મૅન્ચેસ્ટર પહોંચ્યા ત્યારે જાણે છૂટયા.

ફોક્સનું લખેલું 'ક્રિશ્ચિયન માર્ટર્સ' નામનું પુસ્તક વાંચ્યું ત્યારથી એમને ખ્રિસ્તી ધર્મ વિષે શંકાઓ થયેલી. ચાર્લ્સ કિંગ્સ્લીની 'હાઈપેશિયા' વાંચી ત્યારે તો એના બાહ્ય સ્વરૂપ પર લગભગ તિરસ્કાર આવી ગયો.

મૅન્ચેસ્ટર રહેતા તે દરમિયાન ડૉ. કૃષ્ણધન વર્ષના ૩૬૦ પાઉન્ડ ત્રણ છોકરાઓના નિર્વાહ માટે મોકલતા. રેવ. વિલિયમ ડ્રુવીટ ૧૮૮૧ સુધી સ્ટૉકપોર્ટ રોડ ચર્ચના પાદરી રહ્યા હતા. પરંતુ ૧૮૮૧ ના માર્ચમાં એમણે પોતાની જગાનું રાજીનામું આપ્યું ત્યાર પછી ૧૮૮૨ માં તેઓ મૅન્ચેસ્ટર હતા એમ જાણવા મળે છે.

મૅન્ચેસ્ટરમાં રહેવાનું થયું તે વર્ષોના છેવટના ભાગમાં મિ. ડ્રુવીટને, કદાચ આર્થિક કારણોને લઈને, ઑસ્ટ્રેલિયા જવાનું થયું. એટલે શ્રી અરવિંદ-ની ભાળવણી એમણે એક મિ. એક્રોઈડને કરી લાગે છે. સેંટ પૉલની સ્કૂલના અને કેમ્બ્રિજની કિંગ્સ કૉલેજના રજિસ્ટરમાં તેમ જ ઇન્ડિયા ઑફિસના રેકોર્ડમાં શ્રી અરવિંદ 'અરવિંદ ઍક્રૉઈડ ઘોષ' તરીકે નોંધાયા છે. થોડા જ વખતમાં એમને મૅન્ચેસ્ટર છોડીને લંડન રીતસરના અભ્યાસ માટે જવાનું થયું.

ડૉ. કૃષ્ણધન મિ. ડ્રુવીટને પૂરતા પૈસા મોકલી શકેલા નહિ. એટલે ઘણું-ખરું ઑસ્ટ્રેલિયા જતાં મિ. ડ્રુવીટ કલકત્તા થઈ ડૉ. ઘોષ પાસેથી બાકીની રકમ લઈને ઑસ્ટ્રેલિયા ગયેલા.

૧૮૮૪ ૧૮૯૦ લંડનમાં અભ્યાસ. લંડનની સેન્ટ પૉલની સ્કૂલમાં હાઇ-માસ્ટર ડૉ. એફ. ડબલ્યૂ. વૉકરે તપાસ્યા ત્યારે લૅટિનનું ઘણું સારું જ્ઞાન જોયું પરંતુ ગ્રીકમાં તેઓ પછાત જણાયા. ડૉ. વૉકર શાળાના

સૌથી નજરા અને ઘણી વાર નાના પરનુ હોશિયાર વિદ્યાર્થીઓને એક હૉલમાં ભેગા કરીને પોતે લેસન કરાવતા એમણે પોને શ્રી અરવિંદને ગ્રીકમાં આગળ ધપાવવા શિક્ષણ આપ્યું શરૂઆતમાં ૯૮, સેન્ટ સ્ટીફન્ન એવેન્યુ એ ગગનામે ડ્રુવીટની મા સાથે ત્રણે ભાઈઓ લંડનમાં ઘર લઈને રહેલા અહીં પણ ડ્રેગીમા ખ્રિસ્તી ધર્મ વિષેનો આગ્રહ રાખતાં નેજ સવારે દેવમંદિરની જગામાં પ્રાર્થના થતી કોઈ કોઈ વાર મનમોહન કે વિનયભૂષણ પણ તે વખતે બાઇબલ વાંચતા શ્રી અરવિંદને બારીને વાત ચીતમાં કહેલું, 'દાદા પ્રાર્થના કરાવે એવી કલ્પના તમે કરી શકો છો?' એક દિવસ મનમોહનનો મિજાજ ઠેકાણે ન હતો એણે પ્રાર્થનામાં કહ્યું કે 'બુદ્ધ મોગીઝના કહેવા પ્રમાણે લોકો ચાલ્યા નહિ એ ઠીક જ થયું, એ જ દાવનો હતો!' ડ્રેગીમા વિદાઈ ગયાં અને આવા હડહડતા નાસ્તિકો જોડે ન રહેવાનો નિશ્ચય કરી બીજે ચાલ્યાં ગયાં ત્રણે ભાઈઓ પણ જાણે છૂટયા. પણ ડૉ કૃષ્ણધને પૈસા મોકલવા લગભગ બંધ કરી દીવા જેવુ હતું જે કાંઈ આવતા તે પણ ખૂબ અનિયમિતપણે લંડનમાં પહેલાં બે વર્ષ તો નરીગ્રાઈને લઈને ખૂબ હાડમારી વેઠવી પડી શ્રી અરવિંદની ઉમ્મર વર્ષ ૧૨. મનમોહનને કોઈ બાઈએ ખર્ચ ઉધાર રાખીને પોતાને ઘેર રાખવા કબૂલ્યુ વિનયભૂષણ અને શ્રી અરવિંદ લંડનમા નાઉથ કેન્સિંગ્ટનમાં આવેલી લિબરલ ક્લબની ઑફિસ ૧૨૮, કૉમવેલ રોડ પર હતી તેમા બે જણા રહેતા હતા પૈસાની હાડમારીને કારણે વિનયભૂષણને લિબરલ ક્લબમાં સેક્રેટરી તરીકે અઠવાડિયાના પાંચ શિલિંગના પગારથી નોકરી લેવી પડી હતી અને તે પણ મિ જેમ્સ કૉટનની સિફારસથી મળી હતી જેમ્સ કૉટને પરદેશમાં મુશ્કેલીમા આવી પડેલ આ વિદ્યાર્થીઓ ઉપર જે ઉપકાર કર્યો છે તે ન ભુલાય એવો છે

આ સમય દરમિયાન સવારના બેકનનો એક કટકો, ચહા, રોટી, અને રાત્રે થોડી પેસ્ટ્રી—આપણા ભજિયા જેવી તળેલી વસ્તુ—પર નિર્વાહ કરવો પડેલો લંડનમાં શિયાળાની ઠંડીથી બચવાને ઓવરકોટ ક્યાથી હોય? અને વધારામા રાત્રે ઘરોમા હોય છે તેમ એ ઑફિસમા સઘડી પણ ન હતી!

લંડનમાં શ્રી અરવિંદ સપ્ટેમ્બર ૧૮૮૪ થી ડિસેમ્બર ૧૮૯૦ સુધી રહ્યા. વચમાં રજાઓમાં ત્રણેક વખત બહારગામ ગયેલા. શરૂઆતમાં નં. ૪૯, સેન્ટ સ્ટીફન્સ એવેન્યુ એ સરનામે, ત્યાર પછી ૧૮૮૭ ના ડિસેમ્બરથી ૧૮૮૯ એપ્રિલ સુધી ૧૨૮ ક્રૉમ્વેલ રોડ, સાઉથ કેન્સિંગ્ટન એ લિબરલ કલબની ઑફિસમાં રહ્યા. ત્યાર પછી એપ્રિલ ૧૮૮૯ થી ૧૮૯૦ સુધી ૨૮, કૅમ્પ્સફર્ડ ગાર્ડન્સ, અર્લ કોર્ટ, સાઉથ કેન્સિંગ્ટનમાં રહ્યા અને ત્યાર પછી કેમ્બ્રિજ ગયા. ત્યાંથી વેકેશનમાં લંડન આવતા ત્યારે ઉપરને સરનામે રહેતા. ૧૮૯૨ ના ઑક્ટોબરમાં કેમ્બ્રિજનો અભ્યાસ પૂરો કરીને આઇ. સી. એસ.ની મૌખિક પરીક્ષાઓ માટે લંડન આવ્યા ત્યારે ૬, બર્લિંગ્ટન રોડ, બેઝ વૉટર એ સરનામે ૧૮૯૨ ના ડિસેમ્બરના અંત સુધી રહ્યા હતા.

'જ્યારે અમે ઇંગ્લાંડમાં રહેતા હતા ત્યારે મહિને પાંચ પાઉન્ડ ખર્ચવાના મળતા, (ત્રણ ભાઈઓ વચ્ચે), એમાથી જ રહેવાનો અને ખાવાનો ખર્ચ કરવાનો! અમે બહુ ગરીબ રીતે રહેતા હતા તોપણ વધારાના ખર્ચ માટે અમને એકાદ રૂપિયાની જરૂર રહેતી.' ૧૫ એપ્રિલ, ૧૯૨૪

પરંતુ આ સ્થિતિની અસર બાર તેર વર્ષના શ્રી અરવિંદના મન ઉપર થઈ જણાતી નથી. ૧૫ વર્ષની ઉમ્મર સુધી સેન્ટ પૉલ સ્કૂલમાં સારા વિદ્યાર્થી તરીકે આગળ પડતા રહ્યા. કલાસિકલ ભાષાઓનો—ગ્રીક અને લૅટિનનો એમનો અભ્યાસ ઘણો સારો થયો. અને અંગ્રેજી સાહિત્ય માટે બટરવર્થ પ્રાઇઝ (ઇનામ) તથા ઇતિહાસ માટે બેડફર્ડ પ્રાઇઝ શ્રી અરવિંદને મળ્યાં હતાં. વળી સ્કૂલમાં એક લિટરરી સોસાયટી,—સાહિત્ય સમાજ ચાલતી હતી તેમા પણ શ્રી અરવિંદ વિદ્યાર્થી તરીકે આગળ પડતો ભાગ લેતા હતા ૧૮૯૦ ના નવેમ્બરની ૫ મી તારીખે એમણે સ્વિફ્ટના રાજકીય વિચારોની અસંગતતા ઉપર ભાષણ આપ્યુ હતું. ૧૯ મી નવેમ્બર ૧૮૮૯ ને રોજ 'મિલ્ટન' ના ઉપર મંડળમાં બોલ્યા હતા.

૧૮૯૦ માં છેવટેની પરીક્ષામાં કલાસિકસમાં—પ્રાચીન ભાષાઓમાં ઘણા

સાગ માર્ક મેળવી શ્રી અરવિંદે સ્કૉલરશિપ સાથે ખરકારી કિંગ્ઝ કૉલેજમાં પ્રવેશ કર્યો

અને ૧૪ વર્ષની ઉમ્મરે અંગ્રેજી કવિતા લખવાની શરૂઆત કરી હતી

'જ્યારે અમે ત્રણે ભાઈઓ માંન્ચેસ્ટરમાં રહેતા હતા ત્યારે ફોક્સ ફૅમિલી મૅગેઝીન માટે હુ કવિતા લખતો એ કવિતાઓમાં કોઈક કવિનું બેહૂદુ અનુકરણ હુ કરતો—કવિનું નામ અત્યારે યાદ નથી ત્યાર પછી હુ લંડન ગયો ત્યાં મે કવિતા લખવાનું શરૂ કર્યું એ સમયના કેટલાક કાવ્યો 'સૉંગ્ઝ ટુ મર્ટિલા'મા પ્રગટ થયાં છે

'મારા વડેરા ભાઈ મનમોહનને લઈને મને કવિતા રચવાનું ઘણું પ્રોત્સાહન મળ્યુ હતુ એવી મારી ખાતરી છે'

પ્રશ્ન —ઑસ્કર વાઈલ્ડ મનમોહનના મિત્ર હતા એ સાચું છે?

શ્રી અરવિંદ 'હા, દરરોજ સાંજે મનમોહન એને મળતા અને એની વાઈલ્ડ ઢબ રીતે ઑસ્કર મનમોહનનું વર્ણન કરતો 'A young Indian panther in evening brown'—'સાંજના બ્રાઉન રંગવાળા સૂટમાં સજ્જ જુવાન હિંદી વાઘ'

મેં કોઈ વાર ગ્રીક અને લૅટિન કવિતા પણ લખતા તે વખતે 'હેક્યુબા' નામની કવિતા લખી તી તે લૉરેન્સ બિનિયન્સ, મનમોહન ઘોષના અંગત મિત્ર હતા, તેમને ઘણી ગમી હતી એમણે કવિતા લખવાને પ્રોત્સાહન આપે્યું, શાળાના હેડમાસ્તરે પણ

'રિવોલ્ટ ઑફ ઈસ્લામ' એ કાવ્ય (શેલીનુ) હુ ઘણો નાનો હતો ત્યારે પણ મારુ માનીતું હતુ અને હુ એ કાવ્ય ફરી ફરીને વાચતો,—અલબત્ત, પૂરેપૂરુ સમજ્યા વિના પણ મારા અંતરના કોઈ ભાગને એ ગમી ગયુ હતું એ તો ખુલ્લુ છે એ વાચનની જે છાપ મારા માનસ પર સ્થાયી રૂપે પડી તે એક એવી આગાહી રૂપે હતી કે જગતનું રૂપાંતર કરી નાખે એવા કોઈ કાર્યમા હુ મારુ જીવન અર્પણ કરીને એવી ક્રાંતિ લાવવામા ભાગ લઈશ'

૨૮ જૂન, ૧૯૨૬

શાળામાં અને મૅન્ચેસ્ટરમાં પણ—એમણે મુખ્ય લક્ષ શિષ્ટ સાહિત્યના અભ્યાસ ઉપર રાખ્યું હતું.નિશાળના અભ્યાસક્રમમાં એની ઝીણીઝીણી વિગતો પર ધ્યાન આપતા નહિ. એટલે પાછળથી બેદરકાર વિદ્યાર્થી તરીકે ગણાતા. પણ સામાન્ય વાંચન અને તેમાં પણ અંગ્રેજી કવિતા, સાહિત્ય, નવલકથા, ફ્રેન્ચ સાહિત્ય, યુરોપનો ઇતિહાસ, તેના જુદા જુદા યુગોનો અભ્યાસ તેમણે ખાસ કરીને કર્યો. ઇટાલિયન, થોડું જર્મન, અને સ્પૅનિશ પણ આ વખતે શીખી લીધું. ખરું જોતાં, શાળાનો અભ્યાસક્રમ તૈયાર કરવામાં એમને ઘણો થોડો વખત લાગતો એટલે આવું બહારનું વાંચન કરીને પરીક્ષા વખતે ક્લાસ માટેની તૈયારી કરી લેતા. આવી રીતે અભ્યાસ કરવા છતાં સૅન્ટ પૉલ સ્કૂલમાં ક્લાસિકસના વિષયનાં બધાં ઇનામો એમણે મેળવ્યાં હતાં. એક વખત પોતાને મળેલા ઇનામમાં સચિત્ર ઍરેબિયન નાઇટ્સ પોતે માગેલી તે ઘણાં વર્ષો સાથે રહી હતી. સૅન્ટ પૉલની સ્કૂલમાં સારી રીતે પાસ થયા અને ૮૦ પાઉન્ડની સ્કૉલરશિપ કૉલેજમાં આગળ ભણવા માટે મળી.

૧૮૯૦માં આઇ. સી. એસ. ની પ્રવેશક પરીક્ષા આપી પાસ થઈ પ્રોબેશનર—ઉમેદવાર—થયા. એમાં તેમણે ગ્રીક અને લૅટિનમાં સૌથી વધારે માર્ક મેળવેલા અને અગિયારમે નંબરે પાસ થયેલા. અને ઘણા ખરા ઉમેદવારો ટ્યુટર રાખીને અભ્યાસ કરે છે ત્યારે એમણે જાતે જ અભ્યાસ કર્યો હતો. મનમોહને પણ આઇ. સી. એસ. માટે પ્રયત્ન કરેલો, પણ નિષ્ફળ ગયેલા.

૧૩ વર્ષની ઉમ્મરે એક પ્રકારનું અંતરનું પરિવર્તન થયું :—તે એવું કે તે પહેલાં શ્રી અરવિંદને પોતે સ્વાર્થી હતા એવી પ્રતીતિ થઈ અને અંદરથી એમ થયું કે સ્વાર્થત્યાગ કરવો જોઈએ. ત્યાર પછી એ પ્રમાણે વર્તવાનો પ્રયત્ન કરવાથી અંદરના જીવનમાં એક પ્રકારનો પલટો આવી ગયો.

પ્રશ્ન ;—તમે ઇંગ્લાંડમાં હતા ત્યારે તમને અસાધારણ આધ્યાત્મિક સાક્ષાત્કારો થયા હતા ખરા?

ઉત્તર :—ના. બાળપણમાં મને કશા અસાધારણ ગણાય એવા આધ્યાત્મિક સાક્ષાત્કારો થયા ન હતા. મને ત્રણ જ યાદ છે. એક દાર્જિલિંગમાં

હાજર રહ્યા નહિ—બેત્રણ વાર તક આપવા છતાં—અને એમણે કેમ્બ્રિજમાં ભાષણો આપેલાં એ ઉપરથી એમની પસંદગી કરવામાં આવી નહિ. બાકી, ઘોડેસવારીની પરીક્ષામાં નિષ્ફળ નીવડેલા ઉમેદવારને હિંદમાં નોકરી કરતાં કરતાં એ પરીક્ષા આપવાની સગવડ અંગ્રેજ સરકારે કેટલાક માણસોને આપેલી હતી.

શ્રી અરવિંદ ઇંગ્લાંડમાં હતા તે વખતે એમણે ગ્રીક તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરેલો એવું કેટલાક લોકો માને છે પણ તે સાચું નથી. ઇંગ્લાંડ હતા ત્યારે એમણે પ્લેટોનું રિપબ્લિક અને સિમ્પોઝિયમ વાંચ્યાં હતાં. પણ ગ્રીક મીમાંસાનો એમણે અભ્યાસ કર્યો ન હતો. હેરેક્લિટસનું નામ સાંભળ્યું હતુ પણ હિંદમાં આવ્યા પછી એનો અભ્યાસ કરેલો. જર્મન તત્ત્વવેત્તાઓ તો એમણે વાંચેલા જ નહિ.

હકીકત એ છે કે એમનુ તત્ત્વજ્ઞાન યોગસાધનાના અભ્યાસ પછી જ વિકાસ પામ્યું છે. સાધનાને પરિણામે વિચારોની રેલ મનની ઉપરથી ધસી આવતી. એમના મનને એ દિશામાં શરૂઆતમાં મદદ કરી હોય તો તે ગીતા અને ઉપનિષદના વાંચને કરેલી. સામાન્ય વેદાંત દર્શનના ખ્યાલો પણ એમના જાણવામાં હતા.

ઇંગ્લાંડમાં પોતાની કેળવણી વિષે શ્રી અરવિંદે દિલીપકુમારને એક પત્રમાં (૩૧.૮ ૧૯૩૩) લખ્યું હતું: 'ના, હું સ્થૂલ ભૂમિકા ઉપર ગાતો નથી. ઇંગ્લાંડમાં મને કેળવણી મળી તે બહુ જ બેદરકારીવાળી હતી—જો કે લોકો એનાથી જુદું જ કહે છે. એમાં રહી ગયેલા ખાડાઓ મેં ત્યાર પછીથી પૂરી લીધા, પણ કેટલાક રહી જ ગયા તેમાંનો એક સંગીતનો છે. પણ તેથી હુ સ્થૂલથી ઉપરની ભૂમિકામાં નહુઁ ગાઈ શકું એવું નથી. ....'

૧૮૯૦-૧૮૯૨. કેમ્બ્રિજ, કિંગ્સ કૉલેજ. આઇ. સી. એસ. ના પ્રોબેશનર તરીકે સ્કોલરશિપ મળતી હતી તે અને સેન્ટ પૉલની સ્કૂલ તરફથી મળતી ૮૦ પાઉન્ડની સ્કોલરશિપ એ બે મળીને કેમ્બ્રિજના ખર્ચને ભાગ્યે પહોંચી વળાતું. એટલે અહીં પણ શ્રી અરવિંદને થોડી ઘણી આર્થિક

થયો હતો. બીજો હું ૧૨ કે ૧૩ વર્ષનો હતો ત્યારે થયો હતો. તે વખતે હું ખૂબ જ સ્વાર્થી સ્વભાવનો હતો અને અંતરમાંથી કાંઈ ઊગ્યું અને મને લાગ્યું કે મારે સ્વાર્થીપણું છોડી દેવું જોઈએ, અલબત્ત, મેં મારી અપૂર્ણ રીતે એ જ્ઞાનનો અમલ કરવાનો પ્રયત્ન કર્યો હતો. પણ એક રીતે મારા અંતર જીવનમાં એ અનુભવથી પલટો થયો

છેલ્લી અનુભૂતિ મેં ઇંગ્લાંડ છોડ્યું તેના થોડા જ સમય પહેલાં થઈ. એક રીતે એને અનંતનો—બ્રહ્મનો બૌદ્ધિક—આધ્યાત્મિક નહિ, અનુભવ કહી શકાય. મને તે એક સત્તા જ વાસ્તવિક લાગી અને બાકી બધું જાણે અસત્ છે, કાંઈ જ નથી, એવું લાગેલું. પણ એ અનુભૂતિ થોડો જ સમય ટકી હતી.'

'મારે માનવની બધી જ અપૂર્ણતાઓથી આરંભ કરવો પડ્યો હતો. અને દિવ્ય ચેતનાને દેહમા મૂર્ત કરતા પહેલા બધી જ મુશ્કેલીઓ વેઠવી પડી હતી.' ૨૮ જૂન, ૧૯૨૬ વાર્તાલાપ.

લંડનમાં જ્યારે શ્રી અરવિંદ મૅક્સમુલરના અનુવાદો—'સેક્રેડ બુક્સ ઑફ ધ ઈસ્ટ'—વાચતા હતા તે દરમિયાન 'આત્મા'નો ખ્યાલ એમને આવ્યો અને તે સમયે એમણે નિર્ણય કર્યો કે વેદાંત એ જીવનમાં ઉતારવાની વસ્તુ છે. એ પહેલાં શ્રી અરવિંદ નાસ્તિક અને અજ્ઞેયવાદી જેવા હતા.

એક વાત અહીં જ નોંધ લેવી જોઈએ. ડૉ. કૃષ્ણધન પૂરા યુરોપિયન બન્યા હતા તોપણ દેશાભિમાન એમનામાં જાગ્રત હતું. જ્યારે જ્યારે ઇંગ્લાંડ પત્ર લખતા ત્યારે બંગાળી પેપરોમાંથી કાપલીઓ મોકલતા, જેમાં અંગ્રેજ સત્તાની અન્યાયી વર્તણૂક છતી થતી હોય અને પોતે પણ સરકારને 'heartless' 'હૃદય વગરની' કહેતા. આનું પરિણામ એ આવ્યું કે ચારેક વર્ષને અંતે શ્રી અરવિંદ ઇંગ્લાંડમાં પણ હિંદની સરકારના વિરોધી બન્યા. કૅમ્બ્રિજની મજલિસમા કડક ભાષણો આપતા. પરિણામે અંગ્રેજ સરકારની ગુલામી જેવી નોકરીમાં ન જોડાવાનો અંતરમાં નિશ્ચય કર્યો અને લેખિત પરીક્ષામાં પાસ થયા તો પણ ઘોડેસવારીની પરીક્ષામાં જાણી જોઈને

હાજર રહ્યા નહિ—બેત્રણ વાર તક આપવા છતાં—અને એમણે કેમ્બ્રિજમાં ભાષણો આપેલાં એ ઉપરથી એમની પસંદગી કરવામાં આવી નહિ. બાકી, ઘોડેસવારીની પરીક્ષામાં નિષ્ફળ નીવડેલા ઉમેદવારને હિંદમાં નોકરી કરતાં કરતાં એ પરીક્ષા આપવાની સગવડ અંગ્રેજ સરકારે કેટલાક માણસોને આપેલી હતી.

શ્રી અરવિંદ ઇંગ્લાંડમાં હતા તે વખતે એમણે ગ્રીક તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરેલો એવું કેટલાક લોકો માને છે પણ તે સાચું નથી. ઇંગ્લાંડ હતા ત્યારે એમણે પ્લેટોનું રિપબ્લિક અને સિમ્પોઝિયમ વાંચ્યાં હતાં. પણ ગ્રીક મીમાંસાનો એમણે અભ્યાસ કર્યો ન હતો. હેરેક્લિટસનું નામ સાંભળ્યું હતું પણ હિંદમાં આવ્યા પછી એનો અભ્યાસ કરેલો. જર્મન તત્ત્વવેત્તાઓ તો એમણે વાંચેલા જ નહિ.

હકીકત એ છે કે એમનું તત્ત્વજ્ઞાન યોગસાધનાના અભ્યાસ પછી જ વિકાસ પામ્યું છે. સાધનાને પરિણામે વિચારોની રેલ મનની ઉપરથી ધસી આવતી. એમના મનને એ દિશામાં શરૂઆતમાં મદદ કરી હોય તો તે ગીતા અને ઉપનિષદના વાંચને કરેલી. સામાન્ય વેદાંત દર્શનના ખ્યાલો પણ એમના જાણવામાં હતા.

ઇંગ્લાંડમાં પોતાની કેળવણી વિષે શ્રી અરવિંદે દિલીપકુમારને એક પત્રમાં (૩૧.૮.૧૯૩૩) લખ્યું હતું: 'ના, હું સ્થૂલ ભૂમિકા ઉપર ગાતો નથી. ઇંગ્લાંડમાં મને કેળવણી મળી તે બહુ જ બેદરકારીવાળી હતી—જો કે લોકો એનાથી જુદું જ કહે છે. એમાં રહી ગયેલા ખાડાઓ મેં ત્યાર પછીથી પૂરી લીધા, પણ કેટલાક રહી જ ગયા તેમાંનો એક સંગીતનો છે. પણ તેથી હું સ્થૂલથી ઉપરની ભૂમિકામાં ન ગાઈ શકું એવું નથી. . . . .'

૧૮૯૦-૧૮૯૨. કેમ્બ્રિજ, કિંગ્સ કૉલેજ. આઈ. સી. એસ. ના પ્રોબેશનર તરીકે સ્કોલરશિપ મળતી હતી તે અને સેન્ટ પૉલની સ્કૂલ તરફથી મળતી ૮૦ પાઉન્ડની સ્કોલરશિપ એ બે મળીને કેમ્બ્રિજના ખર્ચને ભાગ્યે પહોંચી વળાતું. એટલે અહીં પણ શ્રી અરવિંદને થોડી ઘણી આર્થિક

મુશ્કેલી તો રહેતી જ. એક વાર ફી ભરવાના પૈસા ન હતા. એટલે મિ પ્રોથરો, સિનિયર ટ્યુટરે બોલાવીને પૂછ્યું ત્યારે ઘરેથી તો પૈસા આવતા જ નથી એ તેમના જાણવામાં આવ્યું. કેટલાક વેપારીઓનાં બિલ ચડેલાં હતાં તે ચૂકવવાને પણ પૈસા ન હતા. એટલે જ્યારે વેપારીમાંના કોઈએ કોર્ટમાં દાવો માંડીને પૈસા લેવાની વાત કરી ત્યારે મિ. પ્રોથરોએ એક કડક પત્ર ડૉ. કે. ડી. ઘોષને લખ્યો જેને પરિણામે પૈસા આવ્યા અને શ્રી અરવિંદને કાઉન્ટી કોર્ટમાં જવાનુ અટકી ગયું.

અહીં બે વર્ષમા ક્લાસિકલ ટાઈપોઝની પરીક્ષામા પહેલા વર્ગમાં પાસ થયા ઘણુ ખરુ આ પરીક્ષા વિદ્યાર્થીઓ ત્રીજે વર્ષે પસાર કરે છે પણ એમણે બી એ ની ઉપાધિ લીધી ન હતી કારણ કે યુનિવર્સિટીના નિયમ પ્રમાણે પરીક્ષા ગમે ત્યારે પસાર કરી હોય પણ ડિગ્રી ત્રીજે વર્ષે જ મળે શ્રી અરવિંદ બે જ વર્ષ રહી શકે તેમ હતું અરજી કરી હોત તો કદાચ એ ઉપાધિ મળી હોત પણ ઇંગ્લાંડમાં કૉલેજમા કામ કરવું હોય તો જ ઉપાધિ ઉપયોગી ગણાય છે. એટલે શ્રી અરવિંદને મન પણ ઉપાધિની કિંમત બહુ લાગેલી નહિ ૧૮૯૧ માં આયર્લૅન્ડની સ્વતંત્રતાનો હિમાયતી પારનેલ મરણ પામ્યો તેના પર શ્રી અરવિંદે કાવ્ય લખ્યું.

કેમ્બ્રિજમાં હતા તે વખતે જ શ્રી અરવિંદે બંગાળી અને સંસ્કૃતનો થોડો થોડો અભ્યાસ શરૂ કરી દીધો હતો. એમણે ઈશ્વરચંદ્રનાં 'કથામાળા' અને 'બોધોદય' વાંચ્યાં હતાં. હિંદમાં નોકરી કરીને નિવૃત થયેલ એક મિ. ટાવર્સ, જેને લોકો ' પંડિત ટાવર્સ ' કહેતા તે બંગાળી શીખવતો. ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરના 'બોધોદય' જેવી સંસ્કૃતપ્રચુર બંગાળી તે જાણતો. શ્રી અરવિંદ એક વાર બંકિમમાંથી એક કંડિકા લઈ ગયા અને સમજાવવા કહ્યું. થોડી વાર વિચાર કરીને ટાવર્સે કહ્યું, 'આ કાંઈ બંગાળી નથી '!

આ વખતે કિંગ્સ કૉલેજમાં જાણીતો પ્રોવોસ્ટ ઑસ્કર બ્રાઉનિંગ હતો. તેણે શ્રી અરવિંદના ઉત્તરપત્રો વાંચીને એમને જણાવેલું કે છેલ્લાં ૧૩ વર્ષથી પોતે પરીક્ષાઓ લેતા હતા તેમાં શ્રી અરવિંદના જેવા ઉત્તરપત્રો એમણે વાંચ્યા ન હતા.

આ અંગે ડૉ. કે. ડી. ઘોષનો એક પત્ર આ મુજબ છે:

'ઉત્તરપત્રોમાં એક નિબંધ શેક્સપિયર અને મિલ્ટન એ બે કવિઓની સરખામણી વિષેનો તદ્દન સ્વચ્છંદીપણે લખાયેલો હતો. હું તમને અરવિંદના પોતાના શબ્દોમાં વર્ણન મોકલાવું છું:

'કાલે રાત્રે કૉલેજના એક ડૉન સાથે કાફી પીવા માટે મને આમંત્રણ મળ્યું હતું. અને એની ઓરડીમાં મને પેલા મહાન ઓ. બી—એટલે કે ઑસ્કર બ્રાઉનિંગ જેઓ કિંગ્સ કૉલેજની એક અનુપમ લાક્ષણિકતા જેવા છે તે—મળ્યા. તેઓ મારાં ખૂબ વખાણ કરતા હતા અને કેટલ્લસ (કવિ) પરથી સ્કૉલરશિપના વિષય પર આવતાં તેમણે મને કહ્યું, 'તમે પરીક્ષામાં ઘણે ઊંચે નંબરે પાસ થાઓ છો તે તો હું ધારું છું કે તમે જાણો છો. હું તેર વર્ષથી પરીક્ષાના પેપરો તપાસતો આવ્યો છું. અને એ સમય દરમિયાન તમારા પેપરો જેવા ઉત્તમ પ્રતિના પેપરો મેં જોયા નથી. (એટલે કે સ્કૉલરશિપની પરીક્ષામાં મારા કલાસિકલ પેપરો.) અને તમારો નિબંધ તો ખરેખર સુંદર હતો.' આ નિબંધ, જે શેક્સપિયર અને મિલ્ટન વચ્ચે સરખામણીનો હતો તેમાં મેં મારા પૂર્વદેશની રસવૃત્તિને પૂરેપૂરી છૂટથી વહેતી મૂકી હતી; એમાં ઉષ્ણ પ્રદેશનો સભર કલ્પનાવિલાસ હતો; વિરોધાભાસ અને સૂત્રાત્મક વાક્યો પણ પુષ્કળ વાપર્યાં હતાં અને એમાં જરા પણ સંયમ કે સંકોચ વગર મારી ખરી લાગણીને મેં પ્રગટ કરી હતી. મને પોતાને એમ લાગ્યું હતું કે એ નિબંધ મારો સારામાં સારો નિબંધ છે, પણ હાઈ સ્કૂલમાં એ અતિશય એશિયાપણાની અને શબ્દ-પુષ્કળતાની ખામીવાળો ગણાત. પછીથી ઑસ્કર બ્રાઉનિંગ મહાશયે મારી ઓરડીઓ કયાં છે એમ પૂછ્યું. અને જ્યારે મેં એમને જવાબ આપ્યો ત્યારે એ બોલી ઊઠયા, 'પેલી કંગાળ કોટડી!' અને પછી મારી તરફ ફરીને કહ્યું, 'આપણા શિષ્યવૃત્તિ મેળવનારા વિદ્યાર્થીઓ તરફ આપણે કેવા અસભ્ય થઈએ છીએ? મહાન બુદ્ધિશાળી વિદ્યાર્થીઓ અહીં આપણી પાસે આવે છે ત્યારે આપણે એમને પેટીમાં પૂરીએ છીએ! હું ધારું છું કે એમના અભિમાન પર અંકુશ મૂકવા માટે એમ કરીએ છીએ.'

૨ ડિસેમ્બર, ૧૮૯૦ ખુલના.

૧૮૯૦, ૨ ડિસેમ્બરને રોજ ડૉ. કૃષ્ણધને એમના સાળા જોગેન્દ્ર (બોઝ)ને એક પત્ર લખ્યો જેમાં એમની બાળકો પ્રત્યેની ફરજની લાગણી તથા એમને ભવિષ્યમાં મોટા બનાવવાની તીવ્ર ઇચ્છા સ્પષ્ટપણે દેખાઈ આવે છે (જુઓ ઓરિયેન્ટ, ફેબ્રુઆરી ૨૭, ૧૯૪૯). એ આખો પત્ર છપાયેલો છે સરોજિની અને બારીન રોહિણીમાં સ્વર્ણલતા પાસે રહેતા હતા તેમને પોતાની પાસે રાખીને ભણાવવાનો ડૉ. કે ડી. નો આગ્રહ એ પત્રમાં જણાઈ આવે છે

એ પત્રમાં શ્રી અરવિંદ વિષે એમણે ભાવિ આશા આ પ્રમાણે વ્યકત કરી હતી.

'જે ત્રણ પુત્રો મે પેદા કર્યા છે એમને મે સર્વ રીતે પુષ્ટ—બલિષ્ઠ બનાવ્યા છે. ..હું આશા રાખુ છુ કે અરો—(શ્રી અરવિંદ) પોતાના જ્વલંત રાજ્ય-વહીવટ વડે દેશને ગૌરવશાળી કરશે.... મહાન પિતાના મહાન પુત્ર ઑસ્કર બ્રાઉનિગે જ્યારે કૉલેજના કોઈ ડૉન સાથે ચહા પીવા આવ્યો હતો ત્યારે એને શુ કહ્યું હતું તે હુ તમને જણાવું છું. (અત્યારે અરો કેમ્બ્રિજની કિંગ્સ કૉલેજમાં પોતાની પ્રતિભાથી પ્રવેશ મેળવીને અભ્યાસ કરે છે.)'

ડૉ. કે. ડી ને બારીન અને સરોજિની મેળવવા માટે ખૂબ યુકિતઓ કરવી પડી હતી. છેવટે બન્ને બાળકો એમના હાથમાં આવ્યાં હતાં.

આ વર્ષ દરમિયાન કેમ્બ્રિજમાં રહેતા હિંદી વિદ્યાર્થીઓએ પોતાની 'મજલિસ' નો આરંભ કર્યો. શ્રી અરવિંદ એમાં આગળ પડતો ભાગ લેતા અને થોડા વખત માટે સેક્રેટરી પણ રહ્યા હતા. સમકાલીન વિદ્યાર્થીઓમાં ફેલિક્સ દ સૂઝા, બીચક્રૉફ્ટ, મિ. ફેરેરા, કે. ગ. દેશપાંડે, સર હરિનિંગ વિગેરે હતા. સી. આર. દાસ આ વર્ષોમાં લંડનમાં હતા અને એમનો શ્રી અરવિંદ સાથે પરિચય હતો ખરો, પણ વધારે મૈત્રી એમને મનમોહન સાથે હતી. મજલિસમાં શ્રી અરવિંદ ઘણી સખ્ત ભાષામાં હિંદની સ્વતંત્રતાની હિમાયત કરતા હતા. અને તે ઇન્ડિયા ઑફિસની જાણમાં પણ આવ્યું હતું.

કેમ્બ્રિજ સમયનો એક રમૂજી ટુચકો:—

'એક વાર કેમ્બ્રિજમાં અમે શારીરિક વિકાસ વિષે ચર્ચા કરતા હતા. ત્યાં

એક વિદ્યાર્થીએ પોતાની હિંમત બતાવવા માટે પોતાના શરીર પરનાં કપડાં ઉતારવા માંડયાં. એક પછી એક ગંજીફરાકો ઉતારતો જ ગયો. કુલ્લે એના શરીર પર દસથી બાર હતાં!' ૧૮ ડિસેમ્બર, ૧૯૩૮

૧૮૯૨માં પ્રોબેશનનો સમય પૂરો થતાં સરકારી સનદી ખાતા તરફથી ઘોડેસવારી વગેરે વિષયોની પરીક્ષા લેવાતી હતી. શ્રી અરવિંદને આઈ. સી. એસ. નોકરીનો મોહ ન હતો એટલું જ નહિ પણ એમાંથી ગાળિયું કાઢવું હતું. સીધેસીધી ના કહે તો પિતા માને તેમ ન હતું. એટલે ઘોડેસવારીની પરીક્ષામાં પહેલી વાર ગયા જ નહિ; એટલે બીજી વાર એમને બોલાવ્યા, ટ્રેનર હતો તેણે વુલીચ આવવાને કહ્યું અને વખત પણ જણાવ્યો. પણ શ્રી અરવિંદ જાણી જોઈને મોડા નીકળ્યા અને લોકલ ગાડી ચૂકયા ને પછીથી ગયા જ નહિ! ગયા હોત તો કદાચ ફરીથી તક આપત. વળી, ઘોડેસવારીના લેસનો મોંઘા પણ હતા એટલે પૂરતો અભ્યાસ પણ કર્યો ન હતો. આ તો આઈ. સી. એસ. થવાનું અટકયું અને પોતે નોકરી ન સ્વીકારી એમ ન કહેવાય!!

ઘોડેસવારીની પરીક્ષા વિષે :—

પ્રશ્ન : તમે ઘોડેસવારીની પરીક્ષામાં ગયા જ ન હતા?

ઉત્તર : 'ના. મને બીજી તક આપવામાં આવી હતી પરંતુ તે વખતે પણ હું ગેરહાજર રહ્યો એટલે આખરે પરીક્ષકોએ મને પસંદગીમાંથી બાતલ કર્યો.'

પ્રશ્ન : પણ તમે આઈ. સી. એસ. ની પરીક્ષા માટે તો બેઠા જ હતા ને? તો પછી ઘોડેસવારીમાં ન જવાનું 'ઇન્ટયુઇશન'—તમને તે વખતે સૂઝી આવ્યું?

ઉત્તર : 'જરા યે નહિ. એ વખતે મને યોગ વિષે કશી જ ખબર ન હતી. આઇ સી. એસ. માટે હું બેઠો કારણ મારા પિતાની એવી મરજી હતી અને મારી ઉમ્મર પાકી સમજણ માટે ઘણી નાની હતી. પાછળથી આઇ. સી. એસ.માં કેવા પ્રકારનું કામ હોય છે તેની મને ખબર પડી અને મને અમલ-

દારીના જીવનનો તિરસ્કાર હતો તથા એ પ્રકારના અમલી કામમાં મને રસ પણ ન હતો મને રસ કવિતામાં, સાહિત્યમાં, ભાષાઓના અભ્યાસમાં અને દેશભક્તિના કાર્યમાં હતો' ૧૮.૧૨.૧૯૩૮

શ્રી અરવિંદ અને આઇ સી એસ પરીક્ષા

૧૮૯૦ ના ડિસેમ્બરમા શ્રી અરવિંદ આઇ સી એસ ની નોકરી માટે ખુલ્લી એવી પ્રવેશક પરીક્ષામાં ૧૧ મે નંબરે પાસ થઈને ચૂંટાયા ત્યાર પછી પહેલી પિરિયોડિકલ પરીક્ષા વચગાળામાં થયેલી તેમા ૨૩ મે નંબરે, બીજી પિરિયોડિકલમા ૧૯ મે નંબર અને છેલ્લીમા ૩૭ મે નંબરે પાસ થયા હતા (ઑગસ્ટ ૧૮૯૨)

હિંદમા નોકરી મળે તે પહેલાં કૉલેજનુ સર્ટિફિકેટ, દાક્તરનું તંદુરસ્તીનું સર્ટિફિકેટ મોકલવા જોઈએ તે શ્રી અરવિંદે મોકલેલા નહિ ઘોડેસવારીની પરીક્ષા પાસ કર્યાનુ સર્ટિફિકેટ પણ મોકલવાનું બાકી હતું

એ પરીક્ષા વિષે ઘણી બિનપાયાદાર અફવાઓ પ્રચલિત છે હુ ઇંગ્લાડમાં હતો તે દરમિયાન ઇન્ડિયા ઑફિસ લાયબ્રેરીમાથી આ ઘટનાને લગતો બધો પત્રવ્યવહાર મે જોયો અને મેળવ્યો છે તેને આધારે નીચે પ્રમાણે હકીકત તરી આવે છે —

૨૪મી ઑગસ્ટ ૧૮૯૨ ને રોજ નહિ મોકલેલા સર્ટિફિકેટો મોકલી આપવાને એક પત્ર શ્રી અરવિંદને લંડનને સરનામે મોકલવામાં આવ્યો

૯ મી ઑગસ્ટ ૧૮૯૨ ને રોજ ઘોડેસવારીની પરીક્ષાનો દિવસ નક્કી થયેલો હતો, પણ તે દિવસે શ્રી અરવિંદ ગયા જ નહિ શા માટે ગયા નહિ તે સમજાવવા ૧૧ મી ઑગસ્ટે દાક્તરનુ સર્ટિફિકેટ મોકલ્યું

૧૫ મી ઑગસ્ટ ૧૮૯૨ ને રોજ પત્ર દ્વારા પૂછવામા આવ્યું કે તમે ક્યારે પરીક્ષા આપવા તૈયાર થશો કશો ઉત્તર મળ્યો નહિ

૩૦ મી ઑગસ્ટ ૧૮૯૨ ને રોજ ફરીને એ જ સવાલ પત્રથી પૂછયો એનો પણ જવાબ ન મળ્યો

૧૭ મી ઑક્ટોબર ૧૮૯૨ ને રોજ 'વળતી ટપાલે જવાબ આપો' એવી તાકીદ સાથે પરીક્ષા માટે દિવસ નક્કી કરવાની સૂચનાનો પત્ર શ્રી અરવિંદને ઇન્ડિયા ઑફિસ તરફથી મોકલવામાં આવ્યો.

૧૮ મી ઑક્ટોબરે જવાબ લખ્યો — 'આવતે મંગળ કે બુધવારે'— હું પરીક્ષા આપવા તૈયાર છું.

૨૨ મી ઑક્ટોબરે ઑફિસમાંથી કાગળ મારફત ખબર મોકલવામાં આવી : બુધવાર, ૨૬ મી ઑક્ટોબરે પરીક્ષા લેવાશે.

૨૬ મી ઑક્ટોબરે (૧૮૯૨) કર્નલ બ્રાઉએ લખ્યું "ઉમેદવાર આવ્યો નથી" શ્રી અરવિંદને ઘેર એક માણસ મોકલ્યો તપાસ કરવા; જવાબ લાવ્યો કે એમને કાગળ મળ્યો જ નથી!

૩૧ મી ઑક્ટોબરે બપોરે ૧૨ વાગે ઑફિસમાં આવીને મળવા માટે પત્રથી સૂચના મોકલવામાં આવી. ૧૨ ને બદલે ૧૨-૪૦ એ આવ્યા અને કહ્યું કે પત્ર મળ્યો જ નથી!

૫ મી નવેમ્બર ૧૮૯૨ નો દિવસ પરીક્ષા માટે નક્કી કરવામાં આવ્યો. ફરીને કર્નલ બ્રાઉએ લખ્યુ : 'ઘોષ આવ્યા જ નથી'. અને ચિઠ્ઠીમાં ઉમેર્યું— 'એ ઉમેદવારની પરીક્ષા લેવા હું રાજી નથી!'

૧૦ મી નવેમ્બર ૧૮૯૨ ને રોજ બાર વાગે ઑફિસમાં હાજર થવાને પત્રથી સૂચવવામાં આવ્યું. ૧૨ ૫૦ એ આવ્યા! — અને કહ્યું કે બે વાર વુલીચ ગયો હતો પણ પરીક્ષક જતા રહ્યા હતા!

આખરે ૧૫ મી નવેમ્બર ૧૮૯૨ નો દિવસ પરીક્ષા માટે નક્કી કરવામાં આવ્યો. ચેરિંગ ક્રૉસ સ્ટેશનથી ૨.૨૨ ની ગાડીમાં વુલીચ જવું એમ ઠરાવવામાં આવ્યું અને ઇન્ડિયા ઑફિસનો એક માણસ સ્ટેશન પર હાજર રહેશે એ પણ નક્કી થયું. ૨.૨૨ સુધી કોઈ આવ્યું નહિ! ઇન્ડિયા ઑફિસનો માણસ ૨.૨૨ ની ગાડીમાં વુલીચ ગયો, ખાતરી કરવા કે કોઈ બીજે રસ્તે તો શ્રી અરવિંદ ત્યાં પહોંચી નથી ગયા! પણ ત્યાં કોઈ હતું નહિ.

કર્નલ બ્રાઉ અને એ ઑફિસરે ૨૦ મિનિટથી અરધો કલાક સુધી વાટ જોઈ પણ કોઈ આવ્યું જ નહિ.

ચેરિંગ ક્રૉસ સ્ટેશનથી ઑફિસમાં ખબર મોકલી હતી કે શ્રી અરવિંદને ઘેર માણસ મોકલીને તપાસ કરો કે કેમ આવ્યા નથી. માણસ ઘેર ગયો ત્યારે એને ખબર પડી કે મિ. ઘોષ બહાર ગયા છે અને સાંજના છ પહેલાં પાછા આવવાના નથી!

આ સ્પષ્ટ વિગતો પરથી એટલું તો તરી આવે છે કે ઇન્ડિયા ઑફિસનો વાંક જેટલો ધારવામાં આવે છે તેટલો નથી. અલબત્ત, લૉર્ડ કીમ્બર્લી જે, તે વખતે સેક્રેટરી ઑફ સ્ટેટ હતા તેમણે, ૧૫ મી નવેમ્બર પછી એક વધારે તક આપવા માટે જેમ્સ કૉટન વગેરે અંગ્રેજોએ અને બિનયભૂપણે દબાણ કરીને શ્રી અરવિંદ પાસે અરજી કરાવી તે નામંજૂર કરી—કહો, સિવિલ સર્વિસ કમિશન પાસે નામંજૂર કરાવી.—એ નામંજૂરીની પાછળ શ્રી અરવિંદે કેમ્બ્રિજની મજલિસમાં જે ગરમાગરમ ભાષણો હિંદની સ્વતંત્રતાની હિમાયત માટે કર્યાં હતાં તે જવાબદાર હોઈ શકે.

પણ શ્રી અરવિંદના પોતાના જ શબ્દો પરથી આપણે જોઈ શકીએ છીએ કે ચાર ચાર તક મળ્યા છતાં પરીક્ષા ન આપનાર ઉમેદવાર પોતે જ નોકરી કરવા માટે કેટલો ઉત્સુક હોઈ શકે.

### જી. એમ. પ્રોથરો શ્રી અરવિંદ વિષે

[જી. એમ. પ્રોથરો કેમ્બ્રિજમાં સિનિયર ટ્યુટર હતા અને પાછળથી 'સર'નો ઇલકાબ પામીને ઇતિહાસ લેખક તરીકે પ્રખ્યાત થયા હતા. શ્રી અરવિંદને આઈ. સી. એસ.માં ઘોડેસવારીની પરીક્ષામાં ન બેસવાને કારણે પસંદ કરવામાં આવ્યા નથી એમ જ્યારે મિ. પ્રોથરોએ જાણ્યું ત્યારે એમણે એક પત્ર જેમ્સ કૉટનને લખ્યો જે તેમણે ઇન્ડિયા ઑફિસ પર, પોતાના ભલામણના પત્ર સાથે, મોકલી આપ્યો. એ પત્ર પરથી શ્રી અરવિંદની *તીક્ષ્ણ બુદ્ધિની તથા એમના ચારિત્ર્યની એમના અધ્યાપકો પર કેવી છાપ* હતી તે આપણને જાણવા મળે છે. ઉપરાંત, વિદ્યાપીઠમાં કામ કરનાર વ્યક્તિનું

વિશાળ દૃષ્ટિબિંદુ અને સ્વતન્ત્ર માનસ તથા અભિપ્રાય આપવામા નિખાલસતા અને હિંમત પણ જોઈ શકાય છે.]

કિંગ્સ કૉલેજ, કેમ્બ્રિજ
૨૦, નવેમ્બર ૧૮૯૨

વહાલા સાહેબ,

તમે ઘોષ વિષે જે કહ્યુ તે સાભળીને હુ ઘણો જ દિલગીર થયો છુ, કે એને ઘોડેસવારીમા ન બેસવાને કારણે આઇ સી એસ ની છેવટની પરીક્ષામાં પસંદ કરવામાં આવ્યો નથી અહીં બે વર્ષ દરમિયાન એની વર્તણૂક બધો વખત સારામા સારી, નમૂનેદાર, રહી છે આઇ સી એસ ની પહેલી પરીક્ષામાં એ પસાર થયો તે પહેલાં ખુલ્લી હરીફાઈમા કલાસિકલ (ભાષા) ના વિષયમા એણે સ્કૉલરશિપ મેળવી હતી એની આર્થિક સ્થિતિ એવી કફોડી હતી કે જ્યારે આઇ સી એસ માં એને પસંદગી મળી ત્યારે એ સ્કૉલરશિપનું રાજીનામું એ આપી શકે તેમ ન હતુ સ્કૉલરશિપ મળવાના નિયમો એવા છે કે એને ઘણો વખત કલાસિકલ ભાષાઓના અભ્યાસમાં આપવાની ફરજ પડે અલબત્ત, આઇ સી એસ ના એના અભ્યાસમા થોડે અંશે ખામી આવે એમ બનવુ શકય છે એણે, કૉલેજ પૂરતી તો પોતાની ફરજ બહુ જ ગૌરવભરી રીતે અદા કરી છે અને અભ્યાસના બીજા વર્ષને અંતે ભાષાઓના ટ્રાઈપોસમા પહેલા વર્ગમાં ઘણુ ઊ ચું સ્થાન મેળવ્યુ છે વળી, એણે કૉલેજનાં ઇનામો પણ જીત્યાં છે, તથા અંગ્રેજી ભાષા પર પ્રભુત્વનો અને સાહિત્યની શકિતનો પરિચય આપ્યો છે એક વ્યકિત આટલું કરી શકે—(અને સ્નાતક નહિ થયેલા ઘણા વિદ્યાર્થીઓ એટલુ કરે તોપણ પૂરતુ ગણાય) —અને સાથે સાથે પોતાના આઇ સી એસ ના અભ્યાસમા પણ પાછળ ન પડી જાય એ વસ્તુ અસાધારણ ઉદ્યમનો અને શકિતનો પુરાવો આપે છે કલાસિકસના સ્કૉલર હોવા ઉપરાત—અંગ્રેજી સાહિત્યનુ એનુ જ્ઞાન સ્નાતક નહિ થયેલા સામાન્ય વિદ્યાર્થી કરતાં તો ક્યાં યે વધારે હતું, અને અંગ્રેજ યુવાનોનો મોટો ભાગ લખે છે તેના કરતા ઘણી બહેતર અંગ્રેજી

શૈલી તે લખી જાણે છે. આવી શકિતવાળો એક માણસ ઘોડા પર બેસવા માટે નકકી કરેલે સમયે ન આવ્યો, અથવા તો ઘોડા પર બેસી શકયો નહિ તેટલા જ કારણે હિંદની સરકારને ગુમાવવો પડે એ વસ્તુસ્થિતિ મને તો અમલદારી-શાહીની ટૂંકી દૃષ્ટિનો એક અજોડ નમૂનો લાગે છે એ મારે કબૂલ કરવું જોઈએ.

વળી આ માણસ શકિતશાળી છે એટલું જ નથી પરંતુ ચારિત્રવાન પણ છે. છેલ્લાં વર્ષ એણે ઘણી મુશ્કેલીમાં અને ચિંતામાં ગાળ્યાં છે. એને ઘેરથી મળતી બધી મદદ લગભગ બંધ થઈ ગઈ છે અને એ સ્થિતિમાં એણે એના બે ભાઈઓનું અને પોતાનું પોષણ કરવાનું હતું અને છતાં એની હિંમત અને ખંત કદી ઓસર્યાં નથી. એની ખાતર અને એના તરફથી, કેટલી યે વાર એના પિતાને મેં કાગળો લખ્યા છે. પરંતુ મોટે ભાગે એમાં મને નિષ્ફળતા મળી છે છેક છેલ્લે, હમણાં જ, એના પિતા પાસેથી કેટલાક દુકાનદારોને આપવાના પૈસા હું કઢાવી શકયો છું, નહિ તો, એના પુત્રને એ લોકો કચેરીમાં ઘસડી જાત મારી તો પૂરેપૂરી ખાતરી છે કે આ બધી આર્થિક મુશ્કેલીઓ માટે ઘોષનું ઉડાઉપણું મુદ્દલે જવાબદાર નથી. તદ્દન સાદી અને અતિ કરકસર ભરેલી એની રહેણીકરણી જ એ વાતનો રદિયો આપે છે એ બધી જ મુશ્કેલીઓ એના ગજા બહારની પરિસ્થિતિને લઈને ઊભી થઈ હતી. પરંતુ એ મુશ્કેલીઓએ એને ઘણી ઘણી રીતે હેરાન કર્યો હોવો જોઈએ, અને ઘોડેસવારી માટે પૂરતા પૈસાનો ખર્ચ કરતાં એને અટકાવ્યો પણ હોવો જોઈએ. વુલીચના મેદાન પર એ વખતસર પહોંચી શકયો નહિ તેનું કારણ ત્યાં પહોંચવા જેટલા (ગાડીભાડાના) પૈસા એની પાસે ન હતા એ વાત પૂરેપૂરી સાચી છે એ હું માની શકું છું.

છેવટે, આઈ. સી. એસ.ના ચૂંટાયેલા ઉમેદવાર તરીકે એ ફરીથી સ્વીકારાય એ માટેના તમારા પ્રયત્નો સફળ થશે એમ હું અંતઃકરણપૂર્વક ઇચ્છું છું, કારણ કે એમાંથી એને આખરે ઉડાડી દેવામાં આવશે તો કાયદાની કલમ પ્રમાણે એ કાર્ય ગમે તેટલું સાચું કે સકારણ ભલે ગણાય, પરંતુ નીતિની નજરે તો એને અન્યાય થયો જ ગણાય એમ મને લાગે છે, અને હિંદની સરકારને તો એક ખરેખરી ખોટ જશે. આવા એક શકિતશાળી હિંદુને એ

ઘોડા પર બેસી શકતો નથી માટે નાપસંદ કરવાથી હિંદમા ગંભીર ગેરસમજૂતી ઊભી થવાનો સંભવ રહેલો છે એ સૂચના પણ વિચારવા જેવી છે, અને પક્ષપાત કરવાનો, અસત્ય, પાયા વગરનો, આરોપ પણ કેટલાક હિંદીઓ તે સાચો ગણાય એવા રૂપમા રજૂ કરી શકે તેને માટે પણ આ કાર્ય તક આપે છે

તમારો,
જી એમ. પ્રોથરો

કોઈ બગાળી લેખમાં એમનાં બહેન સરોજિનીની ઘોડાનું સંસ્મરણ નોંધવામાં આવ્યુ છે જેમાં ઘોડે સ્વારીની પરીક્ષા થવાની હતી તે વખતે શ્રી અરવિંદ પાનાં રમતા હતા એમ નોધવામાં આવ્યુ છે પરતુ સરોજિનીની સ્મૃતિમાં કાંઈક ભૂલ લાગે છે તે વખતે શ્રી અરવિંદ પાના રમતા ન હતા પણ લંડનના રસ્તા પર વખત ગાળવા માટે ટહેલી રહ્યા હતા એમ મોડુ કરીને આખરે જ્યારે વુલીચ પહોચ્યા ત્યારે પોતે મોડા પડયા પરીક્ષક આવીને જતો રહ્યો હતો શ્રી અરવિંદ પાછા ઘેર આવ્યા ઘેર આવીને બિનયભૂષણને કહ્યુ, 'હુ તો ઊડી ગયો' બિનયભૂષણે એ બાબતને કઈ ખાસ મહત્ત્વ આપ્યુ નહિ તત્ત્વજ્ઞાનીની અ દાથી એમણે શ્રી અરવિંદને પાના રમવાને આમત્રણ આપ્યુ અને બન્ને ભાઈઓ બીડી પીતા નિરાંતે પાનાં રમવા બેસ! મનમોહન બહારથી આવ્યા અને પરિણામ પૂછ્યુ અને જાણ્યુ ત્યારે એણે બૂમાબૂમ કરી મૂકી જાણે આભ તૂટી પડ્યુ હોય એવી ગભીરતાપૂર્વક બન્નેને અગત્યા આ બાબતમા બિનયભૂષણ બહુ જ શાત અને કાંઈક તત્ત્વજ્ઞાની જેવા હતા!

કેમ્બ્રિજ હમેશને માટે છોડયુ તે અરસામા ઇંગ્લાંડમા 'લોટ્સ ઍન્ડ ડૅગર્સ' નામની એક ક્રાંતિકારી મડળી હિંદી વિદ્યાર્થીઓએ શરૂ કરી હતી તેમાં શ્રી અરવિંદ પણ જોડાયા પણ એ મંડળ તો મરેલુ જન્મ્યા જેવું જ હતું! હિંદમાં બંગાળ, મહારાષ્ટ્ર વગેરે પ્રાંતોમા પણ ક્રાંતિકારી ચળવળો વાતાવરણમાં હતી રાજનારાયણ બોઝ, શ્રી અરવિંદના દાદા, અને જુવાન ટાગોર પણ એક વાર એમાં આ યા હતા પશ્ચિમ હિંદમાં એક મંડળ હતું જેનો

અધ્યક્ષ ઠાકુર રામસિંહ હતો. મુંબાઈમાં પાડ જ્ઞાની કાઉન્સિલ એ મંડળનું કામ કરતી હતી અને એમાં કેટલાક મરાઠા સભાસદો હતા. શ્રી અરવિંદ આ મંડળની ખોજ કરીને ૧૯૦૨-૩ માં એમાં જોડાયા.

ઈંગ્લાંડ રહ્યા તે સમય દરમિયાન ત્યાંના જાહેર જીવન પર શ્રી અરવિંદ દૃષ્ટિ રાખતા હતા અને જે કાંઈ બનતું તે વિષે માહિતગાર રહેવાનો પ્રયત્ન કરતા હતા. આયર્લૅન્ડના રાષ્ટ્રીય નેતા પારનેલના મરણ પછી એમણે એક કાવ્ય એના પર લખ્યું એ જાહેર પ્રશ્નોમાં એમને રસ હતો તેનો પુરાવો છે.

તત્ત્વજ્ઞાન વિષે એમણે એક પત્રમાં (૪-૯-૧૯૩૪) આ પ્રમાણે લખ્યું છે : 'અને તત્ત્વજ્ઞાન! ખાનગીમાં હું તમને જણાવું છું કે હું કદી, કદી ફિલૉસૉફર ન હતો—જો કે મેં ફિલૉસૉફી લખી છે. પણ એ તો આખી વાત જ જુદી છે. યોગ શરૂ કરીને પોંડિચેરી આવતાં પહેલાં મને ફિલૉસૉફી વિષે કાંઈ જ ખબર ન હતી. હું કવિ અને રાજદ્વારી માણસ હતો,—નહિ કે મીમાંસક.'

પણ હવે શું કરવું એ પ્રશ્ન શ્રી અરવિંદ આગળ આવીને ઊભો રહ્યો. બિનયભૂષણ અને શ્રી અરવિંદને જેમ્સ કૉટન સાથે સંબંધ હતો તેને લઈને તે વખતે સયાજીરાવ ગાયકવાડ લંડનમાં હતા તેમનો મેળાપ કૉટને કરાવી આપ્યો. મુલાકાતને અંતે શ્રી અરવિંદને વડોદરા રાજ્યમાં નોકરી મળી.

'વડોદરાના વિચારને લઈને ગાયકવાડ સાથેનો સંબંધ મને યાદ આવ્યો. કેટલીક વાર ઘટનાઓ એવી ગોઠવાઈ જાય છે કે આપણને આશ્ચર્ય થાય. દા. ત. હું આઈ. સી. એસ. માં ચૂકયો નહિ એટલે કોઈ નોકરીની શોધમાં હતો તે જ વખતે ગાયકવાડ લંડનમાં હતા. એમણે અમને બોલાવ્યા કે અમે એમને મળવા ગયા તે મને બરાબર યાદ નથી. પરંતુ અમે એક પાકટ ઉમ્મરના ગૃહસ્થની સલાહ માગી. તે ૨૦૦ રૂપિયા માસિક પગાર લેવાની દરખાસ્ત મૂકવા તૈયાર હતા! મહિનાના ૧૦ પાઉન્ડ એમની નજરે સારી રકમ હતી! અને ગાયકવાડ ઓળખીતાઓને કહેતા ફરતા કે રૂ. ૨૦૦ માં એક સિવિલિયન પોતે મેળવ્યો છે! એ ગૃહસ્થ ૨૦૦ રૂપિયામાં સંતોષ માની ગયા એ નવાઈ લાગે તેવું છે.

પણ એ બધી વિગતો નક્કી કરવાનું મેં દાદાના અને જેમ્સ કૉટનના હાથમાં સોંપ્યું હતું તે વખતે મને જીવન વિષે કશું જ્ઞાન ન હતું.'

... ...

'અમે જે બાઈને ઘેર ભાડે રહેતા હતા તે ખરેખર ખૂબ ભલી હતી. એ બાઈ સમરસેટથી આવીને લંડનમાં રહી હતી. —કદાચ વિધવા થયા પછી આવી હશે. એ ખૂબ ધીરજ અને સહનશક્તિવાળી હતી. અને મહિનાઓ સુધી અમે પૈસા ન આપીએ તોપણ માગતી નહિ. એ કેમ ચલાવતી હતી તે જ મને નવાઈ લાગે છે.

'અમને એવી બે બાઈઓનો અનુભવ થયો હતો. બીજી પણ ઘણી સારી હતી. હું એને આઇ. સી. એસ. ની શિષ્યવૃત્તિમાંથી પૈસા આપતો.'

... ...

'ઘોડેસવારીની પરીક્ષામાં હું નપાસ થયો તેમાં પિતાજીનો પણ થોડો દોષ હતો. એ પૈસા મોકલતા નહિ અને એ દિવસોમાં કેમ્બ્રિજમાં ઘોડેસવારીનું શિક્ષણ મોંઘું હતું. અને શિક્ષક પણ બેદરકાર હતો. એને પૈસા મળે એટલે એ મને ઘોડો સોંપીને જતો રહેતો અને હું પણ ખાસ ધ્યાન નહોતો આપતો.'

'માધવરાવ સાથે મેં ફરીને ઘોડેસવારી શીખવાનો પ્રયત્ન કર્યો એમાં પણ હું સફળ ન થયો. હું ચૂંટાયો નહિ તેથી પિતાને ઘણી નિરાશા થઈ કારણ કે એમણે સર હેનરી કૉટન મારફત મારે માટે બધી ગોઠવણ કરી રાખી હતી. આરા ડિસ્ટ્રિક્ટમાં મને જગા મળવાની એમણે પેરવી કરી હતી. એ જગો ઘણી સારી ગણાય છે.'

'એ બધી આશાઓ કડકભૂસ દઈને તૂટી પડી. હું સિવિલ સર્વિસમાં જોડાયો હોત તો મારું શું થાત એનું મને આશ્ચર્ય થાય છે. મને લાગે છે કે આળસ અને કામના ઢગલા એકઠા કરવા માટે મને પાણીચું મળત.'

૧૬.૧.૧૯૩૯

કેમ્બ્રિજના જીવનનો એક પ્રસંગ :—

"કેમ્બ્રિજમાં એક દરજી હતો. એ મને નવી નવી જાતનાં સારાં કપડાં, સૂટ વગેરે બનાવવા માટે લલચાવતો, અને અલબત્ત, પૈસા ઉધાર રાખતો.

ત્યાર પછી હું લંડન ગયો. ત્યાં એ દરજીએ મારો પત્તો મેળવ્યો અને વધારામાં એને મનમોહન મળી ગયો. કપડાંનો ભારે શોખીન. મનમોહને ભારે મખમલનો બ્રાઉન રંગનો સૂટ કરાવ્યો, ઉધારે સ્તો. ત્યાર પછી અમે હિંદ આવ્યા. પણ એ દરજી પીછો છોડે તેમ ન હતો! એણે બંગાળની અને વડોદરાની સરકારને પોતાની માગતી રકમ વસૂલ કરવા માટે પત્રો લખ્યા.

મારી બિલની રકમ મેં ચૂકવી દીધી હતી. ફક્ત ચારેક પાઉન્ડ બાકી રાખ્યા હતા. એ રકમ મારે આપવી જોઈએ એવું હું માનતો નહિ કારણ કે એ દરજી હમેશાં મારી પાસે બમણા પૈસા લેતો! પણ મહારાજાએ કહ્યું કે રકમ આપી દેવી સારું છે. એટલે મેં પૈસા આપ્યા." ૮.૧.૧૯૩૯

૧૮૭૯ થી ૧૮૯૨ : ૧૩ વર્ષના ગાળા દરમિયાન ભણતર, વાંચન, અભ્યાસ, સંસ્કૃતિનો પરિચય, કોઈની દોરવણી વગર મોટે ભાગે સ્વોપાર્જિત વિદ્યા અને બુદ્ધિ; ગરીબાઈનો સારો પરિચય, કોઈ જાતની રમત-ગમતના શિક્ષણ કે શોખનો અભાવ, દેશભક્તિની તીવ્ર ભાવનાની જાગ્રતિ અને પ્રકાશ : એટલી આ ગાળાની મુખ્ય ઘટનાઓ ગણી શકાય. આઈ. સી. એસ.ની ઘોડેસવારી માટે એટલું ઉમેરી શકાય કે લેખિત પરીક્ષા પાસ થયા પછી ઘોડેસવારીમાં ન બેસવાને કારણે નોકરી માટે ઉમેદવાર ન ચૂંટાયો હોય તો તેનો પહેલો દાખલો શ્રી અરવિંદનો છે. આગળ ઉપર એવા દાખલા પણ બનેલા છે જેમાં ઉમેદવારે હિંદમાં નોકરી કરતાં કરતાં ઘોડેસવારીની અને દેશી ભાષાની પરીક્ષાઓ આપેલી છે.

છેક છેવટે ૧૫૦ પાઉન્ડની સ્કૉલરશિપ,—આઈ. સી. એસ.ના અભ્યાસ દરમિયાનની—લેવાની બાકી હતી તે છેક ૨૨ મી ડિસેમ્બર ૧૮૯૨ ને રોજ ખાસ અરજી કરી ત્યારે શ્રી અરવિંદને મળી! એની મદદથી દેવું પતાવીને હિંદ આવવા માટે સ્ટીમરનું ભાડું શ્રી અરવિંદ આપી શક્યા.

૧૮૯૩ હિંદ પાછા : ઇંગ્લાંડ ખાતે ત્રણ ભાઈઓ હતા તેમાં શ્રી અરવિંદ, સૌથી નાના, પહેલવહેલા હિંદ પાછા ફર્યા. બિનયભૂષણે પાછા આવીને ઉછીના પૈસા લઈને લંડન મોકલ્યા ત્યારે મનમોહન પાછા ફરી શક્યા.

શ્રી અરવિંદ હિંદમાં પહોંચ્યા તેની થોડા દિવસ પૂર્વે એમના પિતાનું કરુણ સંજોગોમાં અવસાન થયું. ૧૮૯૦ ના ડિસેમ્બરની ૭ મી તારીખે ડૉ. કૃષ્ણધને જોગેન્દ્ર બોઝ—એમના સાળાને—પત્ર લખેલો તેમાં પોતાના પુત્રોના ભાવિ ગૌરવ વિષે ઘણા ઉત્સાહપૂર્વક એમણે અભિપ્રાય દર્શાવેલો, ખાસ કરીને શ્રી અરવિંદ વિષે. હવે, એમની કેળવણી પૂરી થઈ અને એ પાછા ફરતા હતા. પિતાના મનમાં ઘણી આશાઓ હતી. ગ્રીન્ડલી એન્ડ કું. એમના બૅન્કર્સ હતા. એમણે શ્રી અરવિંદના લંડનથી ઊપડવા વિષે ભૂલથી ખોટી ખબર ડૉ. કૃષ્ણધનને મોકલી. એ સ્ટીમર લિસ્બન આગળ અકસ્માત નડતાં ડૂબી ગઈ. એટલે ડૉ. કૃષ્ણધને માની લીધું કે શ્રી અરવિંદ ડૂબી ગયા! એ આઘાતથી એમને હૃદયરોગનો હુમલો થયો અને શ્રી અરવિંદનું નામ દેતા દેતા અને શોક કરતા તેઓ મરણ પામ્યા.

ખરું જોતાં, શ્રી અરવિંદ ત્યાર પછીની એક નાની સ્ટીમર 'કાર્થેજ'માં નીકળ્યા હતા અને એને પણ ભૂમધ્ય સમુદ્રમાં ભારે વાવાઝોડું નડ્યું હતું. પણ તેઓ હિંદ સલામત આવી શક્યા હતા—૧૮૯૩ ના ફેબ્રુઆરીના આરંભમાં.

# વડોદરા

**૧**૮૯૩ ફેબ્રુઆરી ૮ થી ૧૯૦૭ જૂન ૧૮

'નિજેર કથા જતો કમ પ્રકાશ করা જાય, તતોઈ ભાલો, એઈ જન્યઈ બોધ હય તિનિ કથાઓ કમ બલિતેન '—('પોતા વિષે જેટલી ઓછી વાત પ્રગટ થાય તેટલુ વધારે સારુ ' એવી માન્યતાને લઈને જ કદાચ તેઓ (શ્રી અરવિંદ) વાત પણ બહુ ઓછી કરતા ')

'નિરીહ, અલ્પભાષી, મિતાહારી, સંયમી અધ્યયનરત પુરુષ '—('નિર્લોભ, ઓછાબોલા, મિતાહારી, સંયમી અને અધ્યયનપરાયણ પુરુષ ')

'શ્રી અરવિંદ નિજેર સંબંધે કથાઈ કોનુ બલિતેન ના જ્ઞાનસંચય ઇ તાહાર જીવનવ્રત '—('શ્રી અરવિંદ પોતાના વિષે વાત જ કરતા નહિ, જ્ઞાનસંચય કરવો એ જ તેમનું જાણે જીવનવ્રત હતું ')

—દીનેન્દ્રકુમાર રૉય

ઉપર પ્રમાણે શ્રી અરવિંદના વડોદરાના જીવન સમયે પોતાને થયેલા પરિચયના સંસ્કાર બંગાળી સાહિત્યમાં સ્થાન પામેલા દીનેન્દ્રકુમાર રૉય નોંધે છે તેઓ શ્રી અરવિંદ સાથે વડોદરામાં ૧૮૯૮-૯૯ માં તેમને બંગાળી ભાષાનો પરિચય કરાવવા રહેલા

વડોદરાનું જીવન ભરતીના ગાળા એવું હતું, જોકે ત્યાર પછીનું રાજકીય જીવન તો સરોવર કે સમુદ્રના ઘોડાપૂર જેવું બન્યું એના પાંચ વિભાગ પાડી શકાય ૧ જુદા જુદા ખાનાઓમાં સરકારી નોકરીને લગતી કામગીરી ૨

સાહિત્યક પ્રવૃત્તિ, વાંચન અને અભ્યાસ—આ વિભાગ એમના કૉલેજના કાર્ય સાથે એક થઈ રહે છે. ૩. રાજકીય પ્રવૃત્તિ : ગુપ્ત મંડળોની ચળવળ, ભવાની મંદિર, બંગાળની મુસાફરી વગેરે. ૪. આધ્યાત્મિક જીવન. ૫. કુટુંબ જીવન.

૧૮૯૩ ફેબ્રુઆરી ૮ થી ૧૯૦૭ જૂન ૧૮ વડોદરાની નોકરી : કુલ ૧૩ વર્ષ, ૫ મહિના ૨૪ દિવસ. તે વખતે ૧૯૦૭ માં ઉમ્મર વર્ષ ૩૩. મ. ૧૧. દિ. ૧૭. જ્યારે ખાસીરાવ ન હોય ત્યારે દાંડિયા બજારમાં જોડે આવેલા એના ઘરમાં રહેતા, નહિ તો માધવરાવ જાદવ જોડે. જુદાં જુદાં ઘરોમાં થોડો વખત : ૧. કિલેદારની વાડી, મકરપુરાને રસ્તે; ૨. મીર બાકર અલીનો વાડો; ૩ કૉલેજની પાછળ કૅમ્પને રસ્તે આવેલો સરકારી બંગલો વગેરે હતાં.

૧૮૯૩.૨.૮ : નોકરીની નિમણૂક. પગાર રૂ. ૨૦૦). ઉમ્મર વર્ષ ૨૧. શરૂઆતમાં સેટલમેન્ટ ખાતામાં કામ જાણવા માટે મૂકેલા, ત્યાર પછી સૅમ્પલ અને રેવન્યુ ખાતામાં બદલી થઈ. પછીથી થોડો વખત સેક્રેટેરિયટમાં કામ મળ્યું. વહીવટદારની ઑફિસમાં પણ કામ શીખવા માટે થોડો વખત મોકલેલા. છેવટે કૉલેજમાં ગયા અને ફ્રેન્ચના અધ્યાપક તરીકે શરૂઆતમાં થોડા કલાકનું કામ મળ્યું, સાથે સાથે મહારાજાનું અંગત કામ—રિપોર્ટ વિગેરે તૈયાર કરવાનું કરતા. પછીથી અંગ્રેજીના રીતસર અધ્યાપક અને આખરે કૉલેજના વાઇસ પ્રિન્સિપાલ થયા. આ સમય દરમિયાન મહારાજા સાહેબને જ્યારે કાગળ લખવાનું, ભાષણો તૈયાર કરવાનું, કાળજીપૂર્વક તૈયાર કરવાના હોય એવા દસ્તાવેજો અને કબૂલાતો લખવાની હોય ત્યારે એમને બોલાવતા. આ કામ એમના ઑફિસના કામની બહારનું, ખાનગી રહેતું. શ્રી અરવિંદ કદી મહારાજાના રીતસરના સેક્રેટરી હતા નહિ. એક જ વાર કાશ્મીરની મુસાફરી પૂરતા એમને સેક્રેટરી તરીકે લીધા હતા પણ એમાં સુખદ અનુભવ ન થવાને કારણે એ પ્રયોગ ફરીથી અજમાવાયો ન હતો.

માધવરાવ વગેરેના સંબંધમાં આવ્યો. દેશપાંડેએ 'ઇન્દુપ્રકાશ'માં લેખ લખવા માટે મારી પાસે માગણી કરી. મારા લેખમાં નરમ પક્ષની બનેલી કૉન્ગ્રેસની નીતિની મેં ખૂબ કડક ટીકા કરી. એ લેખો એવા જોરદાર લાગ્યા કે મહારાષ્ટ્રના મહાન નેતા રાનડેએ પત્રના માલિકને એવા રાજદ્રોહી લેખો ન સ્વીકારવાની સલાહ આપી. નહિ તો સરકાર એની ધરપકડ કરે અને એને જેલમાં પણ જવાનું થાય એ સંભવિત હતું. દેશપાંડે એ ખબર લઈને મારી પાસે આવ્યા અને મારે જરા ઓછા કડક લેખો લખવા એવી માગણી કરી. ત્યાર પછી રાજકારણના વ્યવહારુ કાર્યક્રમને પડતો મૂકીને મેં એની ફિલૉસૉફી લખવા માંડી. પણ થોડા જ વખતમાં એમાંથી મારો રસ ઊડી ગયો.' ૧૮.૧૨ ૩૮

૧૮૯૪: મહારાજાનો શેરો નોકરીને અંગે નિયમિત અને વધારે ખંતીલા થવા વિષે હતો જેમાં સારુ, ઝડપી અને સફળ કામ કરવાની શકિતનો ઉલ્લેખ પણ હતો.

આ વર્ષે રજાઓમાં હિંદમાં આવ્યા પછી પહેલવહેલા બંગાળ ગયા લાગે છે. સ્વર્ણલતા, સરોજિની, બારીન તથા જોગેન્દ્ર અને રાજનારાયણ બોઝ વગેરેને મળ્યા. સરોજિનીએ એમના ચહેરાનું વર્ણન આ પ્રમાણે કર્યું છે: 'અતિ સુકોમળ ચહેરો, માથે લાંબા વાળ, વિલાયતી ઢબે બાબરી કાપેલી, —સેજદા (શ્રી અરવિંદ) ખૂબ શરમાળ હતા'!

એમનાં માતા સ્વર્ણલતા તો ઘેલછામાં જ હતાં. એમણે તો શ્રી અરવિંદને ઓળખ્યા જ નહિ એટલું જ નહિ પણ 'મારો અરવિંદ આટલો મોટો ન હતો. એ તો નાનો હતો' એમ કહ્યું! પછી જ્યારે સમજાવવાને પ્રયત્ન કર્યો અને આવ્યા છે વગેરે સાંભળ્યા પછી ઓચિંતું એક સ્મરણ એ ગાંડપણમાંથી પણ ઝબકી ઊઠયું. 'આમાર અરબિંદેર આંગુલ કાટા છિલો'—'મારા અરવિંદની એક આંગળીએ કાપ હતો.' વાત બરાબર હતી. નાનપણમાં ભાંગેલી શીસીનો કાચ વાગવાને લીધે એમની આંગળીએ કાચનું નિશાન પડેલું હતું. આંગળી પર એ નિશાન જોયું અને ગાંડપણમાં પણ માએ એમને ઓળખ્યા.

૧૮૯૪ : મહાદેવ ગોવિંદ રાનડેની મુલાકાત મુંબાઈમાં અડધા કલાક સુધી : કૉન્ગ્રેસ પર કડક ટીકા અને હુમલો કરવાને બદલે જેલની સુધારણા જેવું કાંઈ ઉપયોગી કામ લેવાની ઠીક સલાહ એમણે આપેલી ! પાછળથી જ્યારે જેલમાં જવાનું થયું ત્યારે શ્રી અરવિંદને એ સલાહ યાદ પણ આવેલી અને 'કારાકાહિની'માં જેલ સુધારવાનો પોતે ત્યાં જઈને જ આરંભ કર્યો ગણાય ! એવો વ્યંગ પણ કર્યાનું યાદ છે.

જુલાઈ ૧૬ થી ૨૭ ઑગસ્ટ સુધીમાં 'ઇન્દુપ્રકાશ'માં બંકિમના મરણ પછી એની સાહિત્યવિષયક સમાલોચના કરતી લેખમાળા અંગ્રેજીમાં લખી. મતલબ કે શ્રી દીનેન્દ્રકુમાર રૉયને બંગાળીનો વધુ પરિચય કરાવવા માટે ૧૮૯૮ માં બોલાવ્યા તે પહેલાં સમાલોચના કરવા જેટલું બંકિમ, મધુસૂદન દત્ત વગેરેનું સાહિત્ય શ્રી અરવિંદ વાંચી ગયા હતા.

૧૮૯૫ ; વડોદરા કૉલેજમાં એક કલાક ફ્રેન્ચ શીખવવાનું કામ. પહેલો કાવ્યસંગ્રહ 'સૉન્ગ્સ ટુ મર્ટિલા' 'ખાનગી પ્રચાર' માટે પ્રગટ કર્યો. 'લવ એન્ડ ડેથ'—'પ્રેમ અને મૃત્યુ'—એ આખું કાવ્ય પ્રેરણાની ઉચ્ચતમ દશામાં ૧૪ દિવસની સતત લેખન પ્રવૃત્તિનું પરિણામ છે. અલબત્ત, 'મારું લખવાનું કાર્ય સવારના થતું, કારણ કે દિવસનો બાકીનો વખત મારે ઑફિસમાં જવાનું રહેતું અને સાંજે હું મિત્રોને મળતો હતો. એટલી સહેલાઈથી અને એટલા વેગપૂર્વક તે પછી કે ત્યાર પહેલાં મેં લેખન કાર્ય કર્યું નથી.' આ સમયમાં હોમર, દાન્તે, મહાભારત, કાલિદાસ, ભવભૂતિ વગેરે વાંચતા. આ સમય દરમિયાન રાધાબાઈ આત્મારામ સગુણ અને થૅકર ઍન્ડ કંપનીને ત્યાં સ્થાયી સૂચના નવાં પુસ્તકો આવે તે મોકલાવી આપવાની કરી હતી. પુસ્તકો રેલ્વે પારસલથી આવતાં.

આ સમયમાં નિત્યનો કાર્યક્રમ કાંઈક આ પ્રમાણે : સવારે ચહા પીને કવિતા લખવા બેસતા તે ૧૦ સુધી. ૧૦ પછી સ્નાન, ૧૧ વાગે ખાવાનું (ખાતી વખતે પણ સિગાર પાસે હોય !) જમતાં જમતાં પેપર પણ વાંચતા.

ખોરાકમાં ભાત થોડો, રોટી વધારે લેતા દિવસમા એક વાર માંસ કે માછલી, વચમાં વચમા સયમને ખાતર નિરામિષ ખોરાક પણ લેતા સ્વાદ વિષે ઉદાસીન મરાઠી ખોરાક બહુ તીખો અને ગુજરાતી રસોઈ બહુ ઘીવાળી પડતી પાછળથી તિલકને ત્યા ભાત અને પૂરી તથા શાક, દાળ વગેરેનું જમણ એની 'સ્પાર્ટન સાદાઈ' માટે એમને ઘણુ ગમી ગયેલુ! રાત્રે મોડે સુધી વાચવાની અને સવારે મોડા ઊઠવાની ટેવ હતી કૉલેજમા એમના ભાઈ મનમોહન ઘોષ પેઠે ચોપડી વાંચીને શીખવવા જતા નહિ

(૧૮૯૩ ૧૮૯૮ નો સમય)

દરેક વર્ષ પૂજાની રજાઓમા વાસતી ચક્રવર્તી પોતાના દાદા રાજ નારાયણ બોઝને ગામ દેવઘર જતાં પાસે પર્વત તથા છૂટી હવા અને મુક્ત જીવનથી સૌને આનદ થતો યોગીન્દ્રનાથ બોઝ, મોટા મામાને ઘેરીને બધાં ભાઈબહેનો વાતચીત અને કલ્લોલ કરતા

શ્રી અરવિંદ 'બડો મામાને' બહુ જ ચાહતા હતા દરેક પૂજાની રજામાં શ્રી અરવિંદ—અરોદાદા—વડોદરાથી આવીને બધા જોડે જોડાતા રજા પૂરી થતાં સુધી દેવઘર જ રહેતા

વાસંતી દેવી તે વખતે નિશાળમા ભણતા હતાં અને નાની ઉમ્મરને સહજ એવું કુતૂહલ પણ એમનામા ઘણુ હતુ અરદાદા બે ત્રણ ટ્રકો સાથે લઈને આવતા વાસતી મનમા વિચાર કરતી આ પેટીઓમાં કોણ જાણે કેવાયે મોઘા સૂટ, કોટ, અને બીજી શોખની વસ્તુઓ ભરેલી હશે! જ્યારે પેટી ઉઘાડતા ત્યારે નવાઈ પામીને જોઈ રહેતી! આ શું! થોડા પહેર વાનાં સામાન્ય કપડા અને બાકી બધી ચોપડીઓ જ ચોપડીઓ! અરો દાદાને આ બધી ચોપડીઓ વાચવા કરવી ગમે છે! અમને રજાઓમા વાતચીત અને રમત ગમત કરવી ગમે છે આવો સુંદર સમય શુ તેઓ આ ચોપડીઓ વાચવામાં ગાળશે!

પણ શ્રી અરવિંદને વાંચવાનું ગમતું હતું એનો અર્થ શ્રી અરવિંદ વાત ચીતમાં ભાગ લેતા ન હતા અથવા તો હસવા રમવામા ભળતા ન હતા એવો

મુદ્દલે ન હતો. એમની વાતચીતમાં પુષ્કળ હાસ્યરસ હતાં.

('ગલ્પ ભારતી', પોષ)

'હું 'મનમોહન જેવો ફરજના ખ્યાલવાળો અને ચીવટતાથી તૈયારી કરનારો આચાર્ય ન હતો. શીખવવાના પુસ્તક પર હું કદી નજર પણ કરતો નહિ અને કેટલીક વાર મારી સમજૂતીઓ છાપેલી નોટ્સ સાથે મળતી નહિ. હું અંગ્રેજીનો તથા કોઈ કોઈ વાર ફ્રેન્ચનો પણ અધ્યાપક હતો. મને નવાઈ જેવું તો એ લાગ્યું કે વિદ્યાર્થીઓ કલાસમાં બોલાતો શબ્દેશબ્દ ઉતારી લેતા અને પછી ગોખી નાંખતા! ઈંગ્લાંડમાં એ પ્રમાણે કદી બને જ નહિ!

વળી વડોદરામાં કલાસમાં નોટ ઉતારી લેવા ઉપરાંત મુંબાઈના અધ્યાપકોની—પરીક્ષકો હોય તો તો ખાસ કરીને—નોટ્સ મંગાવતા.'

'એક વાર હું સાઉધીની 'લાઈફ ઑફ નેલ્સન' શીખવતો હતો. મારું વ્યાખ્યાન છાપેલી નોટ્સ સાથે મળતું આવતું ન હતું. એટલે વિદ્યાર્થીઓએ કહ્યું કે નોટ્સ સાથે મારું વિવરણ મળતું આવતું નથી. મેં કહ્યું, 'મેં તમારી નોટ્સ વાંચી નથી. ગમે તેમ હોય પણ એ બધી કચરાપટ્ટીને લાયકની છે.'

૨૯.૧૨.૧૯૩૮

માના નિર્વાહ માટે બંગાળ, અને સરોજિનીની કેળવણી માટે બાંકીપુર પૈસા નિયમિત મોકલતા. બે મોટા ભાઈઓ—બિનયભૂષણ અને મનમોહન —કશું મોકલતા નહિ. પૂછે ત્યારે કહેતા : મોટા ભાઈની નોકરી કુચ બિહારના દરબારમાં છે એટલે એમને પોતાની સ્થિતિ પ્રમાણે વધારે ખર્ચ કરવો પડે. મનમોહન પરણ્યો છે અને લગ્ન એ તો ખર્ચાળ મોજ છે. ('Marriage is an expensive luxury.')

૧૮૯૮-૯૯ : દીનેન્દ્રકુમાર રૉય, સુવિદિત બંગાળી લેખકને બંગાળી ભાષાનો સારો પરિચય કરવા માટે શ્રી અરવિંદે પગાર આપીને બોલાવ્યા. તે પૂજાની રજાઓ પછી શિયાળામાં વડોદરે આવ્યા. આ પહેલાં વાંચી સમજી શકાય તેટલું જ નહિ પણ સારું ગણાય એવું બંગાળી શ્રી અરવિંદને આવડતું હતું—જેની શરૂઆત તો એમણે ઈંગ્લાંડથી કરી હતી.

પરતુ ઉચ્ચાર, પ્રચલિત વાતચીતના રૂઢ પ્રયોગો, તથા સાહિત્યના વિમર્શનો ખ્યાલ મેળવવા માટે દીનેન્દ્રરાયને બોલાવેલા એમણે શ્રી અરવિંદ પાસે થોડું ફ્રેન્ચ અને જર્મન શીખવાનો પ્રયત્ન કર્યો અને એમની સાથેનો અભ્યાસ રીતસરના લેસનોનો નહિ પરતુ ખાનગી, કુટુબમા પરસ્પર હોય એવો અવિધિસરનો હતો એટલે એક દિવસ વાચે અને વાતચીત તથા ચર્ચા કરે તો ૧૦-૧૫ દિવસ કાઈ જ નહિ એવુ પણ બનતું! બંગાળી શીખીને એમણે પહેલો પત્ર એમના માસીનાં પુત્રી વાસતીને લખ્યો હતો ત્યાર પછી તો 'ધર્મ' નામનું સાપ્તાહિક ચલાવવા જેટલુ બગાળી શ્રી અરવિંદ લખી શકતા, એટલું જ નહિ પણ બંગાળીમા કવિતા પણ શરૂઆતમાં લખતા પરતુ તે છતા અંગ્રેજીના જેવુ પ્રભુત્વ એમણે બગાળીમા પ્રાપ્ત કર્યું ન હતુ, અને બંગાળીમાં વ્યાખ્યાન આપતા ન હતા

દીનેન્દ્રકુમાર રાયે શ્રી અરવિંદની બુદ્ધિમત્તાથી ચકિત થઈને એમને એક વાર પૂછ્યુ 'તમે વડોદરામા જાણીતા—એટલે કે આગળ પડતા કેમ થતા નથી?' શ્રી અરવિંદ 'એમા સુખ કે આનદ નથી' શ્રી રૉય નોંધે છે કે, પુસ્તકની પેટીઓ પારસલથી આવતી, અને ઘરમા ફ્રેન્ચ, જર્મન, રશિયન, ગ્રીક, લૅટિન, અગ્રેજી એમ વિવિધ ભાષાઓના પુસ્તકો હતાં ચૉસરથી માંડીને સ્વિનબર્ન સુધીના અંગ્રેજ કવિઓ હતા રૉયને આશ્ચર્ય લાગતુ કે ઈગ્લાંડ આટલાં વર્ષો રહ્યા છતા યુરોપની કશી છાપ અસર શ્રી અરવિંદ પર ન હતી! આર્થિક સ્થિતિ વિષે લખે છે

'એકલા હતા, વિલાસિતાનો તો એમને પરિચય પણ ન હતો, એક પૈસો ખોટે રસ્તે ખર્ચાતો ન હતો, છતા મહિનાને છેડે એક પૈસો પણ હાથમાં રહેતો નહિ!!'

તે વખતે, જ્યારે વડોદરામાં અધ્યાપક હતા ત્યારે પણ દીનેન્દ્રરાયના મન ઉપર પડેલી છાપ જોવા જેવી છે 'અરવિંદ એ પૃથ્વીર માનુષ નહેન, અરવિંદ શાપભ્રષ્ટ દેવતા'—'અરવિંદ આ પૃથ્વીના માણસ નથી, અરવિંદ તો શાપભ્રષ્ટ દેવતા છે'

સાવિત્રી સત્યવાન—છેવટે અંગ્રેજીમાં પ્રગટ થયું 'સાવિત્રી' નામે—તે કાવ્યનો આરંભ દીનેન્દ્રરોયના કહેવા પ્રમાણે વડોદરામાં થયેલો!

ચિત્રકાર શશિકુમાર હેય ઇટાલિયન પત્ની સાથે વડોદરા આવેલા. તેમણે શ્રી અરવિંદનું ચિત્ર તૈલરંગોમાં તૈયાર કર્યું હતું.

૧૮૯૯: પ્રો. લિટલડેલ રજા ઉપર ગયા. શ્રી અરવિંદ ફ્રેન્ચ ભાષા ઉપરાંત અંગ્રેજીના પણ અધ્યાપક નિમાયા. પગાર રૂ. ૩૦૦. કૉલેજની સોશિયલ ગૅધરિંગમાં 'ઑક્સફર્ડ અને કેમ્બ્રિજ' વિષય પર ભાષણ. ઘણું ખરું પૂજાની રજાઓમાં બંગાળ જતા. કૉલેજની રજાઓ : ૧૫ એપ્રિલથી ૯ જૂન ઉનાળાની, બીજી ૩૦ સપ્ટેમ્બરથી ૩૧ ડિસેમ્બર દિવાળીની.

૧૮૯૯ સપ્ટેમ્બરમાં રાજનારાયણ બોઝનું અવસાન; એમના મરણ પછી એક કવિતા લખેલી.

૧૮૯૮ (૧૮૯૯?): જતીન બેનરજી ક્રાંતિકારી ચળવળનો આરંભ કરનાર યુવાન બંગાળથી લશ્કરી તાલીમ લેવા માટે વડોદરા આવ્યો. એને શ્રી અરવિંદે પોતાના મિત્ર ખાસીરાવ અને એમના ભત્રીજા માધવરાવની લાગવગ લગાડીને લશ્કરમાં દાખલ કરાવ્યો. એને યુ. પી. ના માણસ તરીકે જાહેર કરેલો, બંગાળી નહિ. શ્રી અરવિંદે એને ક્રાંતિકારી ચળવળમાં જોડાવા સમજાવ્યો અને તે જોડાયો.

૧૯૦૦: પ્રિન્સિપાલ ટેટની શ્રી અરવિંદની નોકરી સ્થાયી રૂપે કૉલેજમાં આપવાની મહારાજા પાસે માગણી; એમના કામથી ઘણો સંતોષ, અને શકિતની કદર. શ્રી અરવિંદ પણ એ કામ માટે રાજી છે એમ જણાવેલું. મહારાજાએ દરખાસ્ત મંજૂર કરી. પગાર રૂ. ૩૬૦.

જતીન બેનરજીને કલકત્તા માણસો, સાધનો, પૈસા વગેરે ક્રાંતિ માટે ભેગા કરવા મોકલ્યો. પી. મિત્તિર અને વિભૂતિભૂષણ ભટ્ટાચાર્ય વગેરે પાછળથી જાણીતા ક્રાંતિની ચળવળના નેતાઓ જતીને એકત્ર કરેલા અને તેમનો શ્રી અરવિંદ સાથે મેળાપ કરાવેલો.

બારીન આ વર્ષે કલકત્તાની એન્ટ્રન્સ પરીક્ષા પાસ થયા ત્યાર પછી ૬ મહિના ઢાકા મનમોહન સાથે, ત્યાંથી કલકત્તા ખેતીવાડી શીખવા માટે ગયા, પણ કશો પત્તો લાગ્યો નહિ અને મનમોહને પૈસા મોકલ્યા નહિ છેવટે એમની સાવકી ગણાતી માનું ઘર રૂ ૯૦૦માં વેચીને પટનામાં ચાની દુકાન કરવા ગયા ત્યાં પણ ફાવ્યા નહિ એટલે ૧૯૦૧ માં વડોદરે શ્રી અરવિંદ પાસે પહોંચી ગયા (જુઓ ૧૯૦૧)

૧૯૦૧. થોડા વખત માટે રેવન્યુ ખાતામાં બદલી,—કૉલેજની ડિબેટિંગ સોસાયટીના પ્રમુખ તરીકે ચાલુ હતા પાછા કૉલેજના કામે જોડાયા એપ્રિલમા લગ્ન થયાં મૃણાલિની બોઝ, ભૂપાલચંદ્ર બોઝનાં પુત્રી ઉમ્મર વર્ષ ૧૪, જન્મ ૬ માર્ચ, ૧૮૮૮ એમની સાથે સંબંધ ગોઠવાયો તે પહેલા બીજી ઘણી કન્યાઓ જોઈ હતી શ્રી અરવિંદે મૃણાલિનીને પસંદ કર્યા હતાં આ લગ્ન સબંધ ગોઠવનાર બંગાળી કૉલેજના પ્રિન્સિપાલ ગિરીશચંદ્ર બોઝ, ભૂપાલચંદ્ર બોઝના સહાધ્યાયી અને મિત્ર હતા સ્થલ બૈઠકખાના રોડ, ઘણ ખરુ, હાટખોલાદત્તના કુટુંબના એક ઘરમા શ્રી અરવિંદ વિલાયત જઈ આવેલા એટલે પ્રાયશ્ચિત્તનો પ્રશ્ન ઊભો થયો હતો ડૉ કૃષ્ણધનની પેઠે શ્રી અરવિંદે ચોકખી ના પાડી એટલે ગોમૂત્ર અને છાણની શુદ્ધિ તો રહી જ ગઈ છેવટે, માથું મૂંડાવવાની દરખાસ્ત રજૂ થઈ તેની પણ ના પાડી એટલે કોઈ ભૂદેવે દક્ષિણા લઈને શાસ્ત્રની બધી જરૂર પૂરી કરી લીધી!

લગ્નમા બૅ બ્યોકેશ ચક્રવર્તી, લૉર્ડ સિંહા, સર અને લેડી જગદીશચંદ્ર બોઝ વગેરે હાજર હતાં

જ્યારે શ્રી અરવિંદને રજાઓમા કલકત્તા રહેવાનું થતું ત્યારે વડોદરાની નોકરી દરમિયાન એમના માસા કૃષ્ણકુમાર મિત્તિરને ત્યાં નં ૮, કૉલેજ સ્કવેર એ જગોએ રહેતા ત્યાર પછી રાજકીય ચળવળ વખતે જુદે જુદે સ્થળે રહેતા

ઘણ ખરુ આ વર્ષે માંડવલે કરીને એક મરાઠા ગૃહસ્થે શ્રી અરવિંદને ક્રાંતિમંડળના શપથ લેવડાવ્યા આ વિધિ ઘણી ઉપયોગી ગણાતી હતી

લગ્ન થયા પછી શ્રી અરવિંદ દેવઘર ગયા અને ત્યાંથી મૃણાલિની અને સરોજિનીને લઈને નૈનીતાલ ગયા. (૨૮.૫.૧૯૦૧) નૈનીતાલથી સીધા વડોદરે ગયા.

શ્રી અરવિંદે નૈનીતાલથી ભુવન ચક્રવર્તીને લખેલા પોસ્ટ કાર્ડનો અનુવાદ.

પ્રિય ભુવન બાબુ,

હું ૨૮ મી મેથી મારી પત્ની અને મારી બ્હેન સાથે અહીં નૈનીતાલ આવ્યો છું. સ્થળ ઘણું જ રમણીય છે, પણ મેં ધાર્યું હતું તેનાથી અડધી પણ ઠંડી અહીં નથી. હકીકતમાં, વરસાદ પડતો હોય તે સિવાય દિવસની ગરમી વડોદરા કરતાં થોડી જ ઓછી હોય છે. મહારાજા ઘણું ખરું ૨૪ મી તારીખે (જૂન)—વડોદરામાં વરસાદ પડ્યો હશે તો—અહીંથી જશે. પરંતુ તેઓ રસ્તામાં આગ્રા, મથુરા, મઉ વગેરે સ્થળોએ જવાના હોવાથી જુલાઈની શરૂઆત પહેલાં વડોદરે નહિ પહોંચે. હું ઘણું ખરું એમનાથી છૂટો નીકળીશ અને કદાચ ૧ લી જુલાઈએ વડોદરા પહોંચી જઈશ. તમારી ઈચ્છા થાય તો તમે થોડા દિવસ પહેલાં વડોદરે જઈ શકો છો અને દેશપાંડે સાથે તમે રહી શકશો. મેં માધવરાવને મારું નવું ઘર તૈયાર કરવાને લખ્યું તો છે પણ એ બાબત એ શું કરે છે તેની મને કશી ખબર નથી.

હું ધારું છું કે બૅનરજી કલકત્તામાં જ છે. મને મળવા માટે તેઓ દેવઘર આવ્યા હતા.

તમારો સાચા દિલથી
અરવિંદ ઘોષ

(લગ્ન પછી શ્રી અરવિંદ નૈનીતાલ ગયા હતા. સાથે મૃણાલિની દેવી અને સરોજિની હતાં અને ૨૮ મી મે એ પહોંચ્યા હતા એટલું તો આ પત્રથી નક્કી થાય છે.)

થોડા વખતમાં પોતાની ચહાની દુકાન કોઈને સોંપી દઈને કે વેચી દઈને બારીન્દ્રકુમાર ઓચિંતા પટનાથી વડોદરે આવી ઊભા! એક દિવસ સવારે શ્રી અરવિંદ તો આઠ વાગ્યા સુધી રિવાજ પ્રમાણે ઉઠેલા પણ નહિ ને બારણે

બારીન્દ્ર આવી પહોંચ્યા જાગીને જોયું તો 'ગદી કૅન્વાસ બૅગ સાથે તદ્દન અસ્વચ્છ કપડા સાથે બારીન આવ્યા હતા' 'એ કિ તુમિ એઈ ભાને, એ ભાવે'—'આ શું? આ વેશે, અહીં ક્યાંથી?' શ્રી અરવિંદે પૂછ્યું અને સીધા બાથરૂમમાં મોકલી આપ્યા! આમ ચાર જણાના—શ્રી અરવિંદ, મૃણાલિની, સરોજિની, અને બારીન—કુટુંબમાં શ્રી અરવિંદે આ વર્ષના થોડા મહિના ગાળ્યા હતા

જ્યારે જ્યારે વેકેશનમાં દેવઘર જતા અને મળવાનું થતું ત્યારે ત્યારે બારીનને ક્રાંતિકારી ચળવળને માટે શ્રી અરવિંદ તૈયાર કરવા પ્રયત્ન કરતા રોહિણીમાં કે કલકત્તામાં મળતા ત્યારે પણ દેશભક્તિનો જુસ્સો એમનામાં રેડતા વડોદરામાં એને સીધા ક્રાંતિના કામને માટે તૈયાર કરવાની તક મળી

૧૯૦૧ આ વર્ષ બારીન વડોદરે હતા તે દરમિયાન એમણે સૂક્ષ્મ ભૂમિકાનાં સત્ત્વો સાથે વાતચીત કરવા વિષે કોઈ પુસ્તક વાચીને પ્લેન્ચેટના પ્રયોગો શરૂ કર્યા ટેબલના ઉપર ટકોરાથી જવાબ મળતા એમાં શ્રી અરવિંદ પણ સાંજે શામેલ થતા એમાંના બે ત્રણ અનુભવો નોંધવા જેવા છે ૧ એક વાર બારીને એમના પિતા કૃષ્ણધનને બોલાવ્યા અને જવાબ મળ્યો કે તેઓ આવ્યા છે પછી એમને પોતે ડૉ. કૃષ્ણધન છે તેની કોઈ ખાસ નિશાની કે ખાત્રી આપવાને કહેવામાં આવ્યું ત્યારે એમણે બારીનને એક સોનાનું ઘડિયાળ આપ્યું હતું તે વાતની યાદ આપી બારીન પોતે એ વાત ભૂલી ગયા હતા અને જ્યારે યાદ દેવડાવ્યું ત્યારે વાત સાચી હતી એમ કબૂલ કર્યું પછી બીજી કોઈ સાબિતી આપવાને કહ્યું ત્યારે ખાસીરાવ જાદવના ઘરથી થોડે દૂર એન્જિનિયર દેવધરના ઘરની અમુક ભીંત ઉપર એક ચિત્ર ચીતરેલું છે એમ જણાવ્યું તપાસ કરાવી ત્યારે જણાયું કે ભીંત ઉપર ચિત્ર ન હતું એટલે ડૉ. કૃષ્ણધનને કહ્યું કે એ વાત બરાબર નથી એમણે કહ્યું ફરીને તપાસ કરાવો જ્યારે બીજી વાર વધારે ચોકસાઈપૂર્વક તપાસ કરી ત્યારે ઘરમાં એક ઘરડા ડોશી હતાં તેમણે જણાવ્યું કે એ જગ્યાએ પહેલાં એક ચિત્ર હતું પણ પછીથી એના પર ચૂનો ધોળાયેલો હોવાથી પાછળ દબાઈ ગયું છે! આવી

એક બેઠક વખતે ટિળક હાજર હતા. ત્યારે ડૉ. કૃષ્ણધનને પૂછવામાં આવ્યું કે 'આ કેવા માણસ છે?' જવાબ મળ્યો, 'જ્યારે તમારું બીજું બધું કામ વણસી જશે અને ઘણા લોકો નમી પડશે ત્યારે આ માણસ અણનમ મસ્તક રાખશે.' એ પણ સાચું પડ્યું હતું.

એક વાર રામકૃષ્ણ પરમહંસના આત્માને બોલાવવામાં આવ્યો ત્યારે ઘણો વખત મૌન રહેલા. પછી જતાં જતાં 'મંદિર ઘડો'—'મંદિર ઘડો' એમ કહેતા ગયા. તે વખતે તો હિંદને સ્વતંત્ર કરવાની ધગસ હતી અને 'ભવાની મંદિર'ની યોજના મનમાં તરવરતી હતી એટલે બધાએ એમ ધાર્યું કે રામકૃષ્ણે ભવાની મંદિર ઘડવાની અનુમતિ આપી. પણ વર્ષો પછી શ્રી શ્રી અરવિંદે એનો સાચો અર્થ એમ બેસાડયો કે તમે તમારી જાતમાં માનું મંદિર ઘડો—તમારું એવું રૂપાંતર કરો કે તમે માના મંદિર રૂપ બનો!

યોગની દૃષ્ટિએ આ પ્રયોગો કશી અગત્ય ધરાવતા નથી. પણ કેવળ સ્થૂલ જ સત્ય છે, એકમાત્ર વાસ્તવિકતા છે એવી જે માન્યતા હોય છે તેની મર્યાદા બતાવવા માટે અને અન્ય ભૂમિકાઓ પ્રાપ્ત કરવી ચેતના માટે શક્ય છે એ યોગના સત્ય વિષે ભરોસો આપવા માટે આ પ્રયોગો ઉપયોગી હતા.

વડોદરામાં શ્રી અરવિંદ હતા ત્યારે એમણે એક ઘોડાગાડી રાખેલી. એનું વર્ણન દીનેન્દ્રકુમાર રૉયના 'શ્રી અરવિંદ પરિચય' નામના પુસ્તકમાં જોઈ લેવું. અહીં જે ઘટનાનો ઉલ્લેખ કર્યો છે તે ઘણુંખરું આ વર્ષ દરમિયાન બની હતી, પણ એની ચોક્કસ ખાતરી નથી.

એક વાર શ્રી અરવિંદ એમની ઘોડાગાડીમાં કૅમ્પ તરફથી શહેર જતા રસ્તા ઉપર જતા હતા ત્યારે પબ્લિક ગાર્ડન—કામેટી બાગની બાજુના રસ્તા પર ગાડીને અકસ્માત થવાનો સંભવ આવ્યો. તે વખતે અકસ્માત થતો અટકાવવા જતાં શ્રી અરવિંદની અંદરથી કોઈ દિવ્ય પુરુષ પ્રગટ થયો તેને એમણે જોયો. તે આખી પરિસ્થિતિનો અધિષ્ઠાતા હતો. ઝીણી બાબતો ઉપર તેનો કાબૂ પણ હતો. આ અનુભવ સાધના શરૂ કરતાં પહેલાંનો હતો.

ચમત્કારી ગણાય એવી અને આધ્યાત્મિક શક્તિને આભારી હોય એવી ઘટનાઓનો એમને વડોદરાની નોકરી દરમિયાન પરિચય થતો રહ્યો લાગે છે. શ્રી અરવિંદ એમને વિષે સચેતન પણ રહેતા.

'મારા માસાની છોકરીને ટાઇફોઇડ —વિષમજ્વર થયો હતો અને મરવાની અણિ પર હતી. દાકતરોએ આશા છોડી અને કહ્યું કે પ્રાર્થના કરવી એ જ એકમાત્ર ઉપાય છે. ત્યાર પછી બધાએ મળીને પ્રાર્થના કરી ત્યાર પછી એની ચેતના પાછી આવેલી જણાઈ હતી!

એવો બીજો દાખલો માધવરાવ જાદવના છોકરાનો છે એ નવસારીમાં મરવાની અણિ પર હતો. અને દાકતરોએ આશા મૂકી દીધી, માધવરાવે એના કુટુંબીઓને દવા બંધ કરીને ભગવાનને પ્રાર્થના કરવા માટે તાર કર્યો. એ પ્રમાણે પ્રાર્થના કર્યાથી છોકરાને સારું થઈ ગયું હતું. આ દાખલા વિષે મને પોતાને માહિતી છે. માધવરાવે મને તારો કરેલા તે બતાવ્યા હતા.'

૭.૧.૧૯૪૦

વામન આપાજી નિકતે અને છોટાભાઈ સુતરિયા શ્રી અરવિંદ જ્યારે અધ્યાપક હતા ત્યારે વિદ્યાર્થી હતા.

એમણે મને વાતચીત દરમિયાન 'ફ્રેન્ચ રેવોલ્યુશન'ના ક્લાસ વિષે કહ્યું કે પહેલું આખું સત્ર એમણે બર્કનું પુસ્તક ભાગ્યે ઉઘાડ્યું હતું. અને બીજા સત્રમાં ૧૦૦ પાનાથી વધારે ક્લાસમાં વાંચ્યાં ન હતાં. પણ વિષય—ફ્રેન્ચ રેવોલ્યુશનનો—એવો તો ચર્ચો હતો કે બાકીનું પુસ્તક વિદ્યાર્થીઓ પોતે તૈયાર કરી લઈ શકે!

અધ્યાપક તરીકેની એમની કાર્યપદ્ધતિનો કાંઈક ખ્યાલ એથી આવી શકે છે.

૧૯૦૨ : કૉલેજમાં ફ્રેન્ચ ભાષાનું અધ્યાપન અને અંગ્રેજીનું પણ ચાલુ. સાઉધીનું 'નેલ્સનનું જીવન ચરિત્ર', બર્કનું 'ફ્રેન્ચ રેવોલ્યુશન' પહેલા બે વર્ષમાં પાઠ્ય પુસ્તકો હતાં.

શરતચંદ્ર મલ્લિકનું કૉલેજમાં ભાષણ. શ્રી અરવિંદ પ્રમુખ.

રજાઓમાં આ વર્ષે પહેલી વાર મિદનાપુર ગયા. ત્યાં હેમચંદ્ર દાસની મુલાકાત. એની જમીન પર 'ચાંદમારી'નો રાઈફલ વડે નિશાન લેવાનો અભ્યાસ કર્યો. બંગાળમાં પહેલવહેલાં છ કેન્દ્રો ક્રાંતિકારી દળનાં ઊભાં કરવાનો સંકલ્પ. મિદનાપુર પહેલી વાર ગયા ત્યારે જતીન બેનરજી સાથે હતો; બારીન પણ હતો. જતીને કામ શરૂ કરેલું હતું. કલકતામાં પી. મિત્તિરને ત્યાં એના જ કમ્પાઉન્ડમાં જુવાનોને શારીરિક તાલીમ એણે આપવા માંડી હતી. એણે શ્રી અરવિંદ વિષે પી. મિત્તિરને વાત કરી હતી એટલે જ્યારે શ્રી અરવિંદ કલકત્તે ગયા ત્યારે જતીને એમની અને પી. મિત્તિરની ઓળખાણ કરાવી. શ્રી અરવિંદે પી. મિત્તિરને ક્રાંતિકારીના શપથ લેવડાવ્યા. અને પોતાના દલ સહિત તે શ્રી અરવિંદના કાર્યમાં જોડાયા.

આ જ વર્ષમાં બંગાળની એમણે બીજી વાર મુસાફરી કરી. રાજકીય કાર્યને અંગે જ છેલ્લાં બે ત્રણ વર્ષથી તેઓ બંગાળમાં જતા હતા. આ વખતે મિદનાપુર બીજી વાર એકલા ગયા તે પણ ક્રાંતિના કાર્યને માટે. હેમચંદ્ર દાસને તલવાર અને ગીતા હાથમાં લઈને ક્રાંતિના શપથ લેવડાવ્યા. એમાં હિંદ માતાની સ્વતંત્રતા કોઈ પણ ઉપાયે સર કરવાનું તથા મંડળનું રહસ્ય કોઈને કદી જાહેર નહિ કરવાનું વચન હતું.

એક રીતે જોતાં ગુપ્ત મંડળો રચવાનો વિચાર બંગાળમાં ઘણો વ્યાપક હતો. શ્રી અરવિંદના દાદા રાજનારાયણ બોઝે એક વાર ગુપ્ત મંડળનો આરંભ કરેલો જેમાં નાની ઉમ્મરના રવીન્દ્રનાથ ટાગોર જોડાયા હતા. એમણે રાષ્ટ્રીયતા અને ક્રાંતિનો વિચાર પ્રચારવા માટે સંસ્થા પણ શરૂ કરી પણ એનું કશું પરિણામ આવ્યું ન હતું. મહારાષ્ટ્રમાં ત્યાર પછી ક્રાંતિકારી જુસ્સો વ્યાપ્યો હતો અને એક ઠાકુર રામસિંહ નામના, ઉદયપુરના ગણાતા, રજપૂત અધ્યક્ષની નેતાગીરી તળે એક ગુપ્ત મંડળ શરૂ થયું હતું. એની મુંબાઈની શાખાની વ્યવસ્થા પાંચ જણની કાઉન્સિલ કરતી હતી અને એમાં કેટલાક રાજદ્વારી મરાઠાઓ સભાસદો પણ હતા. શ્રી અરવિંદે આ મંડળનો સંપર્ક સાધ્યો અને ૧૯૦૨-૩'ની આસપાસ તેઓ પણ એમાં જોડાયા,—એટલે કે એમણે પોતે બંગાળમાં ક્રાંતિકારી ગુપ્ત મંડળનો આરંભ કર્યા પછીથી. પાછળથી, ઠાકુર રામસિંહ પકડાઈને

જેલમાં ઓચિંતા મરણ પામ્યા હતા. ઘણાંને એના મરણમાં કાંઈ કપટ હતું એવી શંકા રહે છે. તે વખતે ગુપ્ત મંડળનો પવન એવો વાતો હતો કે સરકારી નોકરો—જેગેન્દ્ર મુકરજી જેવા મૅજીસ્ટ્રેટો પણ એ વિચારોવાળા હતા.

આ વર્ષમાં દેવઘરમાં સત્યેન્દ્ર બોઝના હાથ તળે એક ક્રાંતિકારી મંડળ ઊભું થયું.

આ વર્ષ દરમિયાન વડોદરામાં એમની સાથે કુટુંબમાં સરોજિની, મૃણાલિની, માઉમની તથા બારીન એમ ચાર જણ હતાં

૨૮.૪.૧૯૦૨ થી ૨૯.૫ ૧૯૦૨ એક મહિનાની હકની રજા આ વર્ષે લીધી હતી રાજ્યનો ઍડમિનિસ્ટ્રેટિવ રિપોર્ટ તૈયાર કરવાનુ કામ કર્યું આ વર્ષે પગારમા વધારો મળ્યો.

૧૯૦૨ મા ભગિની નિવેદિતા વડોદરે આવ્યાં. મહારાજાએ એમને આમંત્રણ આપ્યું હતુ કે નહિ તે નક્કી નથી. પણ વડોદરા રાજના 'ગેસ્ટ હાઉસ'માં ઊતર્યા હતાં. શ્રી અરવિંદ અને ખાસીરાવ જાદવ એમને સ્ટેશને લેવા માટે ગયા હતા સ્વામી વિવેકાનંદના રાજકીય વિચારો અને આદર્શો એમણે બરાબર ઝીલેલા હતા. હિંદની સ્વતંત્રતા માટે એમના હૃદયમા ખૂબ જબરી ધગશ હતી રામકૃષ્ણ મિશન એ કારણે એમને છોડવું પડ્યું,—કહો, મિશનને હાનિ ન થાય તે માટે પોતે ખુશીથી છોડ્યું.

શ્રી અરવિંદ અને નિવેદિતાનો સંબંધ રાજકીય અને તે પણ ક્રાંતિના કાર્ય પૂરતો હતો, આધ્યાત્મિકતા વિષેનો જરા પણ નહિ. એમનો પ્રત્યક્ષ પરિચય વડોદરાની મુલાકાત વખતે જ થયો. અને તે ૧૯૧૦ માં શ્રી અરવિંદ ચંદ્રનગર ગયા ત્યાં સુધી ચાલુ હતો. નિવેદિતાએ કલકત્તામાં શ્રી અરવિંદ વિષે વાતો સાંભળી હતી એમ લાગે છે. એ કારણથી પણ તેમને મળવાને આતુર હતાં. શ્રી અરવિંદ ખાસીરાવ જાદવ સાથે સ્ટેશને એમને લેવા માટે ગયા હતા. જ્યારે મેળાપ થયો ત્યારે એમણે કહ્યું. 'I hear, Mr. Ghose, you are a worshipper of Shakti–force?' —'મિ ઘોષ, મેં સાંભળ્યું છે કે તમે શક્તિના પૂજારી છો?' શ્રી અરવિંદને

એમનું પુસ્તક 'Kali–The Mother'—'કાલી—મા' ઘણું ગમ્યું હતું. બન્નેના રાજકીય કાર્યક્ષેત્રના વિચારોમાં સંપૂર્ણ મેળ હતો.

નિવેદિતા સયાજીરાવ ગાયકવાડને ક્રાંતિની ચળવળને અંગે મળવા માટે આવ્યાં હતાં. શ્રી અરવિંદે મહારાજા સાથે એમની મુલાકાત ગોઠવી આપી. એ મુલાકાત વખતે નિવેદિતાએ મંડળમાં જોડાવા માટે અને મદદ કરવા માટે મહારાજાને ઘણો આગ્રહ કરેલો. સયાજીરાવે મિ. ઘોષ મારફત હું તમને જવાબ કહેવડાવીશ એમ ઉડાઉ જવાબ આપ્યો હતો અને શ્રી અરવિંદ પણ આ કાર્યમાં ખૂબ રસ લેતા હતા એ નિવેદિતા તરફથી જાણીને ઘણા નવાઈ પામ્યા હતા.

'ભગિની નિવેદિતા સાથેના મારા સંબંધ વિષે: અમારો સંબંધ રાજકીય કાર્યક્ષેત્ર પૂરતો જ રહ્યો હતો. આધ્યાત્મિકતા કે આધ્યાત્મિક બાબતો એ સંબંધમાં મુદ્દલે હતી નહિ. અને હું જ્યારે જ્યારે એમની સાથે હતો ત્યારે કોઈ વખતે એ વિષયો પર અમારે કશી આપલે થયાનું મને સ્મરણ નથી. એક કે બે વખત જ્યારે હું એમની પાસે હતો તે દરમિયાન કોઈ એમને મળવા માટે આવ્યું હતું તે માણસ જોડે વાતમાં એમણે પોતાની આધ્યાત્મિક બાજુ વિષે ઉલ્લેખ કર્યો હતો.' ૧૩. સપ્ટેમ્બર, ૧૯૪૬

★ ★

'ભગિની નિવેદિતાને હું પહેલ વહેલો વડોદરામાં મળ્યો હતો, તેઓ ત્યાં થોડાં પ્રવચનો કરવા માટે આવ્યાં હતાં ત્યારે. હું એમને સ્ટેશન પર લેવા માટે અને એમને ઉતારે લઈ જવા માટે ગયો હતો. મહારાજા સાથે એમણે મુલાકાત માગી હતી તે માટે હું તેમની સાથે ગયો હતો. હું શક્તિમાં માનનારો અને કાલીનો ભકત છું એવું એમણે મારા વિષે સાંભળ્યું હતું એટલે કે હું એક ક્રાંતિકારી છું એવી તેમને ખબર હતી. મળ્યાં પહેલાં હું એમના વિષે જાણતો હતો કારણ કે 'મા, કાલી'—'કાલી, ધ મધર'—એ એમનું પુસ્તક મેં વાંચ્યું હતું અને મને ઘણું ગમ્યું હતું. એ દિવસો દરમિયાન અમારી મૈત્રી બંધાઈ.

બંગાળમાં મેં ક્રાંતિકારી ચળવળની શરૂઆત મારા વિશ્વાસુ માણસો દ્વારા શરૂ કરી ત્યાર પછી વસ્તુસ્થિતિ જોવા માટે અને વ્યવસ્થા કરવા માટે

હું જાતે ગયો. મેં જોયું કે થોડા જ સમય પહેલાં નાનાં નાનાં ક્રાંતિકારી મંડળો રચાયાં હતાં પણ બધા છૂટા છવાયા અને એકબીજા સાથે કશા સંબંધ વગર કાર્ય કરતા હતા. એ બધાને પાંચ માણસોની મધ્યસ્થ સમિતિ સાથે, પી. મિત્તિરની નેતાગિરી નીચે મૂકવાનો મેં પ્રયત્ન કર્યો. ભગિની નિવેદિતા એ કમિટિમાંના એક હતાં.' ૧૩ સપ્ટેમ્બર, ૧૯૪૬

* *

'એક મુલાકાત દરમિયાન એમણે મને જણાવ્યું કે સરકારે મને દેશપાર કરવાનો નિર્ણય કર્યો છે. અને એમની સલાહ એ હતી કે મારે ભૂગર્ભમાં જવું, અથવા તો બ્રિટિશ હિંદ છોડીને બહાર જતા રહેવું. અને એ રીતે બહારથી કામ કરવું જેથી ચળવળ ચાલુ રહે. એ વખતે નિવેદિતાને એમના રાજકીય અભિપ્રાયો હિંદની રાષ્ટ્રીયતાના પક્ષમાં હતા તોપણ એમને પોતાને જોખમ જેવું હતું નહિ સરકારમાં ઊંચા દરજ્જાના અધિકારીઓ સાથે એમનો સંબંધ મિત્રાચારીભર્યો રહેતો એટલે એમને ગિરફતાર કરવાનો સવાલ જ ન હતો. મેં એમની સૂચના સ્વીકારવાની જરૂર મને જણાતી નથી એમ નિવેદિતાને કહ્યું, મેં કહ્યું કે 'કર્મયોગિન્'માં એક ખુલ્લો પત્ર લખીશ તેનાથી સરકાર પગલાં લેતી અટકી જશે. મેં એ પ્રમાણે પત્ર પ્રગટ કર્યો અને જ્યારે હું બીજી વાર નિવેદિતાને મળ્યો ત્યારે એમણે મને જણાવ્યું કે મારી બાજી પૂરેપૂરી સફળ નીવડી હતી અને સરકારે મને દેશપાર કરવાનો વિચાર પડતો મૂક્યો છે. ચંદ્રનગર જવાનું તો ત્યાર પછી બન્યું એટલે એ બે ઘટનાઓ સાથે એને કશી લેવાદેવા ન હતી.' ૧૬ સપ્ટેમ્બર ૧૯૪૬

૧૯૦૨ માં (ઘણુંખરું) બારીનને ક્રાંતિકારી ચળવળમાં જતીન બેનરજીને મદદ કરવાને કલકત્તા મોકલ્યો. બારીન ૧૯૦૧ થી વડોદરે જ હતા. ૧૦૬, અપર સર્ક્યુલર રોડ, એ જગાએ કામ ચાલતું. જતીન, બારીન, અવિનાશ—એમાં જતીન કેળવાયેલા વર્ગમાં—વકીલ, બારિસ્ટર વગેરેમાં, અને બારીન-અવિનાશ કૉલેજના વિદ્યાર્થીઓમાં કામ કરતા. ખાલી જમીનમાં લાઠી,

ગદકા, ઘોડેસવારી વ. ની તાલીમ આપતા. છ મહિના સાથે કામ કર્યા પછી ત્રણે જણા છૂટા પડયા. બારીન અને અવિનાશ મદનમિત્ર લેનમાં રહેવા ગયા. જતીન સીતારામ ઘોષ સ્ટ્રીટમાં રહેવા ગયા.

૧૯૦૩ : ૨૨.૨.૧૯૦૩ થી ૨૧.૩.૧૯૦૩ એક મહિનાની રજા પર ગયેલા (રાજકીય કામ માટે). ૨૨ મી માર્ચે કાશ્મીરના પ્રવાસને અંગે અને બીજા કામ માટે મહારાજાએ બોલાવ્યા. પણ જવાનું કદાચ એપ્રિલમાં થયું લાગે છે. ૨૨ મી માર્ચથી ૧૫ મી એપ્રિલ સુધી વિદ્યાર્થીઓના નિયમિત ફ્રેન્ચ કલાસો ઉપરાંત ઘેર કલાસો લીધા, કારણ કે એક મહિનો રજા પર ગયા હતા ત્યારે વિદ્યાર્થીઓનો અભ્યાસ પડયો હતો. ચાલતી ટર્મે—કદાચ એપ્રિલના પહેલા બીજા અઠવાડિયામાં—મહારાજા સાથે કાશ્મીર જવાનું થયું. પ્રિન્સિપાલે એમની ગેરહાજરી બદલ રિપોર્ટ કર્યો. દીવાને એમની પાસેથી ખુલાસો માગ્યો. ખુલાસો : ૧. 'મેં કાગળ લખ્યો હતો પણ પ્રિન્સિપાલને તે મળ્યો જણાતો નથી. ૨. મુસાફરીએ નીકળતાં પહેલાં બે ત્રણ દિવસ રાજમહેલમાં મહારાજાનું અગત્યનું અને ઉતાવળે કરવાનું કામ કરતો હતો. ૩. રજા પરથી પાછા આવ્યા પછી સવારે રીતસરના કલાસ ઉપરાંત ઘેર ખાનગીમાં કલાસ લેતો હતો. હું વિદ્યાર્થીઓ જોડે અભ્યાસ બાબત જાતે જ ગોઠવણ કરતો આવ્યો છું તેની નોંધ લેશો. કારણ કે મારે જુદાં જુદાં કામો પણ કરવાનાં હોય છે. હમણાં મહારાજા સાથે છું એટલે બીજી ટર્મના કલાસ નહિ લઈ શકાય—૪.૬.૧૯૦૩' આ વર્ષે પગાર રૂ. ૪૫૦.

'ભવાની મંદિર' નામની રાઉલેટ કમિટિના રિપોર્ટમાં જણાવેલી પત્રિકા શ્રી અરવિંદે તૈયાર કરી જેમાં રાજકીય ક્ષેત્રમાં કામ કરનારા લોકોમા રાષ્ટ્રભાવના અને આધ્યાત્મિકતાનો સમન્વય હોવો જોઈએ એ માન્યતા મૂળભૂત હતી. હિંદ માતાનું મંદિર કોઈ નિર્જન પર્વત ઉપર કે જંગલમાં સ્થાપન કરીને એની સ્વતંત્રતાને જીવનનું વ્રત ગણનારા સંન્યાસીઓ તૈયાર કરવાના હતા. બીજા લોકોએ એમના કામમાં અન્ય રીતે મદદ કરવાની હતી. સાહસ અને જોખમનાં કાર્યોની યોજના સંન્યાસીઓએ પાર પાડવાની હતી.

એ રીતની ભાવનાઓ પત્રિકામાં હતી. બંકિમના 'આનંદમઠ' પરથી આની પ્રેરણા મળી હોય એ સંભવિત છે.

આ વર્ષે ૨૨ મી ફેબ્રુઆરીથી ૨૧ મી માર્ચ એમ એક મહિનાની રજા હકની લીધી હતી. ઘણું ખરું રજા લેવાનું કારણ જતીન બેનરજી અને બારીન બંને કલકત્તામાં કામ કરતા હતા તેમની વચ્ચે કાંઈ મતભેદ થયો હતો તે પતાવવા માટે હતું. વડોદરામાં લશ્કરી તાલીમ લીધા પછી જતીન કાંઈક વધારે પડતો કડક શિસ્ત માગનાર બન્યો હતો. બારીન પોતે મોટામાં મોટા નેતા સિવાય બીજા કોઈની નીચે કામ કરવાને પ્રકૃતિથી લાયક ન હતો. જતીન પોતાની સખ્તાઈને લઈને કાંઈક અપ્રિય બન્યો હતો ટૂંકામા, બે વચ્ચે નેતાપણા માટે સ્પર્ધા જેવુ હતું (જતીન પાછળથી કલકત્તા છોડીને બહારગામ ગયો હતો.) આ કામ વખતે શ્રી અરવિંદ જોગેન્દ્ર વિદ્યાભૂષણને ઘેર કલકત્તામાં રહ્યા હતા. આ જોગેન્દ્ર વિદ્યાભૂષણનું ઓળખાણ પહેલા (૧૯૦૦ માં કદાચ?) જતીન બેનરજીએ કરાવ્યું હતું સરકારી નોકર હતા છતાં જોગેન્દ્ર ઘણા જ ક્રાંતિકારી વિચારના હતા. જતીન-બારીન મતભેદમાં દેવવ્રત, સુરેશ સમાજપતિ વગેરે બારીનના મતના હતા. હેમચંદ્ર દાસ પણ એના તરફ ઢળતા હતા. આ રહ્યા હેમચંદ્ર દાસના પોતાના શબ્દો: 'એમના—જતીનના—મનમાં કામ કરવાની ધગશ ઘણી હતી. તે ઉપરાંત એ હતા મિલિટરી માણસ. બંગાળીને માટે આ લશ્કરી માણસ થવુ એવી તો ન કલ્પાય એવી વસ્તુ છે કે એમનો મિજાજ હતો 'જનરલ'ના જેટલો! ચેલાઓના ઉપર જતીન પોતાનું જનરલપણું પૂરા પ્રમાણમાં અજમાવતો'

બન્નેની ફરિયાદ સાંભળીને શ્રી અરવિંદે ચુકાદો આપ્યો. જતીનને કામ કરવાનું ચાલું રાખવા કહ્યું પણ કુલ અધિકાર એના કે બારીનના હાથમાં ન રાખતાં પી. મિત્તિર, નિવેદિતા વગેરેની એક પાંચ સભ્યોની સમિતિ નીમીને તેને સોંપ્યો. પરંતુ અહીં જ નોંધી લેવું જોઈએ કે આ તકરાર ખરી રીતે પતી નહિ. વારેવારે છમકલાં થયા કરતાં. એમાં શ્રી અરવિંદે પછીથી ભાગ લીધો ન હતો. વળી આ કાર્ય દરમિયાન પણ શ્રી અરવિંદને કામ પૂરતું જ મંડળના સભ્યો જોડે મળવાનું થતું.

'પી. મિત્તિરની દોરવણી નીચે ક્રાંતિકારી ચળવળ ઘણી જ પ્રચાર પામી અને છેવટે એમાં હજારોની સંખ્યામાં જુવાનો જોડાયા અને બારીનના પત્ર 'યુગાન્તરે' ક્રાંતિનો જે જુસ્સો વહેતો મૂક્યો તે જુવાનોની એ પેઢીમાં સામાન્ય બની ગયો. પરંતુ હું વડોદરે હતો તે દરમિયાન મારી ગેરહાજરીમાં એ સમિતિનું અસ્તિત્વ બંધ પડ્યું અને ઘણાં મંડળો વચ્ચે મેળ જાળવવો અશક્ય થઈ ગયું.' ૧૩ સપ્ટેમ્બર, ૧૯૪૬

અવિનાશ ભટ્ટાચાર્ય આ વખતે પહેલવહેલા શ્રી અરવિંદને મળ્યા. ૧૯૦૩ ની શરૂઆતમાં શ્રી અરવિંદ ઝઘડો પતાવવા આવ્યા ત્યારે જતીનને ત્યાં રહ્યા હતા. શ્રી અરવિંદ અને જતીન બેનરજી બેસીને હસતા હસતા વાતચીત કરતા હતા ત્યારે બારીન અવિનાશને મળવા માટે લઈ આવ્યા. એને દીક્ષા આપવામાં આવી.

તે વખતે ભંગભંગનો કાયદો પસાર થયો હતો. શ્રી અરવિંદે જણાવ્યું કે 'આ એક મોટી તક મળી ગઈ છે બંગભંગની ચળવળને ખૂબ જોરપૂર્વક આગળ ધપાવો. એ ચળવળમાંથી અનેક કાર્યકર્તા ઓ મળી આવશે'. તે વખતે 'No Compromise'—'બાંધછોડ નહિ' એ મથાળાની એક પુસ્તિકા પણ શ્રી અરવિંદે લખી મોકલી હતી.

કલકત્તાનું કોઈ પ્રેસ એ છાપવા રાજી ન હતું આખરે અવિનાશના ઘરમાં કુલકર્ણી નામે એક મરાઠી યુવકે એ લેખ કૉમ્પોઝ કર્યો. એ પણ ક્રાંતિકારી દળમાંનો હતો રાતે ને રાતે એ કૉમ્પોઝની થોડી હજાર નકલો છાપી નાંખીને છૂટથી વહેંચવામાં આવી હતી.

કાશ્મીરના પ્રવાસમાં તખ્ત-ઈ-સુલેમાન નામની,—ઘણું ખરું હિંદુઓ જેને શંકરાચાર્યની ટેકરી કહે છે તે,—ટેકરી ઉપર ગયા ત્યારે ત્યાં વગર પ્રયત્ને શૂન્યાત્મક અનંતતાનો સઘન અનુભવ થયો જેની છાપ ઘણી ઊંડી પડી.

૧૯૦૪: શરૂઆતમાં હજૂર કામદારના ખાસ મદદનીશ તરીકે નિમણૂક, પણ ૨૮ સપ્ટેમ્બરથી કૉલેજમાં વાઇસ પ્રિન્સિપાલ તરીકે કામ કરવાનું સાથે સાથે સોંપાયું, પગાર ૫૫૦ રૂ. વિદ્યાર્થીઓમાં ખૂબ પ્રિય અને માનીતા,

પ્રિન્સિપાલ પણ એમના પર ખુશ હતા. મહારાજાએ પોતાના ખાસ કામ માટે રોજના બે કલાક એમને છૂટા કરવાની શરત નિમણૂક વખતે જ કરી હતી ખાસ કામ મે વેકેશનમાં કરાવ્યું તે એ કે ઊટીમાં શ્રી અરવિંદને બોલાવીને પ્રખ્યાત અને લાંબા બાપટ કેસનો રિપોર્ટ તૈયાર કરાવ્યો.

આ વર્ષમાં થાણામાં નોકરી કરતા ચારુચંદ્ર દત્ત આઈ. સી. એસ. જેમનુ ઓળખાણ ૧૯૦૦ માં વડોદરા સ્ટેશન પર થયું હતું તેમને થાણામાં મળવાનું થયું. 'ભવાની મંદિર' યોજના સમજાવવા અને ક્રાંતિમંડળમાં તેઓ જોડાય તે માટે પ્રયત્ન કર્યો.

આ જ વર્ષમાં ૨૭ ૯ ૧૯૦૪—(રજાઓમાં કલકત્તાથી પાછા ફરતાં,) ને રોજ 'ભવાની મંદિર'ની યોજનાની ચારુચંદ્ર દત્ત, હરિભાઉ મોડક 'રાષ્ટ્રમત'ના એડિટર, તથા કાકા સાહેબ પાટીલ, વસાઈના વકીલ, એમ ત્રણ ચાર જણા જોડે થાણામાં ચર્ચા. આધ્યાત્મિક તત્ત્વ બાજુએ મૂકીને રાજકીય હેતુ અને તેને માટે આવશ્યક બૉમ્બ, પિસ્તોલ વગેરેને જ મુખ્ય સ્થાન આપવુ એવો એ લોકોનો મત.

આ વર્ષની શરૂઆતમાં યોગસાધનાના પ્રયત્નોનો રીતસર ગણાય એ આરંભ કર્યો. શરૂઆતમાં ચાણોદના બ્રહ્માનંદ સ્વામીના શિષ્ય દેવધ એન્જિનિયર વડોદરામાં હતા તેમને પૂછીને પ્રાણાયામ કરવાની વિધિ પોત જાણી લીધી. તે વખતે પ્રચલિત માન્યતા પણ ખરી કે પ્રાણાયામ વગર યોગ થઈ શકે નહિ. એમના શબ્દોમાં એ અભ્યાસનું વર્ણન : 'મારો અનુભવ એ છે કે એનાથી—પ્રાણાયામથી—બુદ્ધિ અને મગજ પ્રકાશમય બને છે. જ્યા વડોદરામાં હું પ્રાણાયામનો અભ્યાસ કરતો હતો ત્યારે રોજના પાંચ છ કલા કરતો, ૩ કલાક સવારે અને બે ત્રણ કલાક સાંજે. મનમાં ખૂબ પ્રકાશ અને શક્તિ ભરેલાં હોય એવુ લાગતું હું તે વખતે કવિતા લખતો હતો. પહેલ સામાન્ય રીતે રોજની પાંચ છ લીટીઓ અને મહિનામાં ૨૦૦ લીટીઓ જેટલ લખાતી. પ્રાણાયામ પછી હું ૨૦૦ લીટીઓ અરધા કલાકમાં લખી શકતો મારી યાદદસ્ત પહેલાં મંદ હતી. પ્રાણાયામના અભ્યાસ પછી જ્યારે પ્રેરણ

આવતી ત્યારે બધી લીટીઓ હું અનુક્રમસર મનમાં જ યાદ રાખી શકતો અને ગમે ત્યારે સગવડે લખી લઈ શકતો. આની સાથે મગજની આજુબાજુ વિદ્યુત્‌શક્તિનું ચક્ર મને જણાતું.' પ્રાણાયામ પછી અવિશ્રાંતપણે કામ કરવાની શક્તિ પણ આવી હતી. જ્યારે પહેલાં બહુ શ્રમ કરતાં થાક લાગતો હતો. શરીર તંદુરસ્ત થયું.

આ વર્ષ દરમિયાન સૂક્ષ્મ દર્શનો પ્રત્યેની અંતરદૃષ્ટિ જાગ્રત થઈ. પહેલવહેલાં અંતર દૃષ્ટિથી જોવાની મેં શરૂઆત કરી (અને ખુલ્લી આંખે બાહ્ય રીતે પણ) તે પ્રસંગ મને યાદ છે. મારા એક ભૌતિકવિદ્યાના નિષ્ણાત મિત્ર પદાર્થ જોયા પછી પાછળથી જાગ્રત થતા તેના ગૌણ સંસ્કારો વિષે મને સમજાવવા લાગ્યા. —'એ બધાં તમારાં દર્શનો પાછળથી જાગ્રત થતા સંસ્કારનાં રૂપો છે.' મેં એમને પૂછ્યું : 'એ પ્રકારના પાછળથી જાગ્રત થતા સંસ્કારનાં રૂપો એકી વખતે બે મિનિટ જેટલો સમય ટકી રહે ખરાં.' ઉત્તરમાં એમણે કહ્યું 'ના'.—એમના અભિપ્રાય પ્રમાણે તે થોડી સેકન્ડ સુધી જ ટકી શકે. મેં એમને વધારામાં પૂછ્યું : 'પોતાની આજુબાજુ હોય નહિ અથવા તો પૃથ્વી ઉપર પણ હોય નહિ—કારણ કે એના આકારો, ગુણ, રંગ, રચના તથા શક્રિયતા, પ્રાણની ગતિ તથા મૂલ્યો સઘળું પાર્થિવ પદાર્થોથી તદ્દન જુદા જ પ્રકારનું હોય છે—એવી વસ્તુઓના સંસ્કાર પણ પાછળથી જાગ્રત થતા હશે ખરા ? એનો ઉત્તર તેઓ હકારમાં આપી શકયા નહિ. આ પ્રમાણે ભૌતિકશાસ્ત્રની સમજૂતીઓને બુદ્ધિએ ઘડેલા વાદના વાદળ-જગતમાંથી ખેંચીને જે ઘટનાનો ઉકેલ આપવાનો તેઓ દેખાવ કરતા હોય છે તે નક્કર ઘટના એમની સામે મૂકો છો ત્યારે એ બધી (સમજૂતીઓ) જમીનદોસ્ત થઈ જાય છે.'

૧૯.૨.૧૯૩૨

શ્રી અરવિંદ વડોદરામાં હતા તે દરમિયાન નારાયણ જ્યોતિષી નામના માણસનો એમને પરિચય થયો હતો. એમણે ત્રણ વખત શ્રી અરવિંદના પર તહોમત મુકાશે, એમના શત્રુઓ સફેદ—ગોરા—રંગના હશે, અને એમાંથી એમનો છૂટકારો થશે એ ત્રણ આગાહી જ્યોતિષને આધારે કરી

હતી. એ બધી સાચી પણ નીવડી હતી.

બારીન આ વર્ષ દરમિયાન દેવઘરથી શ્રી અરવિંદ જોડે વડોદરા આવ્યા હતા. 'આજકાલના શહેરોના વાતાવરણથી દૂર, વિજન પ્રદેશમાં શાંતિ અને શકિતવાળા ઉચ્ચ અને શુદ્ધ વાતાવરણમાં' ભવાની મંદિરની સ્થાપના કરવાની યોગ્ય જગાની શોધ કરવાને બારીન વિંધ્યાચલમાં ગયા ત્યાંથી જગલનો એક પ્રકારનો ઝેરી તાવ લઈને પાછા આવ્યા!

એમની દવા ચાલતી હતી પણ મટતું ન હતુ એવામાં એક નાગા સન્યાસી આવ્યા. એમને બારીનના તાવની જાણ થતાં પાણીનો પ્યાલો મંગાવી તેના ઉપર મંત્ર ભણીને છરી વડે સપાટી પર ચોકડી કરીને પાણી પીવા આપ્યું. બારીનનો તાવ ગયો આ ઘટનાથી શ્રી અરવિંદને યોગની શકિતનો એક પ્રકારનો પ્રત્યક્ષ પુરાવો મળ્યો, એની વ્યવહારોપયોગિતા પણ જણાઈ.

'યોગ શકિતથી વ્યાધિ મટે છે એનો પરિચય એક નાગા સાધુ તરફથી મળ્યો હતો બારીન નર્મદા નદીના પ્રદેશમાં અમરકંટક તરફ રખડતો હતો ત્યાંથી એને જંગલનો તાવ લાગુ પડયો. એ સાધુએ પાણીનો ભરેલો પ્યાલો મંગાવી છરી વડે ઉપર ચોકડી કરી અને બારીનને પાણી પી જવા કહ્યું. કાલે તાવ નહિ આવે એમ પણ જણાવ્યું. અને એનો તાવ ગયો પણ ખરો.'

૧૦.૩.૧૯૪૩

રજાઓમાં આ વર્ષો (એટલે ૧૯૦૩ ૪) દરમિયાન બંગાળ જતા ત્યારે મોટે ભાગે કલકત્તામાં રહેતા, ગ્રે સ્ટ્રીટમાં આવેલા ઘરમાં બારીન રાંધવાનું કામ કરતા, અને દેવવ્રત (પાછળથી રામકૃષ્ણ મિશનમા જોડાઈ ગયેલા) આવતા જતા હતા. ક્રાંતિની ચળવળમાં દાખલ થનાર ઉમેદવારો અહીં આવતા અને બારીન, દેવવ્રત, જતીન વગેરેને મળતા કોઈ અતિ અગત્યનો માણસ હોય તો જ શ્રી અરવિંદ મળતા. રોજના કામનું સરવૈયું, વિચારોની આપલે વગેરે જમતી વખતે થતાં. આ કામને 'રેક્રુટિંગ'—ભરતી કરવાનું કામ ગણવામાં આવતું. રાજકીય કામ આમ તો ૧૮૯૮ ૯૯ થી, અને એક રીતે વિચારપલટાનું તો છેક ૧૮૯૩ થી જ ચાલુ હતું, પરંતુ શ્રી અરવિંદ

જેટલું બને તેટલું પાછળ રહેવા માગતા હતા અને પાછળ રહીને કામ કરવું એમની પ્રકૃતિને વધારે અનુકૂળ હતું. જાહેર રીતે રાજકારણમાં પડ્યા પછી પણ એમણે 'આગળ આવવાનો' કદી પ્રયત્ન કરેલો નહિ. ક્રાંતિકારી ચળવળમાં પણ એ જ પ્રમાણે પાછળ રહીને દોરવણી આપવી એમને વધારે પસંદ હતું.

આ વર્ષ દરમિયાન ખુલના, રંગપુર, મિદનાપુર, ઢાકા, વગેરે સ્થળોએ એકદમ સુસંગઠિત નહિ પરંતુ ઢીલાં ગણાય એવાં ક્રાંતિનાં કેન્દ્રો જામવા માંડયાં હતાં.

૧૯૦૫: એપ્રિલથી સપ્ટેમ્બર કૉલેજના કામચલાઉ પ્રિન્સિપાલ. પગાર રૂ. ૫૫૦+૧૬૦. કૉલેજમાં ખૂબ માનીતા અધ્યાપક.

સપ્ટેમ્બરમાં બંગાળના ભાગલા વિરુદ્ધ વડોદરામાં જાહેર સભા થઈ હતી. શ્રી અરવિંદ તેમાં હાજર રહેલા પણ બોલેલા નહિ, રાજ્યની નોકરીમાં હોવાને કારણે.

આ વર્ષની શરૂઆતમાં એક વાર થાણામાં નોકરી કરતા ચારુચંદ્ર દત્ત આઈ. સી. એસ. ની મુલાકાત નોંધી છે. બીજી વાર પાછી સપ્ટેમ્બર ઑક્ટોબર દરમિયાન એક વધારે મુલાકાત પણ થઈ હતી. અહીં મિ. દત્તના સાળા સુબોધ મલ્લિક સાથે મેળાપ થયો. પાંચ છ દિવસ રહેવાનું થયું તે દરમિયાન શ્રી અરવિંદ અને સુબોધ મલ્લિક વચ્ચે ઘણી મિત્રાચારી બંધાઈ અને રાજકીય વિચારો અને યોજનાઓમાં પણ બન્ને સંપૂર્ણ એકમત થયા. પાછળથી સુબોધ મલ્લિકે શ્રી અરવિંદને ઘણો સાથ આપ્યો.

'તિલક, માધવરાવ, દેશમુખ તથા જોશી, જેઓ પાછળથી નરમ પક્ષના નેતા બન્યા,—વગેરેની સાથે મળીને અમે કૉંગ્રેસ—તે વખતે કરતી હતી તેના કરતાં વધારે ઉદ્દામ પ્રકારે કાર્ય કરવાની યોજના ઘડતા હતા. બંગાળથી જતીન બેનરજીને લાવીને વડોદરા રાજ્યના લશ્કરમાં એને તાલીમ લેવા મૂક્યો. અમારો વિચાર એવો હતો કે મહાસભામાંથી નરમ પક્ષના માણસોને

હાંકી કાઢીને એનો કાબુ લેવો. એટલે જેવું મેં સાંભળ્યું કે બંગાળમાં નેશનલ કૉલેજ શરૂ થાય છે એટલે મને જોઈતી હતી તે તક મળી ગઈ. મેં વડોદરાની નોકરીને ફેંકી દીધી અને પ્રિન્સિપાલ તરીકે કલકત્તા ગયો. ત્યાં 'વંદે માતરમ્' પત્ર ચલાવનાર બિપિનચંદ્ર પાલ સાથે મારો મેળાપ થયો. પણ એ પત્રની આર્થિક સ્થિતિ બહુ ડામાડોળ હતી જ્યારે બિપિન પાલ મુસાફરી પર જતા હતા ત્યારે એમણે મને એ પત્રનુ સંચાલન સ્વીકારવાને કહ્યું મે સુબોધ મલ્લિક વગેરે રાષ્ટ્રપક્ષના માણસોને એ પત્રને આર્થિક મદદ આપવાને સમજાવ્યા અને એનુ સંચાલન મે કર્યું. પછી કેટલાક લોકોને પાલને 'વંદે માતરમ્'માથી દૂર કરવાની ઇચ્છા થઈ અને એમણે મારું નામ એમના આશય સાથે જોડયું મેં સબ એડિટરને બોલાવીને સારી પેઠે ધમકાવ્યો. પરંતુ એને લઈને નુકસાન થવાનુ હતું તે તો થઈ ગયું હતું. બિપિન પાલ એક મહાન વકતા હતા, અને તે વખતનાં એમનાં ભાષણો ખૂબ પ્રેરણાવાળાં, એક પ્રકારની શકિતના અવતરણ જેવાં, હતાં.

ત્યાર પછી શ્યામ સુંદર ચક્રવર્તી વગેરે 'વંદે માતરમ્'માં જોડાયા. ઘણા માણસોની નજર એ પત્ર પ્રત્યે ખેંચાઈ અને અખિલ હિંદનુ તે એક પત્ર બન્યું.

'એક દિવસ મેં બંગાળના રાષ્ટ્ર પક્ષના નેતાઓને ભેગા કર્યા અને કહ્યું 'આ પ્રમાણે ચાલવા દેવાનો કશો અર્થ નથી' આપણે મહાસભા આપણા હાથમાં લેવી જોઈએ, અને મવાળ લોકોને બહાર કાઢી મૂકવા જોઈએ. પછી અમે તિલકને આખા હિંદના રાષ્ટ્રપક્ષના નેતા તરીકે અનુસરવાનો ઠરાવ કર્યો. બધાએ એ વિચારને પકડી લીધો. તિલકને અખિલ હિંદના રાષ્ટ્રપક્ષના નેતા તરીકે પસંદ કર્યા તે પહેલાં ઉત્તર હિંદમાં તેઓ એટલા જાણીતા ન હતા.'

૧૮.૧૨.૧૯૩૮

•

'એ સ્વદેશી ચળવળના દિવસોમાં બંગાળમાં ઓચિંતુ પરિવર્તન થઈ ગયું. એ દિવસો પહેલાં બંગાળમાં એક અંગ્રેજ પાસે લોકો થરથરતા. પણ એ દિવસોમાં પરિસ્થિતિ પલટાઈ ગઈ. મને યાદ છે જ્યારે મારો વિચાર

રાજકીય કાર્ય હાથમાં લેવાનો હતો ત્યારે હું બંગાળની મુસાફરીએ ગયો હતો અને જેસોર, ખુલના વગેરે સ્થળોની મુલાકાત લીધી હતી. લોકો કેવળ તમોગુણમાં ખૂંચી ગયેલા હતા,—આખા દેશના ઉપર જાણે કાળો અંધકાર છવાઈ ગયેલો લાગતો હતો. આજે એ દિવસોની કલ્પના પણ કરવી મુશ્કેલ છે.

હું દેવવ્રત બોઝ સાથે મુસાફરી કરતો. એ કેળાં ઉપર રહેતો અને લોકો જોડે વાતચીત કરતો. એની વાત કરવાની રીત ખૂબ ગમી જાય એવી અને લોકોનાં મન માની જાય એવી હતી. ખુલનામાં અમને ખરેખર રાજવીના જેવું માન અને આવકાર મળ્યાં હતાં. હું એક રાજકીય પુરુષ હતો તેથી નહિ પણ હું ડૉ. કૃષ્ણધનનો પુત્ર હતો તેથી એ સત્કાર અમને મળ્યો હતો. અમને ખાવાનું સાત ટાટમાં પીરસવામાં આવ્યું હતું. મારો તો હાથ પણ બધે પહોંચતો નહિ, અને જે થાળી પાસે હતી તેમાંથી પણ હું બહુ થોડું ખાઈ શક્યો. મારા પિતા ખુલનામાં ખૂબ લોકપ્રિય હતા. એમને જ્યાં જ્યાં જવાનું થતું ત્યાં બધી સત્તા એમના હાથમાં આવતી. જ્યારે એમની નોકરી રંગપૂરમાં હતી ત્યારે ત્યાંના મૅજિસ્ટ્રેટ સાથે ઘણી મિત્રાચારી બંધાઈ હતી. એના પિત્રાઈ ડ્રુવીટને ત્યાં જ અમે પાછળથી ઇંગ્લાંડ ગયા ત્યારે રહ્યા હતા. રંગપૂરમાં જે કાંઈ કરવાનું હોય તે 'ડૉક્ટર' કરતા.

જ્યારે નવો મૅજિસ્ટ્રેટ આવ્યો ત્યારે એને ખબર પડી કે કે. ડી. વગર કશું થઈ શકે તેમ નથી. એટલે એણે સરકારને લખ્યું કે કે. ડી. ને અહીંથી ખસેડવા. પરિણામે એમની બદલી ખુલના થઈ. એ પ્રસંગ પછી તેઓ રાજદ્વારી માણસ બન્યા. એટલે કે એમને અંગ્રેજ લોકોની જોહુકમી અને વલણ પસંદ ન હતાં. એ સમય પહેલાં ડૉ. કે. ડી.ને મન પશ્ચિમનું એટલું બધું ય સારું હતું. ઉ. ત. એમની એવી ઇચ્છા હતી કે એમના પુત્રો મહાન થાય; એ જમાનામાં આઈ. સી. એસ. માં જોડાવું એટલે મહાન થવું એમ મનાતું!

ડૉ. કે. ડી. અતિશય ઉદાર દિલના હતા. એમની પાસે મદદ માટે ગયેલો— માણસ ખાલી હાથે કદી પાછો ફરતો નહિ.' ૮.૧.૧૯૩૯

'બારીન જે ચિત્ર રજૂ કરે છે તે ખરી પરિસ્થિતિ દર્શાવતું નથી. ક્રાંતિની ચળવળનો પ્રવર્તક કે નેતા હું ન હતો. જાપાનીઝ બેરન ઓકાકુરાની પ્રેરણાથી પી. મિત્તિર અને મિસ ઘોષાલે એની શરૂઆત કરી હતી. જ્યારે હું બંગાળ ગયો ત્યારે મને એમની ચળવળની માહિતી મળી. હું એમના કાર્ય વિષે ફક્ત જાણગાર રહેતો. મારો પોતાનો વિચાર સમગ્ર હિંદમાં ક્રાંતિ જગાવવાનો હતો. તે દિવસોમાં એ લોકો જે કામ કરતા હતા, એટલે કે કોઈ મૅજિસ્ટ્રેટનું ખૂન કરવાનું અને એવાં બીજાં, એ તદ્દન બાલિશ હતું. આગળ જતાં ત્રાસ વર્તાવવાની પ્રવૃત્તિ અને લૂંટફાટનું સ્વરૂપ એ ચળવળે લીધું. મારો વિચાર કે મારો ઉદ્દેશ એવી પ્રવૃત્તિ કરવાનો મુદ્દલે ન હતો. બંગાળ બહુ જ ઊર્મિલ દેશ છે અને એને જલદી જલદી પરિણામ જોઈએ છે અને લાંબા સમયની, ધીમી, વર્ષો સુધીની તૈયારી એ કરી શકતો નથી. અમારે સરકારનો સામનો કરવો હતો તે પ્રજામાં જુસ્સો પેદા કરીને છેવટે 'ગેરિલા' પદ્ધતિએ— અર્થાત્ શિવાજી કરતા હતા તે પ્રમાણે ખુલ્લા મેદાનમાં નહિ પરંતુ ઓચિંતા જુદે જુદે સ્થળે જુદે જુદે સમયે છાપા મારીને—સરકાર સામે થવું હતું. પરંતુ યુદ્ધમાં અત્યારે જે પ્રગતિ થઈ છે તે પરસ્થિતિમાં એ પ્રકારની,— અનિયમિત રીતે, ગમે ત્યારે, યુદ્ધ કરવાની પદ્ધતિનો અમલ કરવો અશક્ય છે અને કોઈ કરે તો તે જરૂર નિષ્ફળ નીવડે.' ૧૮.૧૨.૧૯૩૮

બંગાળના ભાગલા વિષે વાટાઘાટ અને હિંદનો વિરોધ તો ચાલુ હતાં તેને આ વર્ષ દરમિયાન સરકારે કાયદો પસાર કરીને ભાગલા કાયમી કર્યા. આખા દેશમાં અને ખાસ કરીને બંગાળમાં ઉગ્ર વિરોધ ફાટી નીકળ્યો. ૨૦ મી જુલાઈને દિવસે ભાગલા કાયદેસર થયા. ત્યારથી ડિસેમ્બરના અંત સુધી એવો એક દિવસ નહિ ગયો હોય જ્યારે કલકત્તામાં—અને બંગાળના બીજા ભાગોમાં પણ—સરકારના પગલાનો વિરોધ કરનારી સભા નહિ મળી હોય. લોકો ભાગલાનો વિરોધ તો કરતા, પણ સાથે સાથે વિરોધ માટે 'સ્વદેશી' 'બૉયકૉટ', 'રક્ષાબંધન' રાષ્ટ્રીય કેળવણી વગેરે વિષે પણ ખૂબ પ્રચાર થતો.

૩૦ મી ઑગસ્ટ : શ્રી અરવિંદનો મૃણાલિનીને પત્ર. આ વર્ષની કૉલેજ-

ની બીજી ટર્મની રજાઓમાં—એટલે બંગાળના 'પૂજા'ના દિવસોમાં—સપ્ટેમ્બર, ઑકટોબર, નવેમ્બરમાં—શ્રી અરવિંદે સ્વદેશી ચળવળમાં પાછળ રહીને ઘણો ભાગ લીધો હતો.

૨૧ મી ઑકટોબર: મૃણાલિનીને પત્ર જેમાં બારીનની માંદગીનો ઉલ્લેખ છે અને 'સાંજના ધ્યાનનો વખત થયો છે' એની ઉતાવળ જણાવી પત્ર પૂરો કરે છે. મતલબ કે યોગસાધના ચાલુ હતી.

આ વર્ષ દરમિયાન માધવરાવ—ખાસીરાવના ભત્રીજા—ને ઇંગ્લાંડ લશ્કરી તાલીમ અને બૉમ્બ, રિવોલ્વર વગેરેનું શિક્ષણ લેવા માટે મોકલ્યા હતા. તેના વિષેનો ઇશારો મૃણાલિનીને લખેલા એક પત્રમાંથી મળી આવે છે:

'માધવરાવને મોકલવા માટે મારે કેટલાક પૈસા રાખવાની જરૂર છે. એને ખાસ કામ માટે ઇંગ્લાંડ મોકલવામાં આવેલા છે. સ્વદેશી ચળવળમાં મારે ઘણા પૈસા ખર્ચવા પડ્યા છે અને મારે બીજું પણ એક કામ કરવાનું છે જેમાં અપાર ધનની જરૂર છે'—એ કામ તે હિંદમાં ક્રાંતિ લાવવાનું કામ.

એ તો સ્પષ્ટ છે કે ૧૯૦૨ થી શ્રી અરવિંદનું ધ્યાન વધારે ને વધારે રાજકીય કામ તરફ ઢળતું ગયું અને નોકરીમાં રસ બહુ રહ્યો નહિ.

૧૯૦૬ : માર્ચ ૧૯૦૬ થી ફેબ્રુ. ૧૯૧૦ સુધી શ્રી અરવિંદ બંગાળમાં. કુલ ૩ વર્ષ અને ૧૧ મહિના, જેમાંથી ૧ વર્ષ કાચી જેલમાં ગયું એટલે ૨ વર્ષ ૧૧ મહિનાનો સમય રહે છે. છતાં રાજકીય દૃષ્ટિએ એ ચારે વર્ષો અગ્નિનાં વર્ષો હતાં. ફેબ્રુઆરીમાં મિદનાપુરમાં બંગાળનું ખેતીવાડી પ્રદર્શન ભરાયું હતું. તેમાં ખુદીરામ બોઝે—મુઝફરપુરમાં બૉમ્બ નાંખીને ફાંસીએ જનાર જુવાને—ક્રાંતિ કરવા માટે ઉદ્‌બોધન કરતી પત્રિકાઓ વહેંચી હતી. શ્રી અરવિંદ તે વખતે બંગાળમાં હતા, ઘણુંખરું દેવઘર કે મિદનાપુરમાં.

૧૯ મી ફેબ્રુઆરીથી શ્રી અરવિંદે બે મહિના માટે હકની રજા લીધી હતી. એટલે કૉલેજની ૧ લી ટર્મ, તથા પહેલી વૅકેશન દરમિયાન તેઓ બંગાળમાં હતા. ખૂલતી કૉલેજે હાજર થઈને ૧૨.૬.૧૯૦૬ થી ૧૨.૬.૧૯૦૭

સુધીની એક વર્ષની કપાતે પગારે રજા લીધી આમ બે એક અઠવાડિયાં વડોદરામાં રહીને કલકત્તા પાછા ગયા

૧૪ મી એપ્રિલ, ૧૯૦૬ : પ્રખ્યાત બારીસાલ કૉન્ફરન્સ ભરાઈ. શ્રી અરવિંદ રજા ઉપર હતા તે દરમિયાન એ કૉન્ફરન્સમાં હાજર રહ્યા હતા. હકીકતમાં, રાજકીય કાર્ય કરવા માટે જ એમણે રજા લીધી હતી. આ સભાને સરકારે ગેરકાયદેસર જાહેર કરી વિખરાઈ જવાનો હુકમ કર્યો. મંડપમાથી શ્રી અરવિંદના મામા કૃષ્ણકુમાર મિત્તિર બહાર ગયા નહિ, બીજા બધા નીકળી ગયા. સરકાર પ્રત્યે વિરોધ દર્શાવવા એક સરઘસ કાઢવામાં આવ્યું. તેની આગલી હારમા શ્રી અરવિંદ, બિપિનચંદ્ર પાલ, બી. સી. ચેટરજી વગેરે નેતાઓ હતા એમની પાછળ ડેલિગેટોની—પ્રતિનિધિઓની હારો હતી પોલિસે સરઘસ વિખેરી નાખવા માટે સામેથી હુમલો કર્યો. તે વખતે 'વંદે માતરમ્'નો પોકાર પણ ગુન્હો ગણાતો હતો,—અલબત્ત જાહેર રસ્તા ઉપર. એટલે સ્વયંસેવકો રસ્તો 'વંદે માતરમ્'થી ગજાવી મૂકતા અને જેવા પોલિસ દેખાય કે રસ્તાની બાજુ ઉપરના ઘરોના ઓટલા પર ચઢી જઈને ત્યાંથી 'વંદે માતરમ્' પોકારતા! પોલિસે શરૂઆતની નેતાઓની હારના ઉપર હુમલો કર્યો નહિ પછી પ્રતિનિધિઓની હાર હાલ્યા ચાલ્યા વગર રસ્તા પર ઊભી રહી. તેના પર પોલીસે લાઠી ચાર્જ કર્યો. મનોરંજન ગુહનો પુત્ર ચિત્તરંજન માથામાં ઘાયલ થયો. બાકીના લોકો બાજુના ઘરના વાડાઓમાં પેસી ગયા. આ કૉન્ફરન્સ પછી બિપિનચંદ્ર પાલ અને શરત નામના એક યુવાન સાથે શ્રી અરવિંદે પૂર્વ બંગાળના જિલ્લાઓની મુસાફરી રાજકીય જાગ્રતિ લાવવા માટે તથા અભ્યાસ માટે કરી.

'અમે બંગાળના જુદા જુદા જિલ્લાઓમાં ભાષણો કરવા માટે જતા હતા ત્યારે સરકાર મૅજિસ્ટ્રેટ મારફત અમને—મને, તથા બિપિનચંદ્ર પાલને મનાઈ હુકમ કાઢીને ભાષણ કરવા દેતા નહિ.

તે વખતે પાલ કહેતા :—'ચાલો, આપણે કોઈ બીજા જિલ્લામાં જઈને છૂટથી ભાષણો કરીએ. આપણે ગેરિલા નીતિ—ઓચિંતા ગમે ત્યાં

હુમલો કરવાની યુદ્ધનીતિ—વાપરવી જોઈએ.'

શ્રી અરવિંદ ખૂબ હસતા અને કહેતા :—'શી મહાન નીતિ!' હુકમનો ભંગ કરીને જેલમાં જવું એ જ શ્રી અરવિંદને સાચી નીતિ લાગતી.

જૂન ૧૯૦૬ માં જ્યારે શ્રી અરવિંદ વડોદરે હતા (બે અઠવાડિયા માટે) ત્યારે ઘણુંખરું છેલ્લી વખત ચાણોદ ગયા તે પહેલાં પણ બે ત્રણ વખત ગયા હતા. ત્યાં કરનાળીમાં સ્વામી બ્રહ્માનંદ પાસે વડોદરા રાજ્યના કેટલાક અધિકારીઓ જતા હતા તેમાં દેશપાંડે પણ હતા. બ્રહ્માનંદ સ્વામી વિષે અહીં વિસ્તારપૂર્વક લખવાનું સ્થાન નથી. ૧૯૦૬ માં જ્યારે ચાણોદ ગયા ત્યારે છૂટા પડતી વખતે એક પછી એક બધાઓએ પ્રણામ કર્યા. ઘણું-ખરું બ્રહ્માનંદ સ્વામી પોતાની આંખો બંધ રાખતા અને પ્રણામ કરનારા પ્રણામ કરીને ચાલ્યા જતા. આ વખતે શ્રી અરવિંદે એમને પ્રણામ કર્યા અને સામે જોયું ત્યારે બ્રહ્માનંદ સ્વામી આંખો ઉઘાડીને સ્થિર દૃષ્ટિએ શ્રી અરવિંદ તરફ જોઈ રહ્યા—જાણે કાંઈક ઓળખાણ પડી હોય કે કશું અસાધારણ જોયું હોય એમ શ્રી અરવિંદે પોંડિચેરીમાં વાતચીત દરમિયાન જણાવ્યું હતું કે બ્રહ્માનંદનાં નેત્રો ઘણાં જ સુંદર હતાં.

ઘણુંખરું આ પ્રસંગે, એટલે ચાણોદ હતા તે દરમિયાન, નર્મદા નદીના કિનારા ઉપર કાલીનું—માતાનું,મંદિર હતું ત્યાં દર્શન કરવા બધા જોડે શ્રી અરવિંદ પણ ગયા હતા. આમ તો શ્રી અરવિંદ દેશની સ્વતંત્રતા માટે કાર્ય કરતા હતા અને હિંદની સંસ્કૃતિના ઉપાસક પણ હતા, છતાં મૂર્તિપૂજા જેવા વિષયમાં એમને સત્ય લાગતું ન હતું. જ્યારે મંદિરમાં ગયા ત્યારે એમણે મૂર્તિમાં માતાજીની હાજરી જોઈ. ત્યારથી મૂર્તિપૂજાની પાછળ કાંઈક સત્ય હોઈ શકે છે એ બાબતની એમને પ્રતીતિ થઈ.

૧૨.૩.૧૯૦૬ : 'યુગાન્તર' પત્રની જાહેરાત. શ્રી અરવિંદની દોરવણી પ્રમાણે કામ કરનારાઓએ શરૂ કર્યું, અલબત્ત, એમની અનુમતિથી. એના પ્રચારથી જુવાનોમાં ક્રાંતિનો પવન ફૂંકાયો. બારીન એના નેતા હતા.

વડોદરે જતાં કે પાછા ફરતાં જૂન મહિનામાં થાણામાં ચારુ દત્તની મુલાકાત. દત્તનું જોડાવું. થાણાથી મુંબાઈ જઈ કેટલાક મહારાષ્ટ્રના માણસો જોડે વાતચીત અને ચર્ચા.

૧૯૦૬ જુલાઈમાં જ્યારે વડોદરાથી બંગાળ આવીને રહ્યા, ત્યારે સુબોધ મલ્લિકને ઘેર, ૨, વેલિંગ્ટન સ્કવેરમાં રહેતા હતા. ત્યાંથી તેમણે અવિનાશને ઘર શોધવા માટે સૂચના કરી. એમાં બે ત્રણ કારણો હતાં. ૧. સરોજિની અને મૃણાલિની એમની સાથે રહેવાને ઉત્સુક હતાં. ૨. સુબોધના ભાઈ નીરોદ મલ્લિકને બધી જાતના માણસો પોતાને ઘેર આવજા કરે એ પસંદ ન હતું. એટલે ક્રાંતિકારી ચળવળવાળા લોકો પણ ત્યાં આવતાં અચકાતા, અને શ્રી અરવિંદ પણ એમના આવવાથી એવી અગવડ થાય એમ ઇચ્છતા ન હતા. બાકી સુબોધ મલ્લિકના ઘરમાં એમની સગવડો પૂરેપૂરી સચવાતી હતી. છક્કૂ ખાનસામા લેનમાં ઘર ભાડે રાખ્યું. એમાં બારીન, અવિનાશ, સરોજિની, મૃણાલિની રહેતાં. ત્યાર પછી, નં ૨૩ સ્કૉટસ લેઇનવાળું ઘર રાખ્યું. બારીન મોરારીપુકુર બાગાનમાં રહેવા ગયા. બાકીનાં—શ્રી અરવિંદ, મૃણાલિની, સરોજિની અને અવિનાશ અહીં રહેતાં.

૫.૧૧.૧૯૦૬ 'યુગાન્તર'—પહેલા પત્રની જામીનગીરી જપ્ત થયા પછી અને એડિટરને સજા થયા પછી બીજી વારની જાહેરાત. 'યુગાન્તર'ના આશરે પાંચેક એડિટર સરકારના મહેમાન બન્યા હતા. પણ ખરા લેખકો અને ચાલકો ક્રાંતિનું કામ ચલાવવા બહાર જ રહેલા.

## હિંદના રાજકારણમાં

ઑગસ્ટ ૧૯૦૬માં નેશનલ કૉલેજની શરૂઆત. શ્રી અરવિંદ વડોદરાની નોકરીમાંથી ૧ વર્ષની રજા લઈ આ કૉલેજના પ્રિન્સિપાલ નિમાયા.

૬. ઑગસ્ટ ૧૯૦૬ માં 'વંદે માતરમ્' પત્ર પ્રગટ કરવાની જાહેરાત. પ્રથમ એડિટર બિપિનચંદ્ર પાલ. સપ્ટેમ્બરમાં 'વંદે માતરમ્'માં 'આનંદમઠ'ની પ્રસ્તાવનાનો લેખ લખ્યો.

૨૨.૧૦.૧૯૦૬: 'વંદે માતરમ્' શ્રી અરવિંદની સૂચના પ્રમાણે જૉઈન્ટ સ્ટૉક કંપની બન્યું અને ડિરેક્ટરોનું બોર્ડ નિમાયું. ખરેખરા એડિટર શ્રી અરવિંદ હતા પણ જવાબદારી આખા બોર્ડની જ ગણાતી. એટલે સરકાર કોઈ એકને પોતાના સાણસામાં લઈ શકી નહિ. જે લેખો વાંધાભરેલા ગણાય તેવાને માટે કોઈ ને કોઈ જવાબદારી લઈને જેલમાં જવા તૈયાર નીકળતું! અને લેખો પણ એવા હતા કે કાયદામાં રહીને કાયદો તોડાય એટલો તોડતા!

'વંદે માતરમ્' પત્ર બાબત તે વખતના 'સ્ટેટ્સમેન' પત્રના ભૂતપૂર્વ એડિટર મિ. એસ. કે. રેટકલીફે ૨૬.૧૨.૧૯૫૦ ના 'મૅન્ચેસ્ટર ગાર્ડિયન'માં (શ્રી અરવિંદના અવસાન પછી) જે પત્ર લખ્યો તે આ પ્રમાણે છે:—

'અમે શ્રી અરવિંદ ઘોષને ક્રાંતિકારી રાષ્ટ્રવાદી તરીકે અને હિંદના દૈનિક પત્રોમાં ચારે બાજુ ગાજી રહેતો નવો જ સ્વર પ્રગટ કરનાર અગ્નિમય પત્રના એડિટર તરીકે જ જાણીએ છીએ.

લૉર્ડ કર્ઝન નિવૃત્ત થયા પછી થોડા જ વખતમાં ૧૯૦૬ ની સાલમાં શ્રી અરવિંદ અને એમના મિત્રોએ 'વંદે માતરમ્' પત્ર શરૂ કર્યું. લીલા કાગળના આખા શીટ ઉપર સ્વચ્છપણે તે છપાતું હતું અને એમાં તંત્રી સ્થાનેથી તથા બીજા ખાસ લેખો જે પ્રકારના તેજસ્વી અને તીખા અંગ્રેજીમાં આવતા તેવા ત્યાર સુધીના હિંદના પત્રોમાં પૂર્વે કદી લખાયા ન હતા. તે વખતે અમે જેને રાષ્ટ્રીય ઉદ્દામવાદ કહેતા હતા તેનું એ પત્ર સૌથી અસરકારક મુખપત્ર હતું.'

પ્રિન્સીસ કીસ્બોર્ગ — એમ. કે. રેટકલીફ

'વંદે માતરમ્'માં —

૧. હિંસા દ્વારા હિંસાના પ્રતિકારનું સમર્થન કરવામાં આવતું, અને અનિવાર્ય છે એમ સિદ્ધ કરવામાં આવતું.

૨. અન્યાયનો વિરોધ ન કરવામાં આવે તો સ્વતંત્રતાના આંદોલન માટે જે ઉત્સાહ, આગ્રહ અને ઐક્ય અત્યંત આવશ્યક છે, તે જ મોળાં પડી જાય છે.

૩. આઘાત સામે પ્રત્યાઘાત, આક્રમણનો સામનો કરવાથી પ્રજાનું મનુષ્યત્વ જાગ્રત થાય છે. આ વસ્તુ પીડિત જાતિ માટે ઘણી જ ઉપયોગી છે.

૪. વિશ્વાસઘાત અને દેશદ્રોહને શિક્ષા કરવામાં ન આવે તો તે અટકતાં નથી.

૫. સ્વતંત્ર થવા ઈચ્છનાર પ્રજાએ જુલમ અને ત્રાસને માટે તૈયાર રહેવું જોઈએ. જુલમ તો પ્રજાને તૈયાર કરનાર પ્રભુનું નિર્માણ છે. 'આપણે પ્રભુની એરણ ઉપર લોઢું છીએ. પ્રભુ ઘા કરે છે તે વિનાશ કરવા માટે નહિ, પરંતુ પુનર્ઘટન માટે.'

રાષ્ટ્રીય કાર્યક્રમમાં બૉયકૉટ, સ્વદેશી, રાષ્ટ્રીય શિક્ષા, 'પૅસિવ રેઝિસ્ટન્સ'નો સમાવેશ થયો હતો.

'વંદે માતરમ્' પત્ર વિષે —

'બિપિનચંદ્ર પાલને હરિદાસ હળધરે રૂ ૫૦૦) આપ્યા તે લઈને એમણે 'વંદે માતરમ્'ની શરૂઆત કરેલી એમણે મદદનીશ તંત્રી તરીકે મારી મદદ માગી અને તે મેં આપી કલકત્તાના રાષ્ટ્રીય જુવાન નેતાઓની એક સભા મેં બોલાવી અને એમણે 'વંદે માતરમ્'ને પોતાના પક્ષના મુખપત્ર તરીકે લેવાની દરખાસ્ત સ્વીકારી એનો આર્થિક ભાર સુબોધ અને નિરોદ મલ્લિકે લેવાનું ઠરાવ્યું એક કંપની શરૂ કરવામાં આવી પણ એને ખરો આર્થિક ટેકો સુબોધ મલ્લિકનો હતો બિપિનચંદ્ર પાલને સી આર દાસ વગેરેનો ટેકો હતો તે તંત્રી તરીકે ચાલુ રહ્યા હેમેન્દ્ર ઘોષ અને શ્યામસુંદર ચક્રવર્તી તંત્રીમંડળમાં જોડાયા પણ એમને ને બિપિન પાલને બનતું નહિ સુબોધ મલ્લિકનો એમને ટેકો હતો આખરે બિપિન પાલને છૂટા થવુ પડ્યુ— નવેમ્બર કે ડિસેમ્બરમાં તે બરાબર યાદ નથી ઘણું ખરું ડિસેમ્બરમાં, હું પોતે ઘણો માંદો હતો, લગભગ મરણ પથારીએ,—અને મારા સસરાને ઘેર સર્પેન્ટાઈન લેનમાં રહેતો હતો અને આ બધી વાતો ચાલી રહી હતી તેની મને બિલકુલ ખબર ન હતી એ લોકોએ મને પૂછ્યા વગર મારુ નામ તંત્રી તરીકે મૂક્યુ, પણ મેં સેક્રેટરીને બોલાવીને ઝાટકયો એટલે મારું નામ પછીથી એ લોકોએ મૂક્યું નહિ આ બાબત સુબોધને પણ મેં એક કડક કાગળ લખ્યો ત્યારથી બિપિન પાલનો 'વંદે માતરમ્' સાથેનો સંબંધ પૂરો થયો પાછળથી હું જેલમાંથી બહાર આવ્યો ત્યારે બિજય ચેટરજીએ મને કહ્યુ હતું કે એણે, શ્યામસુંદર અને હેમપ્રસાદે મારી ગેરહાજરીમાં જેમ તેમ કરીને પેપર ચલાવ્યું હતું પણ આર્થિક સ્થિતિ છેક કફોડી થઈ ગઈ એટલે એણે એવો લેખ લખ્યો જેથી સરકારને પગલું લેવું જ પડે—અને એનું પ્રકાશન બંધ કરવું પડે, આમ કરવાથી 'વંદે માતરમ્' સંપૂર્ણ આબરૂભેર અને છેલ્લો ધડાકો કરીને બંધ પડે'—શ્રી અરવિંદ

૧૯૦૬ ૧૦થી ૧૯૦૬ ૧૨ સુધી આ વર્ષના ઑક્ટોબરના છેડામાં મેલેરિયાનો તાવ શરૂ થયો ડિસેમ્બર અ ઘો પનાર થો ત્યા સુધીમા

5

તો શ્રી અરવિંદને ગંભીર માંદગી આવી હતી તે દરમિયાન એમના સસરા ભૂપાલચંદ્ર બોઝને ઘેર નર્પેન્ટાઈન લેન, કલકત્તામાં રહેલા ૪ થી નવેમ્બર ખૂબ જ તાવ ચડ્યો હતો 'વંદે માતરમ્'મા લેખ લખી શક્યા નહીં. નવેમ્બરના છેવટમાં જરા સારું થયું, પણ ડિસેમ્બરમા પાછો ઊથલો ખાધો

૧૧ ૧૨.૧૯૦૬ થી ૧૪ ૧૨.૧૯૦૬ શ્રી અરવિંદ હવાફેર માટે દેવઘર ગયા હતા પણ ૨૬ મી પહેલાં તો પાછા આવ્યા

૧૯૦૬ ના ડિસેમ્બરની ૨૬ મીએ કલકત્તામા દાદાભાઈ નવરોજજીના પ્રમુખપણા નીચે કૉન્ગ્રેસની બેઠક આમા પહેલવહેલો સ્વરાજનો ઠરાવ પસાર થયો રાષ્ટ્રીય નેતાઓમાં તિલક, લજપતરાય, ખાપર્ડે વગેરે હતા કમિટીઓમાં (સ્વાગત વગેરે) એ ઠરાવને સફળતાપૂર્વક પસાર કરવામાં શ્રી અરવિંદનો ઘણો મોટો ફાળો હતો ત્યાર પછી રાષ્ટ્રીય પક્ષ તરફથી હિંદના બીજા પ્રાંતોનો પણ એ ઠરાવને ટેકો મેળવવાનો હતો લોકમાન્ય ટિળકના અધ્યક્ષપણા નીચે સુબોધ મલ્લિકને ઘેર હિંદના રાષ્ટ્રપક્ષના નેતાઓની મત્રણા થતી તેમાં પણ શ્રી અરવિંદ ભાગ લેતા હતા ઠરાવમા સ્વરાજ ઉપરાત બૉયકૉટ, રાષ્ટ્રીય કેળવણી અને સ્વદેશી પણ ઉમેરવામાં આવ્યાં હતાં સર ફિરોજશાહ મહેતા, ગોપાળકૃષ્ણ ગોખલે, સુરેન્દ્રનાથ બેનરજી, વગેરે નરમ પક્ષના નેતાઓ આ પ્રકારના નિશ્ચયાત્મક અને સ્વાવલંબી ઠરાવોની વિરુદ્ધ હતા અને દાદાભાઈ પણ શરૂઆતમાં અનિશ્ચિત વૃત્તિવાળા હતા જ્યારે રાષ્ટ્રીય પક્ષની બંગાળમાં બહુમતી અને હિંદભરમાથી પૂરતો ટેકો જોયો ત્યારે દાદાભાઈ એ પક્ષ તરફ ઢળ્યા અને ઠરાવનો સ્વીકાર બધા પાસે કરાવ્યો. અહીં જ કૉન્ગ્રેસના ભાગલા પડ્યા હોત પણ રાષ્ટ્રીય પક્ષની કુનેહભરી ચાલબાજીથી અને દાદાભાઈએ તેમનો પક્ષ લેવાથી ભંગ થતો અટકયો આખરે સૂરતમાં ભાગલા પડ્યા જ. તે જમાનામા સ્વરાજનો ઠરાવ લાવવો એ કામ કેટલું ભારે હતું તેનો ખ્યાલ વાંચનારને આજે આવવો મુશ્કેલ છે. ત્યાર પછીથી 'સ્વરાજ' હિંદના રાજકીય જીવનનું ધ્યેય બન્યું.

આ વર્ષ દરમિયાન—ક્યારે, તે નક્કી કરવું મુશ્કેલ છે—દેવવ્રત સાથે શ્રી અરવિંદે બંગાળમાં રાજકીય પ્રવૃત્તિ માટે મુસાફરી કરી અને ભાષણો કર્યાં તથા ક્રાંતિ માટે માણસોને વાતચીત કરીને સમજાવ્યા. ખુલનામાં ગયા ત્યારે દબદબાભર્યું સ્વાગત, ખૂબ ભાવભીનું પણ, લોકોએ કર્યું. ડૉ. કૃષ્ણધનના ત્યાં લાંબા નિવાસને લીધે ખુલનાવાસીઓ શ્રી અરવિંદને ખુલનાના ગણતા તેથી. અને ડૉ. કૃષ્ણધનની ખુલના શહેરની સેવાઓની યાદદાસ્ત પણ કારણભૂત હતી.

આ વર્ષમાં પ્રાણાયામનો અભ્યાસ ૧૯૦૪ થી શરૂ કરેલો તે રાજકીય કામના દબાણને લઈને અનિયમિત થઈ ગયો અને અટકી ગયો. પ્રાણાયામનો આરંભ એમણે ખાસીરાવ જાદવના બંગલામાં રહેતા હતા ત્યારે કરેલો.

ટાગોરની મુલાકાત, એક વાર એમને ઘેર 'જોરાસાન્કો' સ્ટ્રીટમાં જમવાનું આમંત્રણ સ્વીકારેલું ત્યારે થયેલી. ત્યાં એક જાપાનીઝ કલાકાર, સર જગદીશ ચંદ્ર બોઝ વગેરે પણ હતા. ટાગોર અવારનવાર શ્રી અરવિંદના માસા કૃષ્ણકુમાર મિત્તિર જેના તંત્રી હતા તે 'સંજીવની' પત્રની ઑફિસમાં આવતા ત્યારે કોઈ વાર મેળાપ થતો.

એમના ભાઈ મનમોહન પટનામાં અધ્યાપક હતા ત્યાંથી બદલાઈને ઢાકામાં અંગ્રેજીના અધ્યાપક થયા. ૧૯૦૬ માં તેઓ ઢાકામાં હતા. ત્યાંથી કલકત્તા આવતા ત્યારે શ્રી અરવિંદને મળતા. મનમોહન પોતે રાજકીય કાર્યમાં પડતા નહિ. કવિ હતા, સારા, ઘણા સારા. અધ્યાપક હતા. શ્રી અરવિંદના દેશભકિતના કાર્ય માટે ગૌરવ લેતા હતા. કહેતા—'હિંદ ભરમાં અઢી માણસો છે; એક શ્રી અરવિંદ, એક બારીન, અને અડધા, ટિળક'!

૧૯૦૭

૨૭.૧.૧૯૦૭ થી લગભગ ૧૫.૪.૧૯૦૭ સુધી શ્રી અરવિંદ દેવઘર હતા. ૧૭.૨.૧૯૦૭ મૃણાલિનીને પત્ર. એપ્રિલ, ૧૨ થી ૧૩ સુધીમાં 'નિઃશસ્ત્ર પ્રતિકાર' વિષેની લેખમાળા 'વંદે માતરમ્'માં. એમાં નિઃશસ્ત્ર પ્રતિકાર અને સિદ્ધાંત તરીકેની 'અહિંસા' વચ્ચેનો ભેદ જણાય છે. ૧૦ મી મે

'વંદે માતરમ્'ની ઑફિસની ઝડતી ('વંદે માતરમ્' પત્રની પણ પુનર્ઘટના કરવાની હતી, એટલે પાછા ફર્યા પોતે કહ્યુ "It is a great pity that work should be spoiled by friction and misunderstanding" "ઝગડા અને ગેરસમજૂતીથી કામ બગડે એ તો એક મોટી કરુણતા છે"

૧૯૦૭ 'વંદે માતરમ્' પત્ર સંપાદનનું એક દૃશ્ય

'સ્કોટસ લેન'વાળા ઘરમાં શ્રી અરવિંદ બેઠા છે પત્ર આખું તૈયાર થઈ ગયું છે શ્યામસુંદર ચક્રવર્તી આવીને અગ્રલેખ માટે માગણી કરે છે શ્રી અરવિંદ ટેબલ પરના કાગળોમાંથી જૂનો પૅકિંગ પેપર ખેંચી કાઢે છે, અને એને એક છેડેથી આરંભ કરીને પંદર મિનિટની અંદર લેખ પૂરો કરીને આપી દે છે,—એક પણ જગાએ ફેરફાર, ચહેરાચહેરે કર્યા વિના કે એક સેકન્ડ વિચાર કરવા અટક્યા વિના! બીજે દિવસે એ લેખ રાષ્ટ્રપક્ષમાં દેશ ભક્તિનો અગ્નિ પ્રજ્વલિત કરે છે' (બન્નાઈ દેવશર્મા)

૧૫ ૭ ૧૯૦૭ 'સંધ્યા' ક્રાંતિકારી પત્રની જાહેરાત

૨૪ ૭ ૧૯૦૭ ભૂપેન્દ્રનાથ દત્તને 'સંધ્યા'ના લેખ માટે સજા

૨૪ ૭ ૧૯૦૭ 'વંદે માતરમ્' પર કેસ મંડાયો શ્રી અરવિંદ, બિપિનચંદ્ર પાલ વગેરે આરોપી હતા

૩૦ ૭ ૧૯૦૭ 'વંદે માતરમ્' ઑફિસની ઝડતી

ઑગસ્ટ ૧૯૦૭ 'સંધ્યા' પર બીજો કેસ બ્રહ્મબાંધવ ઉપાધ્યાય હૉસ્પિટલમાં મરી ગયા

૨૩ ૯ ૧૯૦૭ અપૂર્વ બોઝને ૩ મહિનાની સજા, 'વંદે માતરમ્'ના પ્રિન્ટર તરીકે શ્રી અરવિંદ આ કેસમાં છૂટી ગયા હતા જ્યારે છૂટયા ત્યારે ટાગોર એમને મળવા માટે નં ૨, વેલિંગ્ટન સ્કેવરવાળા સુબોધ મલ્લિકને ઘેર ગયા હતા જ્યારે કેસ ચાલતો હતો ત્યારે 'અરવિંદ, રવીન્દ્રેર લહો નમસ્કાર'—એ કવિતા લખી હતી જ્યારે મળ્યા, ત્યારે મનમોહન ઘોષ, ચારુચંદ્ર દત્ત વગેરે પણ હાજર હતા ટાગોર ભેટીને બોલ્યા, 'કિ મૉશય,

આમાકે ઠેકાલેન'—'આખરે મને છેતર્યો!' (કારણ કે સજા થઈ નહિ, અને છૂટી ગયા!) શ્રી અરવિંદે અંગ્રેજીમા ઉત્તર આપ્યો 'Not for long! You will have to wait again'

૫ ૧૨.૧૯૦૭ ખડ્ગપુરથી ૧૨ માઈલ દૂર નારાયણ ઘર પાસે સર એન્ડ્રુ ફ્રેઝર બગાળના ગવર્નરની ગાડી પર બૉમ્બ નાખવામાં આવ્યો.

૭મી, ૮મી ૯મી, ડિસેમ્બર ૧૯૦૭ મિદનાપુરમાં કૉન્ફરન્સ ત્યા કે બી દત્ત મૉડરેટો તરફથી નિમાયેલા પ્રમુખને લેકોએ બોલવા દીધા નહિ રાષ્ટ્રવાદીઓએ ૮ મી ડિસેમ્બરે જુદી સભા ભરી શ્રી અરવિંદ એમના નેતા હતા અહીંની આખી કૉન્ફરન્સ એમણે સફળતાથી પાર પાડી સૂરતની કૉન્ગ્રેસને આ રાષ્ટ્રવાદી કૉન્ફરન્સના ઠરાવો મોકલવામાં આવ્યા અહીં ઘણા મોડરેટ—નરમ પક્ષના નેતાઓને શ્રી અરવિંદે પોતાના પક્ષના કર્યા અહીં સત્યેન્દ્ર બોઝ અને ખુદીરામ શ્રી અરવિંદને મળ્યા હતા

૩ ૧૨ ૧૯૦૭ મૃણાલિનીનો પત્ર 'અવિનાશ પરણશે પછી તમારુ મન નહિ કરે' એનો ઉલ્લેખ. અવિનાશ શ્રી અરવિંદનું ખાવાપીવાનુ સંભાળનાર ક્રાંતિદળનો યુવાન હતો

૬ ૧૨ ૧૯૦૭ મૃણાલિનીને પૈસા મોકલાયા ન હતા

૨૦ ૧૨ ૧૯૦૭ ઘર નં ૧૯/૩ ચોકુ ખાનનામા લેન, કલકત્તા ત્યા કદાચ મૃણાલિની રહેતા હશે એમના ખર્ચની કાઈ વ્યવસ્થા ૨૦ ૧૨.૧૯૦૭ સુધી થઈ ન હતી

૧૫ ૧૨ ૧૯૦૭ બીડન સ્કેવરમાં સભા શ્રી અરવિંદનુ ભાષણ રાષ્ટ્રીય પક્ષના ઠરાવોને બહુમતીનો ટેકો,—સૂરત મહાસભા માટે.

૧૯૦૭-૮ અમરેન્દ્રનાથ ચેટરજીનો શ્રી અરવિંદ સાથે પરિચય અમરનાથને ૨૩, સ્કૉટ્સ લેન, કલકત્તા—એ ઘરમાં ક્રાંતિની દીક્ષા આપવામાં આવી હતી ઉપેન્દ્રનાથ બેનરજીએ અમરનો શ્રી અરવિંદ સાથે પરિચય કરાવ્યો પહેલી મુલાકાત વિષે અમર ચેટરજી ૧૯૫૦માં લખે છે

'પહેલી મુલાકાતે હુ કેવળ મુગ્ધ નહોતો થયો, પરંતુ હુ શક્તિમાન, સમર્થ

બન્યો હતો કેવળ દર્શન કરવાથી દીક્ષા મળી શકે છે અને સ્પર્શની કે મંત્રની જરૂર રહેતી નથી એનો પ્રત્યક્ષ પરિચય થયો '

બન્ને જણા એકલા હતા શ્રી અરવિંદે આરંભ કર્યો 'ઉપેને તમને દેશના કામ વિષે વાત તો કરી છે ને? તમે તે સાંભળી છે?—સાભળીને તમારા મનમા કોઈ જાતની દ્વિધા કે સદેહ કે બીક તો નથી લાગતી ને?'

અમર 'તમે પોતે કાઈ જ નહિ કહો? ઉપેને કહ્યુ તે જ શું છેવટનું સમજવુ? તમારી પાસેથી સાભળવાની ઇચ્છા છે મારે વિષે આપે કાંઈ સાંભળ્યું છે?'

શ્રી અરવિંદ હસીને બોલ્યા 'સાભળ્યું છે થોડા વર્ષથી તમે સ્વદેશી ચળવળમા ખૂબ પૈસા આપ્યા છે અને એ પૈસાથી દેશની સેવા થાય છે પણ ભીખની અને ખાડની રાજનીતિથી કાંઈ દેશ ઓછો સ્વતત્ર થવાનો છે? દેશને સ્વતંત્ર કરવો હોય તો એને માટે સર્વસ્વ અર્પણ કરવું જોઈએ, અને આખરે જીવન પણ અર્પી દેવાને તૈયાર રહેવુ જોઈએ દેશને મુક્ત કરવો હશે તો મરણના ભયને જીતવો પડશે'

અમર 'એવુ કેટલા કરી શકે? એ કામ કાઈ સહેલુ નથી'

શ્રી અરવિંદ 'માતૃભૂમિની મુક્તિને માટે આત્મબલિદાન આપવુ શું કઠણ લાગે છે? જીવનમાં સુખ મેળવવા માટે માણસો કેટલાં યે કષ્ટો વેઠે છે દેશની મુક્તિને માટે કોઈ પણ ત્યાગ માણસ માટે મુશ્કેલ નથી હિંદ સ્વતંત્ર નહિ થાય તો માનવ પણ મુક્ત નહિ થાય બીજા દેશના લોકો પોતાના જ સ્વાર્થનો વિચાર કરે છે, ભારતના લોકો જ્યારે હિંદ વિષે વિચાર કરે છે ત્યારે તેઓ વિશ્વ વિષે વિચાર કરે છે'

અમર 'ઉપેને મને આત્મબલિદાન વિષે કહેલું છે અને બંકિમ બાબુની વાત યાદ રાખીને મે તેને ઉત્તર પણ આપ્યો છે કે મૃત્યુ એક દિવસ તો આવવાનું જ છે, તો પછી એનો ભય શા માટે? ભય છે તે બીજી વસ્તુનો છે હમણાં તો મને એમ જ લાગે છે કે આ મહાન કાર્ય માટે જાણે હુ લાયક નથી એ યોગ્યતા પ્રાપ્ત કરવાનો કાંઈ ઉપાય છે?'

શ્રી અરવિંદ : 'ભગવાનને આત્મસમર્પણ કરીને માનું નામ દઈને ભારત માતાની સેવામાં લાગી જાઓ. એ જ મારી તમને દીક્ષા છે.'

અમર ચેટરજી લખે છે કે 'એ દીક્ષાથી મારું જીવન ઘડાયું. બધો ભય, આસક્તિ વગેરે દૂર થઈ ગયાં.

શ્રી અરવિંદે એમને વિપ્લવવાદી જુવાનોને માટે પૈસા ભેગા કરવાનું કામ સોંપ્યું.

૨૨.૧૨.૧૯૦૭ : સૂરત જતાં વચમાં નાગપુરમાં બે દિવસ રોકાણ—થિયેટરમાં ભાષણ. મોરોપંત જોશીએ (પાછળથી સર થયેલા) પણ મુંબાઈમાં હિંદને સ્વતંત્ર કરવા માટે સ્થપાયેલી 'લોટસ ઍન્ડ ડૅગર્સ' નામની છૂપી મંડળીમાં જોડાઈને શપથ લીધા હતા! આજના લોકોને આ વાતની ખબર પણ ભાગ્યે હશે! એ મંડળ શરૂ તો થયેલું ઇંગ્લાંડમાં. શ્રી અરવિંદનું સ્મરણ : 'જ્યારે હું સૂરતની કૉન્ગ્રેસ માટે જતો હતો ત્યારે અમે નાગપુર અટક્યા હતા. ત્યાંના થિયેટરમાં મારું ભાષણ હતું. તે વખતે આગલી બેન્ચ ઉપર મોરોપંત જોશી બેઠા હતા. દેશમુખ પણ હતા. જોશી તો મોં વિકાસીને મારા તરફ જોઈ જ રહ્યા હતા!'

૨૬.૧૨.૧૯૦૭ : સૂરતની કૉન્ગ્રેસ : અઠવાડિયા આગળથી બન્ને પક્ષોએ સૂરતમાં ભાષણો કરી પોતાની બહુમતી કરવા પ્રયત્નો શરૂ કર્યા હતા. નરમ પક્ષે સૂરતમાં પોતાની બહુમતી સહેલાઈથી થશે એમ માનીને જ ત્યાં આમંત્રણ અપાવ્યું હતું. ટિળક, ખરે, ખાપર્ડે તો હતા જ. ઉપરાંત બંગાળના નેતાઓમાં શ્રી અરવિંદ બાલાજીના ટેકરા પરની એક બે સભાઓમાં રાષ્ટ્રપક્ષની સભાના પ્રમુખ થયા હતા, ત્યાં એક ભાષણના આરંભમાં કહેલું 'My pen is mightier than my tongue'—'મારી કલમ મારી જીભ કરતાં વધારે સમર્થ છે.' એમના જીવનનું એક સાચું નીવડેલું મહાસૂત્ર જ જાણે! રાષ્ટ્રપક્ષના બધા નેતાઓ ટિળકના અધ્યક્ષપણા નીચે ખાનગીમાં રોજ મળીને પ્રમુખ વિષે તથા ઠરાવો કયા કરવા તે વિષે મંત્રણાઓ કરતા. બન્ને પક્ષ વચ્ચે સમાધાન કરવા ઇચ્છનારાઓ સંદેશાઓ લઈ જતા.

ચારે તરફ વાતાવરણ ઉગ્ર હતું તેમાં ક્રાંતિકારી દળના માણસો પણ પોતાની ખાનગી મસલતો કરવાની જગાઓ ગોઠવતા હતા અને યોજનાઓની આપલે પણ કરતા હતા ૨૭ ૧૨ ૧૯૦૭ ને રોજ બારીને શ્રી અરવિંદને ચિઠ્ઠી લખીને મોટા મોટા નેતાઓને મળવાની ગોઠવણ કરવાની માગણી કરી હતી ટિળક, લજપતરાય વગેરે ક્રાંતિકારી દળની મસલતમાં જાતે અથવા તો પ્રતિનિધિ દ્વારા ભાગ લેતા જાહેર રાજકીય પ્રવૃત્તિને શ્રી અરવિંદ પેઠે એ પણ એ છૂપી પ્રવૃત્તિથી અલગ રાખતા બન્નેને—બન્ને નેતાઓ—એકબીજાની પૂરક ગણતા

કૉન્ગ્રેસ મળતા પહેલાં નરમ પક્ષના પ્રતિનિધિ સુરેન્દ્રનાથ બેનરજીએ બંગાળના બધા ડેલિગેટોની સભા બોલાવી અને સમસ્ત બંગાળ તરફથી એકમતીનો કોઈ ઠરાવ કરવા પ્રયત્ન કર્યો એમણે નરમ પક્ષના બંગાળના નેતાઓ તરફથી રાષ્ટ્રીય પક્ષ સાથે સમજૂતી કરવા માટેની શરતો પણ તૈયાર કરી અને સભા આગળ મૂકી સત્યેન્દ્ર બોઝે એ કરારનો કાગળ ફાડી નાખ્યો અને સભા વિખરાઈ ગઈ પછીથી ફિરોજશાહ, ગોખલે, સુરેન્દ્રનાથ વગેરે પોતાની બહુમતી વિષે સાશંક તો થયા જ એટલે એમણે સ્વાગત કમિટીની પોતાની બહુમતી પર મદાર બાંધ્યો ગયા વર્ષની કૉન્ગ્રેસે માન્ય રાખેલા ઠરાવો લેવા સંબંધે મોટો મતભેદ હતો રાષ્ટ્રીય પક્ષ એ ઠરાવો લઈને આગળ ચાલવા માગતો હતો નરમ પક્ષ કબૂલ ન હતો છેવટે રાષ્ટ્રીય પક્ષે ખુલ્લી બેઠકમા પોતાનો પ્રસ્તાવ મૂકવાનો નિશ્ચય કર્યો. અને પ્રમુખની દરખાસ્તના ઉપર જ બન્ને પક્ષોએ પોતાનું બળ અજમાવવા પ્રયત્ન કર્યો સુરેન્દ્રનાથે રાસબિહારી બોઝ માટે અને ટિળકે લાલા લજપતરાય માટે પ્રસ્તાવ રજૂ કર્યો અને ટિળકને બોલતા અટકાવવાનો પ્રયત્ન કરવા જતા સભામાં ભંગાણ પડ્યુ, ખુરસીઓ ઊછળી અને પોલિસ બંદોબસ્ત માટે આવી

તે વખતે રાજકીય ડહાપણ કે કુનેહનો નહિ, પણ કોઈ મહાસાગરમાં ઘોડાપૂર આવે એવો પ્રજાજીવનના જુવાળનો સમય હતો સ્વતંત્રતાની ભાવના તે વખતે એની ટોચે પહોંચી હતી અને ૧૯૪૭ મા એની ઘણે અંશે સિદ્ધિ થઈ

# યોગારંભ

સુરતમાં હતા ત્યારે 'સાખરે બુવા' કે 'બાબા'નો મેળાપ થયો હતો એ મહારાષ્ટ્રી યોગી હતા એમને હિંદની સ્વતન્ત્રતામાં ઘણો રસ હતો પણ શ્રી અરવિંદને પોતાની સાધના અનિયમિત કે અવ્યવસ્થિત જેવી થઈ ગઈ જણાતી હતી એટલે સૂરતમાં જ એમણે બારીનને કહ્યુ હતું કે સાધનામાં મદદ કરે એવા કોઈ માણસનો મેળાપ કરવા માટે ગોઠવણ કરવી બારીને ઘણુ ખરુ વડોદરા લખ્યુ હશે અને વિષ્ણુ ભાસ્કર લેલેના એક શિષ્ય વડોદરામાં હતા તેમણે ખાસીરાવને કે બારીનને એમનું નામ સૂચવ્યુ તે વખતે વિષ્ણુ ભાસ્કર લેલે ગ્વાલિયરમાં હતા તેમને તાર કરીને વડોદરે બોલાવ્યા એટલે જ્યારે કૉન્ગ્રેસ ભાગ્યા પછી શ્રી અરવિંદ સૂરતથી વડોદરે ગયા ત્યારે લેલે ત્યાં આવ્યા હતા

આમ યોગસાધનાની બાજુ પણ રાજકીય કાર્ય સાથે પૂર જોસમાં ચાલતી હતી

'મને કશુ જ્ઞાન (યોગ વિષે) ન હતું ઈશ્વર શુ ચીજ છે તેની મને કશી ગમ ન હતી હુ લેલેને મળ્યો તેના ત્રણ ચાર વર્ષ અગાઉ મે યોગનો ગભીર પણે આરભ કર્યો હતો તે વખતે દેશપાંડે હઠયોગ એટલે કે આસનો અને બીજી ક્રિયાઓ કરતા હતા એમનામાં પ્રચારની વૃત્તિ બળવાન હતી એટલે એમણે મને એમના મતમાં મૂડવાનો વિચાર કર્યો

પણ મે મનથી નક્કી કર્યું હતું કે જે યોગસાધનામાં જગતનો—સંસારનો ત્યાગ કરવાનો હોય તે મારે માટે નથી મારે દેશને સ્વતન્ત્ર કરવો હતો જ્યારે

મે જાણ્યું કે સંસારનો ત્યાગ કરવા માટે જે તપસ્યા કરવી પડે છે તેનો કર્મના ક્ષેત્રમાં પણ પ્રયોગ કરી શકાય તેમ છે ત્યારે મે સાધનાનો ગંભીરપણે સ્વીકાર કર્યો મને ખબર પડી કે યોગથી શક્તિ પ્રાપ્ત થાય છે, એટલે મે વિચાર કર્યો કે શા માટે મારે એ શક્તિ ન મેળવવી? અને દેશને મુક્ત કરવા માટે એનો પ્રયોગ કેમ ન કરવો?

પ્રશ્ન હિંદને સ્વતંત્ર કરવાની તમારી ભાવનાનો ભગવાને બહુ હુશિયારીપૂર્વક લાભ લીધો, નહિ?

ઉત્તર એ જમાનો હતો 'દેશ પહેલો'—'માનવજાતિ ત્યાર પછી' એ સૂત્રનો—બાકીની વસ્તુઓ માટે સ્થાન જ ક્યા હતું? અંતરના પડદા પાછળથી કોઈ વસ્તુએ મારા મન પાસે સાધનાના વિચારનો સ્વીકાર કરાવ્યો, આધ્યાત્મિક જીવનમાં મારો પ્રવેશ બાજુ પરના દ્વારથી થયો હતો '

૨૨ જૂન, ૧૯૨૬

પ્રાણાયામનાં પરિણામોમાં

'મારા મસ્તકની આજુબાજુ જાણે વિજળીનો પ્રવાહ હોય એવું મને લાગતું વળી મચ્છરો ખૂબ હોય તોપણ મારી પાસે આવતા નહિ' પ ૧૨.૩૯

સિદ્ધિઓના બીજા અનુભવો અને સાધનાના પ્રયોગો

'એક નાગા સપ્રદાયનો સન્યાસી આવ્યો હતો એણે મને કાલીનુ એક સ્તોત્ર જપ કરવા માટે આપ્યુ હતું બહુ જ રુદ્રભાવવાળા એ સ્તોત્રમા છેવટે 'જહિ'—'જહિ' આવતુ મે એનો પ્રયોગ કર્યો પણ કશુ પરિણામ દેખાયું નહિ'

'બ્રહ્માનદના દેહવિલય પછી એક વાર હુ ગંગનાથ (ચાણોદ) ગયો હતો

આ સમય દરમિયાન મે માસાહાર છોડી દીધો અને શરીરમા મને ઘણી લઘુતા અને સ્ફૂર્તિનો તથા શુદ્ધિનો અનુભવ થયો

૨ા વખતે મારા મનના ઉપર યુરોપિયન સંસ્કારો ઘણા હતા એટલે દેવતાઓમા મને શ્રદ્ધા ન હતી હુ કરનાળી (ચાણોદ) ગયો હતો ત્યાં કેટલાંક

મંદિરો હતાં. એમાં એક કાલીનું (માતાજીનું) મંદિર છે એમાં જ્યારે મેં મૂર્તિની સામે જોયું ત્યારે મને દેવીની હાજરીનો સાક્ષાત્કાર થયો હતો. ઈશ્વરની સન્નિધિ—હાજરી વિષે ત્યારથી મારા મનમાં શ્રદ્ધા બેઠી.

પછી જ્યારે હું બંગાળ ગયો અને રાજકીય કાર્યનો આરંભ કર્યો ત્યારે પ્રાણાયામ અનિયમિત થઈ ગયા અને ભયંકર માંદગી આવી જેમાંથી હું મરતો બચ્યો.' ૫.૧૨.૧૯૩૯

લેલે સાથે શ્રી અરવિંદની પહેલી મુલાકાત ખાસીરાવ જાદવને ઘેર દાંડિયા બજારમાં અરધા કલાક માટે થઈ હતી. આ મુલાકાત ડિસેમ્બરની ૨૮, ૨૯, ૩૦ મી માંના કોઈ દિવસે હોવી જોઈએ. વડોદરામાં ત્રણ દિવસ શ્રી અરવિંદનાં ત્રણ ભાષણો થયાં હતાં—વાંકાનેર થિયેટરમાં બે અને માણિકરાવના અખાડામાં એક. માણિકરાવના અખાડામાં સરદાર મજુમદારે શ્રી અરવિંદને પરમીનાની શાલ ભેટ આપી હતી. ડિસેમ્બરની ઠંડી ભારે હતી, અને શ્રી અરવિંદ એક ખમીસ ભેર અને કૅન્વાસના જોડા પહેરીને ચલાવતા. બેડિંગ વગેરે મુસાફરીમાં ગાડીનું પાટિયું અને હાથ એમનું ઓશીકું બનતો.

આ દિવસો દરમિયાન છોટાલાલ પુરાણીની એમની સાથે ખાનગી મુલાકાત થઈ હતી જેમાં ક્રાંતિની ચળવળ વિષે પેન્સિલથી લેખિત સૂચના એમણે વાતચીત વખતે જ દોરી આપી હતી. ત્યાર પછી એમણે બારીનને સૂચના કરી હતી તે પ્રમાણે છોટુભાઈ પુરાણી અને બારીન ત્રણ દિવસ મળેલા અને વિગતવાર વાતચીત કરેલી. ગુજરાતમાં વ્યાયામ પ્રવૃત્તિ અને પુરાણી મંડળની પ્રવૃત્તિનાં બીજ અંકુરિત થયાં તેમાં શ્રી અરવિંદનો આ પ્રકારનો ઉપયોગી ફાળો હતો.

લેલેએ શ્રી અરવિંદને સાધનામાં મદદ કરવા તત્પરતા બતાવી. પાછળથી ૧૯૧૬ માં મને મળ્યા ત્યારે કહ્યું પણ હતું કે એમને પોતાને જ્યારે તાર મળ્યો ત્યારે ઇન્ટ્યુઈશન—સહજસ્ફૂર્ત જ્ઞાન થયેલું કે 'તું વડોદરે જા, કોઈ મહાપુરુષને તારે દીક્ષા આપવાની છે.' લેલેએ કહ્યું કે સાધનાની પ્રતીતિ થવા માટે રાજકીય કામ શ્રી અરવિંદે બંધ કરવું પડશે. શ્રી અરવિંદે તેને માટે

તૈયારી બતાવી પણ પ્રથમ થોડા દિવસ માટે પ્રયોગ કરવો જરૂરી છે એમ જણાવ્યું. લેલેએ એમને થોડા દિવસ માટે બધાથી અલગ થઈ જઈ પોતાની જ સાથે રહેવાનું કહ્યું. તે પ્રમાણે શ્રી અરવિંદ કબૂલ થયા. અને વડોદરાના તે વખતના ઊકળતા રાજકીય વાતાવરણમાંથી શ્રી અરવિંદ ગુમ થઈ ગયા જેવું થયું. મિત્રો જાણતા હતા પણ કોઈએ એમના કાર્યમાં દખલ કરી નહિ. સરદાર મજુમદારના વાડામાં એમના ઘરની ઉપલી મેડીના એક ઓરડામાં શ્રી અરવિંદ અને લેલે ત્રણ દિવસ ભેગા રહ્યા. લેલેએ શ્રી અરવિંદને મનને નિઃસ્પંદ—વિચારશૂન્ય કરવાની સૂચના કરી. એ કામ શ્રી અરવિંદ બરાબર કરી શકયા લેલેએ આશા રાખી હતી કે મન વિચારશૂન્ય થયા પછી શ્રી અરવિંદને કોઈ અવાજ સંભળાશે. પણ તેમ થયું નહિ.

'મારી પોતાની બાબતમા ત્રણ દિવસમાં તદ્દન અણધારી રીતે મને નિર્વાણનો અનુભવ થયો એ અનુભવ કાંઈ ખાસ પ્રયત્નના પરિણામ રૂપે મળ્યો ન હતો'

પ્રશ્ન : પણ એ પહેલાં તમે પોતે કાંઈ પ્રયત્ન તો કરતા જ હશો ને?

ઉત્તર : એ અનુભવ માટે હુ કશો જ પ્રયત્ન કરતો ન હતો. લેલેએ તો મનને નીરવ—નિઃસ્પંદ કરવા માટે અને વિચારો આવે તો એમને બહાર ફેંકી દેવા માટે સૂચના કરી હતી. મેં એ પ્રમાણે ત્રણ દિવસમાં કર્યું અને પરિણામ એ આવ્યુ કે આખું અંતઃકરણ સ્થિર અને શાંત થઈ ગયું અને નિર્વાણનો એ અનુભવ ઘણા લાંબો વખત સુધી મારી અંદર કાયમ રહ્યો હતો. હું ઇચ્છા કરું તોપણ એનાથી છૂટી શકું તેમ ન હતું. ઘણા સમય પછી બીજી પ્રવૃત્તિઓની વચ્ચે પણ એ અનુભવ તો પાછળ કાયમ રહેતો.

પ્રશ્ન : પણ તમે તે પૂર્વે કોઈ પ્રકારનો યોગ તો કરતા હશો ને?

ઉત્તર : બે વર્ષ માટે મેં થોડા પ્રાણાયામ કરવાનો અભ્યાસ કર્યો હતો—તે સિવાય કાંઈ જ કરેલું નહિ. એનું પરિણામ ફકત એ આવેલું કે હું ઘણી કવિતા લખતો અને મારી તંદુરસ્તી સારી થઈ હતી. ૭.૧૦.૧૯૪૦

૧૯૦૮ : વડોદરાથી શ્રી અરવિંદ મુંબાઈ ગયા. તે વખતે લેલેને સાધના વિષે પૂછ્યું ત્યારે લેલે એમને વિગતવાર સૂચનાઓ આપવા લાગ્યા. ઓચિંતા અટકી જઈને એમણે શ્રી અરવિંદને પૂછ્યું, 'તમને અંદરથી કોઈ દોરવણી મળે છે?' શ્રી અરવિંદે કહ્યું, 'હા.' 'તો, મારા તરફથી સૂચનાની જરૂર નથી.' પણ છતાં શ્રી અરવિંદે એમને મુંબાઈ બને તો આવવા કહ્યું અને લેલેએ પણ તે કબૂલ કર્યું. જ્યારે મુંબાઈમાં શ્રી અરવિંદ રહ્યા ત્યારે વડોદરામાં મેળવેલી મનની નિઃસ્પંદ અવસ્થામાંથી નીરવ બ્રહ્મનો સાક્ષાત્કાર ત્યાં જ થવા માંડ્યો હતો તે મુંબાઈમાં સઘન બન્યો. મુંબાઈની બધી પ્રવૃત્તિ, ત્યાંનાં મોટાં મકાનોની હારો બધું જાણે કોઈ સપાટી ઉપરની વસ્તુઓ અને પ્રવૃત્તિઓ હોય તેવું બની ગયું, વાસ્તવિક મટી ગયું.

એટલે જ્યારે એમને ભાષણ માટે રાષ્ટ્રીય પક્ષ તરફથી આમંત્રણ મળ્યું ત્યારે શ્રી અરવિંદ મૂંઝવણમાં પડ્યા. મન તો વિચાર વગરનું, શાંત, શૂન્ય, નિઃસ્પંદ છે અને ભાષણ કેવી રીતે કરવું? અને રાષ્ટ્રીય પક્ષનું કામ કરવાનું પણ કેવી રીતે બંધ કરવું? એમણે લેલેને પૂછ્યું. લેલેએ કહ્યું, આમંત્રણનો સ્વીકાર કરો અને ત્યાં જાઓ. સભાને નારાયણ રૂપે નમસ્કાર કરીને પ્રાર્થના કરશો એટલે તમારે જે બોલવાનું હશે તે આવશે. શ્રી અરવિંદે તે પ્રમાણે કર્યું. ઘોડા-ગાડીમાં સભાગૃહ તરફ જતા હતા ત્યારે દૈનિક 'વંદે માતરમ્' કોઈએ લઈને એમને વાંચવા આપ્યું. એમાં મોટા અક્ષરે છાપ્યું હતું: 'યુગાંતર'ના કેસનો ચુકાદો, પ્રિન્ટર ગુનેગાર ઠર્યો, બે વર્ષની સખ્ત કેદની સજા." પછી પેપર વાંચવાનું બંધ કર્યું. સભાગૃહ આગળ ઊતરીને એમણે લેલેને કહ્યું 'મારું મન તદ્દન ખાલી છે. શું કરવું?' લેલેએ હિંમત આપીને કહ્યું, 'તમે મેં કહ્યા પ્રમાણે કરજો. એટલે બોલવાનું હશે તે આવશે. હું પણ તમને મદદ કરીશ.'

એ પ્રમાણે શ્રી અરવિંદે કર્યું. અને જેવી પ્રાર્થના કરી કે મનની શૂન્યતાની ઉપરથી જાણે કોઈ અવાજ આવ્યો. અને એમણે જે સાંભળ્યું તે બોલ્યા. ભાષણનો વિષય 'અત્યારની પરિસ્થિતિ' હતો. પેપરમાં વાંચેલા મથાળાથી જ એમણે શરૂઆત કરી: 'હું અહીં આવતો હતો તે ઘડીએ આ પેપર મારા

હાથમાં મૂકવામાં આવ્યુ. એના પહેલા પાના પર નજર કરતાં મેં વાંચ્યું: 'યુગાંતર' કેસનો ચુકાદો : પ્રિન્ટર ગુનેગાર, બે વર્ષની સખ્ત કેદની સજા—એ અત્યારની પરિસ્થિતિ છે.' (ત્યાર પછીના ભાષણ માટે જુઓ ' શ્રી અરવિંદનાં વ્યાખ્યાનો'નું પુસ્તક.)

લેલે વિષે ૧૯૨૫ માં વાત નીકળતાં શ્રી અરવિંદે કહ્યું :

'લેલેમાં તે વખતે અસાધારણ શકિત હતી, સામાન્ય માણસની કક્ષાથી લેલે ઘણા જ દૂર અને ચડિયાતા હતા માણસની સામાન્ય ચેતનાને ઊર્ધ્વ ચેતના પ્રત્યે ખુલ્લી કરી આપવાની મહાન શકિત તેઓ પામ્યે હતી એમની પાસેથી મને ત્રણ વસ્તુઓ પ્રાપ્ત થઈ ૧ મનને નીરવ કરવાની અનુભૂતિ અને નીરવ બ્રહ્મ ચેતનાનો સાક્ષાત્કાર એ વિરાટ, અનંત સત્—મુદલે છાયારૂપ નહિ પરંતુ તદ્દન સઘન હતું અને ત્યાર પછી મેં એ અનુભૂતિને હમેશને માટે મારી ચેતનામા સ્થિર રાખેલી છે બીજું, સ્થૂલ મગજનો ઉપયોગ કર્યા વિના લખવાની અને બોલવાની શકિત ત્રીજું મારી જાતને કોઈ ઊર્ધ્વ સત્ તાની દોરવણી—પછી તે ગમે તે હોય—નીચે મૂકવાનો અભ્યાસ, જોકે તે વખતે એ વસ્તુ સમર્થ ન હતી.' ૧૧ ૫ ૧૯૨૫

આમ એમને યોગની વ્યવહારતા વિષે જ નહિ પરંતુ સક્રિયતા વિષેનું મહાન સત્ય પ્રાપ્ત થયુ નિષ્ક્રિયતાની એક બાજૂએ ઢળેલી યોગસાધનામાં પ્રભુની સક્રિયતાનું અતિ અગત્યનું તત્ત્વ એમને સમજાયું,—સમજાયું જ કેવળ નહિ પરંતુ મુંબાઈ પછી જે ભાષણો કલકત્તા જતા રસ્તામાં આપ્યાં તેમાં, અને 'વંદે માતરમ્' વગેરે પત્રોમાં જે લેખો લખ્યા તેમાં, એમણે પૂરેપૂરો પ્રયોગ કરી જોયો એમણે પોંડિચેરીમાં એક સાંજના વાર્તાલાપમાં કહ્યું હતું કે ત્યાર પછીની બધી પ્રવૃત્તિ એ પ્રમાણે કોઈ ઊર્ધ્વ તત્ત્વની દોરવણી તળે જ તેમણે કરી હતી. માનવ પ્રકૃતિનું સમૂળુ રૂપાંતર કરીને જીવનમાં પ્રભુને પ્રગટ કરવાના, એમના દિવ્ય જીવનના આદર્શના મૂળમાં રહેલા મહાન સિદ્ધાંતનું બીજ લેલેની સૂચનામાં અને રાજકીય ઘમસાણના જીવનમાં મળેલા અનુભવમા,—એટલે કે, પ્રત્યક્ષ પુરાવા ઉપર, પ્રતિષ્ઠિત છે.

'મેં સાધનાનો આરંભ કેવી રીતે કર્યો તે કદાચ મેં તમને કહ્યું હશે. મેં મારી જાતે જ પ્રાણાયામથી શરૂ કરી હતી—હું શ્વાસને મસ્તકમાં ખેંચી લેતો. એનાથી મને તંદુરસ્તી અને સ્ફૂર્તિ મળી અને મારી ચિંતનશક્તિ ઘણી જ સમર્થ બની. બીજી (સૂક્ષ્મ ભૂમિકાની) અનુભૂતિઓ પણ થઈ હતી પરંતુ તે ઘણી કે અગત્યની ન હતી. મને સૂક્ષ્મમાં દર્શનો થવા લાગ્યાં.

ત્યાર પછી એ બધું છોડીને મેં રાજકીય કાર્યમાં ઝંપલાવ્યું. અને પછી પાછો મારે યોગ શરૂ કરવો હતો પણ ફરીને કેવી રીતે શરૂઆત કરવી તેની મને ગમ ન હતી. વળી, વધારામાં, મારે આધ્યાત્મિક અનુભૂતિ અને કર્મ બન્ને એકી વખતે સાધવાં હતાં. હું બીજી રીતે યોગનો સ્વીકાર કરું તેમ ન હતું.

જ્યારે હું વડોદરે આવ્યો ત્યારે બારીને મને પત્રમાં જણાવ્યું હતું કે સૂરતની મહાસભામાંથી હું જ્યારે વડોદરે પાછો આવીશ ત્યારે મારી સાથે એક યોગીની તે મુલાકાત કરાવી આપશે બારીને વડોદરાથી લેલેને તાર કર્યો અને તેઓ આવ્યા. તે વખતે હું સરદાર મજુમદારના વાડામાં ગયો. તેના ઉપલા મેડા પરની એક ઓરડીમાં અમે બે જણા ત્રણ દિવસ એકાંતમાં ચાલ્યા ગયા. એમણે મને ફક્ત એક જ સૂચના કરી કે વિચારો જેવા આવે તેવા તેમને બહાર ધકેલી દેવા. ત્રણ દિવસમાં મેં એ કાર્ય કર્યું. અમે બન્ને સાથે ધ્યાન કરતા,—અને મને તે વખતે નીરવ બ્રહ્મનો સાક્ષાત્કાર થયો.' ત્યાર પછી સદાને માટે હું મસ્તકની ઉપરથી જ વિચાર કરતો થયો કોઈ વાર રાત્રે શક્તિ આવતી અને હું એનો સ્વીકાર કરતો અને જે કાંઈ વિચાર સામગ્રી તેની સાથે આવતી તે પણ હું બીજે દિવસે સવારે શબ્દે શબ્દ કાગળ પર લખી લેતો.

આ પહેલાં મારી તંદુરસ્તી બહુ સારી ન હતી. પણ સાધના શરૂ કર્યા પછી હું તંદુરસ્ત થયો. એ નીરવ અવસ્થામાં જ, વિચારશૂન્ય માનસિક અવસ્થામાં જ, મારે મુંબાઈ જવાનું થયું. ત્યાં મારે નેશનલ યુનિયનમાં ભાષણ આપવાનું હતું. એટલે મારે શું કરવું એ વિષે મેં લેલેને પૂછ્યું એમણે મને પ્રાર્થના કરવાનું કહ્યું, પરંતુ મારી આખી ચેતના નીરવ બ્રહ્મમાં લીન થઈ

ગઈ હતી એટલે હું કોને પ્રાર્થના કરું? એટલે મેં લેલેને કહ્યું કે હું પ્રાર્થના કરવાની સ્થિતિમાં નથી. એમણે કહ્યું કે પોતે અને બીજા કેટલાક માણસો પ્રાર્થના કરશે; મારે ફક્ત સભામાં જવું અને શ્રોતાવર્ગને નારાયણ તરીકે નમસ્કાર કરવા એટલે કોઈ અવાજ મારી મારફત બોલશે. એમણે કહ્યું હતું તેનો મેં બરાબર અમલ કર્યો સભામાં જતાં રસ્તામાં કોઈએ વાંચવા માટે મને પેપર આપ્યું એના પર નજર કરી અને મોટા અક્ષરે છપાયલી ખબરની છાપ મારા મન પર પડી સભામાં જઈને જ્યારે હુ બોલવા માટે ઊભો થયો ત્યારે એ પેપરની ખબરનો વિચાર મારા મનમા જાગ્રત થયો અને એકદમ કોઈ વસ્તુ બોલવા લાગી લેલે પાસેથી મને મળેલો એ બીજો સાક્ષાત્કાર હતો.

જ્યારે હું મુંબાઈમા હતો તે દરમિયાન જે મિત્રના ઘરમાં હતો તેના ઝરૂખામાંથી શહેરની બધી પ્રવૃત્તિ મને સીનેમાના ચિત્રપટ જેવી અવાસ્તવિક, છાયા રૂપ લાગતી. એ કેવલાદ્વૈત વેદાંતની અનુભૂતિ હતી એને પરિણામે જે શાંતિ સ્થાપન થઈ હતી તે મુશ્કેલીઓની વચ્ચે પણ સદાને માટે મેં જાળવી રાખી છે. કલકત્તા જતાં રસ્તામાં જે ભાષણો મેં કર્યાં તે બધાં એ જ પ્રકારનાં હતાં—એમાં કેટલુંક માનસિક પ્રવૃત્તિનું મિશ્રણ હતું.

અમે છૂટા પડ્યા તે પહેલાં મેં લેલેને કહ્યું કે હવે આપણે સાથે નહિ હોઈએ એટલે સાધના માટે મને જરૂરી સૂચના આપવી ઘટે તે આપો. મારા હૃદયમાં એક મંત્ર જાગ્રત થયો હતો તે વિષે પણ મેં એમને કહ્યું. એ મને સૂચના આપતા હતા પણ વચમાં જ એકદમ અટકી ગયા અને મને પૂછ્યુ કે તમને જેણે આ મંત્ર આપ્યો છે તેના ઉપર તમે પૂરેપૂરો આધાર રાખી શકશો? મેં કહ્યું કે—"જરૂર, હું તેમ કરી શકીશ.' એટલે એમણે કહ્યું, 'તમને સૂચના આપવાની કશી જરૂર નથી!' ત્યાર પછી અમે સ્ટેશને પહોંચ્યા ત્યાં સુધી મારે એમની સાથે કશી વાતચીત થઈ ન હતી.

ત્યાર પછી લેલે કલકત્તા આવ્યા. એમણે મને પૂછ્યું કે તમે સવારે અને સાંજે જે પ્રમાણે પહેલાં ધ્યાન કરતા હતા તે જ પ્રમાણે કરો છો કે નહિ. મેં કહ્યું, 'ના.'

ત્યાર પછી એમણે મને કહ્યું કે કોઈ આસુરી શક્તિએ મને આવિષ્ટ કર્યો છે એટલે એમણે મને સૂચનાઓ આપવા માંડી મેં એમનું અપમાન ન કર્યું પરંતુ એમની સલાહનો મેં અમલ ન કર્યો નહિ મને અંતરમાંથી આદેશ થયો હતો કે 'માનવ ગુરુ'ની મારે માટે કોઈ જરૂર હતી નહિ ધ્યાનની બાબતમાં તો મારે એમને કહેવું ન હતું કે મારું ધ્યાન ખરું જોતાં ચોવીસે કલાક ચાલુ હતું

મેં 'વંદે માતરમ' અને 'કર્મયોગિન'માં જે લેખો લખ્યા છે તે બધા યોગની એ અવસ્થામાંથી લખેલા છે જ્યારે હું લખવા બેસતો ત્યારે લખાણ પેન વાટે વહેવા માંડતું

ત્યાર પછી મેં હંમેશા એ અંતરના ગુરુના ઉપર જ આધાર રાખ્યો છે, જ્યારે તે મને આડે રસ્તે દોરી જાય છે એમ મને લાગતું હતું ત્યારે પણ 'આર્ય' અને ત્યાર પછીના લખાણો મગજમાંથી પ્રગટ થયેલાં નથી અલબત્ત, શક્તિ તો એક જ હતી ફક્ત મેં એનો પ્રયોગ સિદ્ધ કર્યો પણ હવે હું એ પદ્ધતિનો આશ્રય લેતો નથી મેં એ રીતને પૂરેપૂરી ખીલવી અને ત્યાર પછી મૂકી દીધી '

૧૩ ૪ ૧૯૨૩

એમણે ત્યાર પછીના યોગવિકાસમાં જોયું કે એ પ્રમાણે સાધનામાં સંભળાતા અવાજોમાંના બધા જ દિવ્ય હોતા નથી એટલું જ નહિ પરંતુ અજાણી ગવાજો પણ હોય છે, આસુરિક પણ હોય છે અને સાધકે એમનાથી સાવધાન રહેવું જોઈએ પ્રભુની પ્રાપ્તિ કરીને એની જ નીચી દોરવણી મેળવવી શક્ય છે એ વસ્તુ એમના વિજ્ઞાનયોગના પાયામાં એમણે મૂકી તે પણ ત્યાર પછી થયેલા અનુભવોનું જ પરિણામ છે

આમ શ્રી અરવિંદનો યોગ કોઈ ચમત્કાર ઉપર, ગૂઢ તત્ત્વમાં અંધ શ્રદ્ધા ઉપર કે તત્ત્વજ્ઞાનના કોઈ બૌદ્ધિક સિદ્ધાંત માન્યતા ઉપર નહિ પરંતુ જીવન સંગ્રામમાં મળેલા નક્કર અનુભવ ઉપર ઊભેલો છે ત્યાર પછી મુંબાઈથી કલકત્તા જતા રસ્તામાં આપેલા બધા ભાષણો સાધનાની એ અવસ્થાના પ્રયોગો તરીકે જ અપાયેલા હતાં અને એ વિષે શ્રી અરવિંદ પોતે સચેતન હતા તેનો પુરાવો એમનાં પોતાના વ્યાખ્યાનોમાંથી પણ મળી રહે છે બંગાળમાં

નવ નેતાઓની હદપારી થયા પછી 'જ્લાકાટી' માં મળેલી કૉન્ફરન્સમાં એમણે સરકારની દમનનીતિ વિષે કહ્યું :—

'અત્યારના વાવાઝોડાની પાંખો ઉપર પ્રભુ સવારી કરી રહ્યો છે. પ્રભુની શકિત અને સામર્થ્ય એમાં પ્રગટ છે એના સર્વશકિતમાન હસ્તથી એણે આપણી ઉપરનું છાપરું ઝાલીને હચમચાવ્યું છે. આપણે માની પૂજા માટે મંદિર બાંધતા હતા, એને માટે એક અવનવો સુંદર મહેલ, અને રહેવાને લાયક, હોય એવું સદન બાંધતા હતા તે વખતે પ્રભુ આપણા પર ધસી આવ્યો. આપણે ઊભા કરેલા ચણતર ઉપર એણે આક્રમણ કર્યું, એના સમર્થ બાહુ વડે એણે આપણું છાપરું હચમચાવ્યું ચણતરનો એક ભાગ તૂટી પડ્યો, જમીનદોસ્ત થઈ ગયો. શા માટે એણે એ પ્રમાણે કર્યું? દમન એ તો પ્રભુનો હથોડો છે, અને આપણે બળવાન પ્રજા બનીએ, જગતમાં પ્રભુનું કાર્ય કરવાનાં કરણ રૂપ બનીએ તેટલા માટે પોતાના ઘા વડે તે આપણને ઘડી રહ્યા છે. એની એરણ ઉપર આપણે લોહું છીએ. અને આપણા ઉપર જે ઘા થઈ રહ્યા છે તે આપણો વિનાશ કરવા માટે નથી પણ આપણને નવા ઘાટમાં ઘડવા માટે છે. દુઃખ વગર વિકાસ નથી.'

આગળ એમણે એ જ ભાષણમાં કહ્યું, 'આ દેશના રાજકર્તાઓ પોતાની લઘુ બુદ્ધિથી એમ માની રહ્યા છે કે આ ચળવળના નેતાઓને જેલમાં પૂરીને કે હદપાર કરીને લોકોથી અળગા કરી નાંખવાથી ચળવળ બંધ પડી જશે. એમને ખબર નથી કે અશ્વિનીકુમાર દત્ત પોતે એક મહાપુરુષ છે છતાં આ ચળવળના નેતા એ નથી. સરકાર જાણતી નથી કે ટિળક આ સ્વદેશી ચળવળના નેતા નથી. ઈશ્વર એના નેતા છે. દેશ આખા ઉપર દમનનીતિનો જે વંટોળિયો વાઈ રહ્યો છે તે સરકારે મોકલેલો નથી પરંતુ પ્રભુએ પોતાના મહાન હેતુ માટે મોકલ્યો છે.'

'આપણે એ પૂર્વજોનાં સંતાન છીએ જેમણે કઠણ તપસ્યાઓ કરેલી છે, જેમણે આધ્યાત્મિક સિદ્ધિઓ પ્રાપ્ત કરવા માટે ન કલ્પાય એવાં તપો આદરેલાં છે, એ પૂર્વજોએ માનવજાતિને જે કોઈ પ્રકારનાં દુઃખો સહન કરવાનાં હોય

છે તે બધાં સ્વેચ્છાપૂર્વક, રાજીખુશીથી સ્વીકારેલાં હતાં! આપણે તે માતાઓનાં સંતાનો છીએ જે પોતાના પતિને પરલોકમાં અનુસરવા માટે હસતે મુખે બળતી ચિતા ઉપર ચડેલી છે.'

'પ્રભુને પોતાનો આવિર્ભાવ કરવો છે અને અત્યારે તે પોતાની પ્રજાના હૃદયમાં ઊતરેલા છે. એથી કરીને આપણે હિંદીઓ એક પ્રજા તરીકે જાગ્રત થઈ રહ્યા છીએ.'

'સ્વરાજ એટલે આપણા રાષ્ટ્રીય જીવનની સિદ્ધિ.' દમનનીતિ આગળ નમવાની વાતને નકારીને તેમણે કહ્યું, 'આવા કોઈ પણ વંટોળિયા સામે થવાથી, ઊંચા પ્રકારની હિંમત, ધીરજ અને સહનશક્તિ કેળવીને એનો સામનો કરવાથી જ પ્રજાને બચાવી શકાય છે. અત્યારે ભારતમાતા આપણી પાસે એ વસ્તુઓની માગણી કરી રહી છે, અત્યારે પ્રભુ આપણી પાસેથી એ વસ્તુઓ માગી રહ્યો છે.'

'આવું વાવાઝોડું ફરીને આવે પણ ખરું. અને આજે આવ્યું છે તે કરતાં ઘણી વધારે ઉગ્રતા અને ભીષણતા સહિત આવે. તે વખતે આ મારું કહેલું યાદ રાખજો અને એની ઉગ્રતાનો હિંમતભેર સામનો કરજો, તમારામાં બળ રહેલું છે તેનો અનુભવ કરજો. વાવાઝોડાના બળ સામે તમારું બળ અજમાવી તમારા બળને કસી લેજો અને એ બળ વડે માતાના મંદિર ઉપરના છાપરાને ટકાવી રાખજો.'

ઉત્તરપાડાનું વ્યાખ્યાન (મે ૩૦. ૧૯૦૯) તો ખુલ્લે ખુલ્લા સાધનાના અનુભવોના વર્ણન જેવું જ છે. ચિત્તરંજન દાસને બચાવ માટે સૂચના લખીને આપવાનું મન થયું ત્યારે સાંભળ્યું: 'તારા પગની આજુબાજુ જે જાળ બંધાઈ છે તેમાંથી આ માણસ તને બચાવશે. કાગળો બાજુ પર મૂકી દે. એને તારે સૂચના આપવાની નથી, હું એને સૂચના આપીશ.'

'હું પ્રજામાં છું તેથી તે જાગ્રત થઈ રહી છે અને હું વાસુદેવ છું, હું નારાયણ છું, અને હું જે ધારું તે થવાનું છે, બીજા ધારે છે તે નહિ. હું જે કાંઈ ઘટાવવા માગું તે કોઈ માનવ શક્તિ અટકાવી શકે તેમ નથી.'

'શક્તિ અવતરી છે અને પ્રજામાં તેણે પ્રવેશ કર્યો છે. ઘણા લાંબા વખતથી હું આ પ્રજાની જાગ્રતિ માટે તૈયારી કરી રહ્યો છું. અને હવે વખત આવ્યો છે અને એની ચરિતાર્થતા પ્રત્યે હું જ તેને દોરી જઈશ.'

'આ વાચા આજે તમારી આગળ બોલવા માટે મારા મુખમાં મૂકવામાં આવી છે. મારે પોતાને જે કહેવાનું હતુ તે મારાથી દૂર કરી દેવામાં આવ્યું અને મને જે આપવામા આવ્યુ છે તે ઉપરાત મારે કાંઈ જ કહેવાનુ નથી. મારામાં જે વાચા મૂકવામા આવે તે જ માત્ર હુ બોલી શકું તેમ છુ. એ વાચા હવે પૂરી થઈ છે'

આ પ્રમાણેની ઊ ચામા ઊ ચી પ્રેરણાની વાણી તેના શુદ્ધ સ્વરૂપમાં આવેલી તે જાહેર પ્રસગોમાનો એક મુબાઈના નેશનલ યુનિયનમાં આપેલું વ્યાખ્યાન અને બીજુ ઉત્તરપાડા વ્યાખ્યાન છે

૧૯૦૮: પહેલુ અઠવાડિયુ ઘણુ ખરુ વડોદરામા ગાળેલું. રહેવાનુ ખાસીરાવ જાદવને ત્યા દાંડિયા બજારમા, સરદાર મજુમદારના વાડામાં લેલે સાથે સાધના, વાકાનેર થિયેટરમા અને માણેકરાવના અખાડામાં ભાષણો—
(૧૯૦૭, ૨૭ ડિસેમ્બરથી ૮ જાન્યુઆરી ૧૯૦૮ સુધીમાં લગભગ)

આ સમય દરમિયાન મહારાજાએ માગણી કરવાથી એમને મળવાનું પણ થયું હતું. બીજી વાર મહારાજાએ બોલાવ્યા ત્યારે લેલેએ ન મળવાની સલાહ આપી એટલે મળ્યા નહિ

જાન્યુઆરી ૧૫ નેશનલ યુનિયન આગળ ભાષણ: મુંબાઈ.
" ૧૯ ગીરગામમા ભાષણ: મુંબાઈ
" (?) ગાયકવાડ વાડામાં ભાષણ: પુના.
" ૨૪ નાસિકમા ભાષણ.
" ૨૬ ધૂળિયામાં ભાષણ.
" ૨૮ ઉમરાવતીમાં ભાષણ
" ૩૦ અને ૩૧ નાગપુરમાં ભાષણો

ફેબ્રુઆરી ૧ લી : નાગપુરમાં ભાષણ, સાથે શ્યામસુંદર ચક્રવર્તી હતા. આ બધાં ભાષણો સાધનાના અભ્યાસ તરીકે તો હતાં જ, પણ સાથે સાથે તે વખતના રાષ્ટ્રીય પક્ષના નેતાનાં ભાષણો કેટલી મુશ્કેલી વચ્ચે થતાં અને સરકારની એ નેતાઓ પ્રત્યે કેવી કરડી નજર હતી તે જાણવા માટે પણ બહુ ઉપયોગનાં છે. એ વખતની પરિસ્થિતિનો આ જમાનાને ખ્યાલ આપવો મુશ્કેલ છે.

ફેબ્રુઆરીના પહેલા અઠવાડિયામાં લેલેને બારીને કલકત્તા બોલાવ્યા. ક્રાંતિકારી જુવાનોને માટે આધ્યાત્મિક તાલીમ કે જીવન તે આવશ્યક ગણતા. ત્યાં ગયા પછી લેલેને બારીન વગેરેની ક્રાંતિની ચળવળની ખબર પડી. તેમણે ગંભીર થઈને ચેતવણી આપી પણ કોઈનું ધ્યાન એના તરફ ગયું નહિ. બધા પૂર જુસ્સામાં હતા. પ્રફુલ્લ ચાકી તે વખતે કલકત્તામાં હતો અને લેલેએ એને પોતાની સાથે લઈ જઈને સાધના માટે તૈયાર કરવાની માગણી કરી. વાત છેક શ્રી અરવિંદ સુધી ગઈ. તેમણે પ્રફુલ્લ ચાકીની પોતાની મરજી પર વાત છોડી. એણે પોતે શ્રી અરવિંદથી છૂટા પડવા નામરજી બતાવી.

આ સમય દરમિયાન લેલે શીલ્ડ્સ લૉજમાં કલકત્તામાં રહેતા હતા. તેમણે શ્રી અરવિંદને ૧૦ મી ફેબ્રુઆરીએ કાગળ લખ્યો. શ્રી અરવિંદ પણ સાધનામાં પ્રગતિ કરવા પ્રયત્ન કરતા હતા. જ્યારે શ્રી અરવિંદ અને લેલે કલકત્તામાં મળ્યા ત્યારે લેલેએ શ્રી અરવિંદને પોતે જે માર્ગે જતા હતા તે માર્ગે આગળ જવાની ના કહી. શ્રી અરવિંદે એમાં પોતાની શ્રદ્ધા છે એમ જણાવ્યું. લેલેએ ચેતવણી આપી કે તમને જે અવાજ દોરી રહેલો છે તે આસુરિક છે અને તમે એની દોરવણી સ્વીકારવાની ચાલુ રાખશો તો તમારી સાધનાને માટે હું જવાબદાર નથી. કોઈ પણ ભયંકર પરિણામ આવે તે તમારે વિચારવાનું છે વગેરે. શ્રી અરવિંદે લેલેને પોતાની સાધનાની જવાબદારીમાંથી મુક્ત કર્યા અને પોતાની જવાબદારી અંતરમાંથી દોરવણી આપનારી કોઈ દિવ્ય સત્તાના ઉપર નાંખી દીધી, એક રીતે પોતે જ લઈ લીધી એમ પણ કહી શકાય. શ્રીયુત લેલે સાથેનો ગુરુ તરીકેનો સંબંધ અહીં જ પૂરો થયો. એમનું આધ્યા-

ન્મિક ઋણ શ્રી અરવિંદ અનેક વાર સંભારતા અને ઉપકાર સહિત સ્વીકારતા.

'અલીપુરની જેલમાં એક વાર, ઓચિંતાં જ, ધ્યાન કરતાં મેં ઓરડાની ભીંત ઉપર ચિત્રો જોયાં, અને ખરે જ આશ્ચર્ય, કે તે દિવસથી મારી અંદર કલાની કદર કરનારી (ચિત્રની) દૃષ્ટિ ખૂલી ગઈ અને મને ચિત્ર વિષે એની સ્થૂલ પરિભાષા સિવાયનું બધુ જ્ઞાન મળી ગયું.'—શ્રી અરવિંદ (દિલીપને પત્રમાંથી).

'તમને નીરવતા ગમતી જાય છે જાણીને આનંદ થયો. નિર્વાણની પોતાની પણ ઉપયોગિતા રહેલી છે મારી બાબતમાં એ નિર્વાણ મારો પહેલો ભાવાત્મક અનુભવ હતો અને એને લઈને પાછળની બધી મારી સાધના શક્ય બની. મારો માર્ગ વિચારના પરિત્યાગનો હતો. 'નીચે બેસો, અને જુઓ એટલે તમને જણાશે કે તમારા વિચારો બહારથી તમારી અંદર આવે છે. એ તમારામાં પ્રવેશ કરે તે પહેલાં એમને પાછા બહાર ફેંકી દો'—આ પ્રમાણે મને આજ્ઞા કરવામાં આવી હતી. હું બેઠો અને જોયું. અને મને અતિ આશ્ચર્ય થયું કે વસ્તુસ્થિતિ એ પ્રમાણે જ હતી. મને તદ્દન સઘનરૂપે વિચાર નજીક આવતા, જાણે કે માથામાં થઈને, કે માથાની ઉપર થઈને, અંદર પ્રવેશ કરવા માગતા ન હોય એવા જણાયા અને એ અંદર પ્રવેશ કરે તે પહેલાં હું તેમને બહાર હાંકી કાઢી શક્યો. ત્રણ દિવસમાં—ખરેખર તો એક જ દિવસમાં—મારું મન શાશ્વત નીરવતાથી ભરાઈ ગયું. એ નીરવતા હજી પણ છે.'—શ્રી અરવિંદ (દિલીપને પત્રમાંથી)

લેલે સાથે કલકત્તામાં સાધના વિષે જે વાત થઈ અને મતભેદ પડયો તે વિષે:

'મારી સાધના અટકી ગઈ હતી અને શું કરવું તેની મને ગમ પડતી ન હતી. તે વખતે હું જેને ઓળખતો પણ ન હતો એવા એક માણસને મળવાનું થયું. એ પોતે પ્રખ્યાત પણ ન હતા. એ એક મર્યાદિત બુદ્ધિવાળા ભક્ત હતા પણ એમને કેટલીક અનુભૂતિ હતી અને અન્યમાં શક્તિ જાગ્રત કરવાનું સામર્થ્ય હતું. અમે બે જોડે રહ્યા અને સંપૂર્ણ શ્રદ્ધાપૂર્વક એમણે જે કહ્યું તે પ્રમાણે મેં કર્યું. એ મને કયાં લઈ જાય છે કે હું

પોતે કયા જઈ રહ્યો છું તેનુ મને તલભાર જ્ઞાન પણ ન હતુ પહેલુ પરિણામ સમર્થ—પ્રચડ ગણાય એવી અનુભૂતિઓની શ્રેણી અને ચેતનાનુ સમૂળુ રૂપાંતર હતુ, જેની એણે આશા રાખી જ ન હતી એ અનુભૂતિઓ અદ્વૈત અને વેદાત માર્ગની હતી જ્યારે એ (લેલે) પોતે અદ્વૈત વેદાંતની વિરુદ્ધ હતા અને એ અનુભૂતિઓ મારા પોતાના વિચારોથી પણ ઊલટા જ પ્રકારની હતી, કારણ કે એને પરિણામે એક પ્રકારની પ્રચડ સઘનતાપૂર્વક સમસ્ત જગતને નિરપેક્ષ, કેવલ બ્રહ્મની 'નીરવ વિશ્વમયતામા થતી ખાલી રૂપોની —સીનેમાના જેવી—લીલા રૂપે જોવાની મને ફરજ પડી એનુ આખર પરિણામ એ આવ્યુ કે લેલેના હૃદયમાથી કોઈ અવાજે મારી અદર જે પ્રભુ છે તેના હાથમા મને સોપી દેવાનો એમને આદેશ કર્યો અને એ અંતરના ઈશ્વરની ઇચ્છાને સંપૂર્ણપણે મારે સમર્પણ કરવુ એવી આજ્ઞા કરી એ સિદ્ધાત, અથવા ખરુ જોતા, એ બીજાકિત મે જરા પણ ડગ્યા વગર, અને વધારે ને વધારે પ્રમાણમાં, જાળવી રાખી અને એણે જ મને અક ખ એવી યોગસાધ સાધનાના વિરાગની ભૂલભૂલામણીમાથી—કોઈ પણ એક નિયમ કે પદ્ધતિ કે સિદ્ધાત કે શાસ્ત્રથી મર્યાદિત થયા વિના—હુ હમણાં જ્યાં છુ ત્યાં સુધી મને દોર્યો છે અને હવે પછી પણ જ્યા હોઈશ ત્યાં પણ દોરશે અને છતા, મને મદદ કરનાર એ યોગીને પોતે શુ કરતા હતા તેની એ-વી બધી ઓછી ગમ હતી કે જ્યારે એક બે મહિના પછી તે મને (કલકત્તામા) મળ્યા ત્યારે એમને ભારે ભય લાગ્યો અને એમણે જે કાંઈ કાર્ય કર્યું હતુ તે ધૂળમા મેળવવાનો પ્રયત્ન કર્યો અને એમણે મને કહ્યુ કે 'પ્રભુએ નહિ પણ કોઈ રાક્ષની શકિતએ મને આવિષ્ટ કર્યો છે' —શ્રી અરવિંદ (દિલીપને પત્રમાંથી)

'જ્યારે મને નિર્વાણનો અનુભવ, અર્થાત્ નીરવ, નિષ્ક્રિય, બ્રહ્મ ચેત નાનો સાક્ષાત્કાર વડોદરામા થયો ત્યારે મને એમ લાગતું કે દેશના ઉદ્ધાર માટે હુ જે કાર્ય કરી રહ્યો હતો તેમા મને જરા પણ મહત્ત્વાકાંક્ષા ન હતી એ વખત દરમિયાન મારા અંતરમા મને એક અવાજ જાગ્રત થઈને મારા અંતરની બધી ક્રિયા વિષે મને કહેતો જ્યારે હુ વડોદરેથી કલકત્તે પહોચ્યો

ત્યારે એ અવાજે મારી અંદર એવી વસ્તુઓ તરફ આંગળી કરી જેવી હું અજાણ હતો એવા પ્રકારની મહેચ્છા મારામાં રહી હતી તેનુ મને ભાન થયુ એટલે કહું છુ કે આ અવિદ્યાની વસ્તુઓ ઘણા લાબા વખત સુધી સંતાયેલી રહી શકે છે.' ૨૭.૧.૧૯૩૯

ઘણુંખરુ માર્ચ મહિનામાં લેલે કલકત્તાથી બારીન વગેરેને ગંભીર જોખમની ચેતવણી આપીને પાછા ફર્યા

ફેબ્રુઆરી ૧૭ ' મૃણાલિનીને પત્ર માર્ચ અને એપ્રિલ મહિનો શ્રી અરવિંદ ૨૩, સ્કૅાટસ લેન કલકત્તામાં રહેતા હતા

એપ્રિલ ૪ ચદ્રનગરમાં સ્વદેશી સભા ફ્રેન્ચ મેયર તારદીવેલે અટકાવી.

એપ્રિલ ૮ ' ચેતલામાં (ચદ્રનગરની પાસે) શ્રી અરવિંદનુ ભાષણ.

એપ્રિલ ૧૧ તારદીવેલ મેયરના ઘર ઉપર બૉમ્બ નંખાયો પણ ફાટયો નહિ

એપ્રિલ ગુડ ફ્રાઈડેને દિવસે કિશોરગંજ જવા માટે શ્રી અરવિંદ કલકત્તાથી નીકળ્યા. શનિવારે કિશોરગંજ પહોચ્યા, ત્યાં સભા અને ભાષણ.

એપ્રિલ ૩૦: મુઝફરપુરમાં બૉમ્બ નંખાયો; મૅજિસ્ટ્રેટ મિ કિંગ્સફર્ડની જગાએ ભૂલથી મિસિસ અને મિસ કૅનેડીનાં મરણ

૧ લી મે ૧૯૦૮ ' બધા ક્રાંતિમંડળની ધરપકડ

# કારાવાસ અને પછી

**૪** થી મે ૧૯૦૮ થી ૫ મી મે ૧૯૦૯ હિંદના રાજકીય ઇતિહાસમાં અને શ્રી અરવિંદના જીવનમાં ઘણો અગત્યનો સમય છે એટલે એને જુદો લઈશું.

૪ થી મે : પોલિસે શ્રી અરવિંદના ઘરની ઝડતી લીધી અને એમને ગિરફતાર કર્યા, ૪૮ ગ્રે સ્ટ્રીટ કલકત્તા એ જગાએ પહેલે માળેથી. એ જ દિવસે કલકત્તામાં અને બંગાળમાં ઘણે ઠેકાણે પોલિસે નજર તળે રાખેલા ક્રાંતિકારી જુવાનોના ઘર પર છાપા મારીને ઘણાને અટકમાં લીધા.

૪ થી મે : બારીન, ઉલ્લાસકર દત્ત, ઇન્દ્રભૂષણ, ઉપેન્દ્ર બેનરજી વગેરેને મોરારીપુકુર બાગાનવાળી જગાએથી પકડયા અને મૅજિસ્ટ્રેટ આગળ એમની કેફિયત લીધી. આ મોરારીપુકુર બાગાન શ્રી અરવિંદની મિલ્કત હતી. સાત વીઘાં જમીન, વચમાં ભોંયતળિયા પર ત્રણ ઓરડા અને બહાર વરંડાવાળું મકાન હતું. આજુબાજુ નાળિયેરી, આંબા અને સોપારીનાં ઝાડ હતા.

૫ મી મે : પ્રફુલ્લ ચાકીએ પોલિસ પકડે તેના કરતાં પોતે આત્મહત્યા કરી મરવું પસંદ કર્યું, જેથી દળનું રહસ્ય બહાર જાય નહિ.
મે ૮ : સુબોધ મલ્લિકના ઘરની બનારસમાં ઝડતી.
મે ૧૦ : સુધીર સરકારની ખુલનામાં ધરપકડ.
મે ૧૧ : સુધીર સરકારની કેફિયત.
મે ૧૭ મી : મૅજિસ્ટ્રેટ બિરલી આગળ કેસ રજૂ થયો.

મે ૧૮ મી: તપાસ શરૂ થઈ, અલીપુર. સરોજિની—શ્રી અરવિંદનાં બહેને એમના બચાવ માટે પૈસાની માગણી જાહેર પાસે કરી.

શ્રી અરવિંદના બચાવ માટે વિનંતી :

'અમે આશા રાખીએ છીએ કે અહીં જે વિનંતી કરવામાં આવી છે તેને વાંચકો વધાવી લઈને સારો પ્રત્યુત્તર આપશે.

'મારા દેશબંધુઓ જાણે છે કે મારા ભાઈ શ્રી અરવિંદ (બાબુ) ઉપર આજે ગંભીર આક્ષેપ મુકાયો છે. પરંતુ હું માનું છું,—અને મારા દેશબંધુઓનો ઘણો મોટો ભાગ પણ માને છે, એમ માનવાને મને કારણ છે,—કે તેઓ નિર્દોષ છે કોઈ સારા વકીલને એમનો બચાવ કરવા માટે રોકવામાં આવે તો તેઓ નક્કી છૂટી જાય એમ હું ધારું છું. પરંતુ દેશની સેવાના કાર્યમાં રોકાઈને તેમણે અપરિગ્રહ વ્રત લીધેલુ હોવાથી કોઈ આગળ પડતા બૅરિસ્ટરને રોકવાની આર્થિક જોગવાઈ એમની પાસે નથી. એટલે મારા દેશબંધુઓની ઉદારતા અને જાહેર સેવાવૃત્તિના ઉપર આધાર રાખીને એમના તરફથી સહાય માટે અરજ કરવાની દુ:ખદ ફરજ મારા પર આવી પડી છે. હું જાણું છું કે દેશના બધા ભાઈઓ એમના રાજકીય અભિપ્રાયો અને વિચારોવાળા નથી. પરંતુ એમની બુદ્ધિની અને યોગ્યતાની, એમના સ્વાર્થત્યાગની, દેશની સ્વતંત્રતા માટે એમની અનન્ય ભક્તિ છે તેની તથા એમના ચારિત્રમાં જે ઉચ્ચ આધ્યાત્મિકતા રહેલી છે તેની કદર ન કરતા હોય એવા કોઈ હિંદીઓ નથી એમ કહેતાં મને એક પ્રકારનો સંકોચ થાય છે. આ કારણોને લઈને એક સ્ત્રી હોવા છતાં મારા ભાઈનો બચાવ કરવા માટે હિંદના પ્રત્યેક પુત્ર અને પુત્રી આગળ મદદ માટે હાથ લંબાવું છું,—જેવા એ મારા ભાઈ છે તેવા એમના એ ભાઈ છે.

મદદનો ફાળો નં. ૬ કૉલેજ સ્કેવર, કલકત્તા એ સરનામે અથવા તો મારા સૉલિસિટર મેસર્સ મૅન્યુઅલ ઍન્ડ અગરવાલને નં. ૩ હેસ્ટિંગ્સ સ્ટ્રીટ, કલકત્તા એ સરનામે મોકલવો. સરોજિની ઘોષ

મિ. ફ્રાર મારો ઇંગ્લાંડનો સહાધ્યાયી જ્યારે અલીપુરનો કેસ ચાલતો હતો ત્યારે હિંદમાં—કલકત્તામાં—આવ્યો હતો. એ મને કોર્ટમાં મળવા આવી શક્યો નહિ. અમને બધા કેદીઓને એક જ પાંજરામાં પુરવામાં આવતા—રખેને અમે કૂદી જઈને મૅજિસ્ટ્રેટનું ખૂન કરીએ! ફ્રાર બૅરિસ્ટર તરીકે સુમાત્રા કે સિંગાપોરમાં કામ કરતો હતો. એણે મને પાંજરામાં જોયો અને ઘણો ચિંતાતુર દેખાયો પણ મને બહાર કેવી રીતે કાઢવો તે એ વિચારી શક્યો નહિ. મને ઇંગ્લિશ ભાષાના હેક્ઝામીટર છંદની ચાવી એની પાસેથી મળી હતી. એને હોમરમાં જે લીટી સારામાં સારી લાગી હતી તે એણે મને વાંચી સંભળાવી એમાંથી મને એ છંદની પકડ મળી ગઈ.' ૩.૧૨.૧૯૩૯

ઑગસ્ટ ૩૧: નરેન્દ્રનાથ ગોસ્વામીનું હૉસ્પિટલમાં કનાઈલાલ દત્તને હાથે ખૂન. ત્યાર પછી બધા કેદીઓને સાથે મળવા દેવામાં આવતા હતા તે બંધ થયું. દરેકને પોતપોતાની જુદી કોટડીમાં રાખવાનું શરૂ થયું.

સપ્ટેમ્બર ૧૪: કનૈયાલાલ દત્તને જેલમાં ફાંસી.

ઑક્ટોબર ૧૯: અલીપુર કેસ સેશન્સમાં મુકાયો આરોપીઓનાં બે દળો હતાં. ૧ માં ૩૩ આરોપીઓ, ૨ જામાં, ૯.

લેખિત પુરાવા સામગ્રી ૪૦૦૦, બીજાં સાબિતીનાં સાધનો ૩૦૦ થી ૪૦૦, ૨૨૨ સાક્ષીઓની તપાસ: સેશન્સમાં કુલ ૨૦૮ સાક્ષીઓ તપાસાયા હતા. ૧૩ મી એપ્રિલ ૧૯૦૯ સુધી કેસ ચાલ્યો. ૧૩ મી ૧૪ મી જ્યુરીનો અભિપ્રાય ૫ મી ૧૯૦૯ ચુકાદો.

દરમિયાન શ્રી અરવિંદે નૅશનલ કાઉન્સિલ ઑફ એજ્યુકેશન તથા નૅશનલ કૉલેજના પ્રિન્સિપાલ તરીકે એ સંસ્થાને અગવડ ન પડે એ ખાતર રાજીનામું મોકલાવી આપ્યું.

નૅશનલ કૉલેજના વિદ્યાર્થીઓએ એમને વિદાયમાન આપ્યું હતું. તે સમયે આપેલા વ્યાખ્યાનમાંથી : 'ગઈ કાલે તમે જે સભા ભરી હતી તેમાં

મારા ઉપર અત્યારે જે મુશ્કેલીઓ આવી પડેલી તમે કહો છો તેમાં તમારી સહાનુભૂતિ મારા પ્રત્યે તમે દર્શાવી છે પરંતુ એ પરિસ્થિતિને મારે 'મુશ્કેલીઓ કે મુસીબતો' કહેવી કે નહિ એ જ મને સમજાતું નથી. મારે જે અનુભવમાંથી પસાર થવાનું આવ્યું છે તે અનિવાર્ય છે એની મને આગળથી જાણ હતી. કારણ કે જે જીવનવ્રત મેં બાળપણથી સ્વીકારેલું છે તેનો અમલ કરતાં એ અનુભવો આવે જ એમ હુ જાણતો હોવાથી આજે હું જરા પણ પસ્તાવા કે શોક વગર એની સમીપ જઈ રહ્યો છું' ૨૨, ઑગસ્ટ ૧૯૦૭

૧૯૦૮ ૧૯૦૯.

જ્યારે કેસ સેશન્સમા મુકાયો ત્યારે બધા કેદીઓને એક મોટા પાંજરામા રાખતા એવે વખતે આખો દિવસ શ્રી અરવિંદ પોતાના ધ્યાનમાં જ રહેતા અને કેમના ઉપર જરા પણ ધ્યાન આપતા નહિ અને પુરાવાઓ અપાતા તે સાભળતા પણ નહિ સી આર. દાસે એમના બચાવ માટે મોટો સ્વાર્થત્યાગ કર્યો હતો અને શ્રી અરવિંદે સંપૂર્ણપણે કેસ એમના હાથમાં જ મૂકી દીધો હતો. એક જ વખત જ્યારે એમણે લેખિત સૂચના કરવાનું વિચાર્યું ત્યારે અંદરથી અવાજ આવ્યો 'તારા પગની આજુબાજુ જે જાળ નંખાઈ છે તેમાંથી આ માણસ તને બચાવશે કાગળો બાજુ પર મૂકી દે. એને તારે સૂચના આપવાની નથી. હું એને સૂચના આપીશ' આમ જેલના નિવાસ દરમિયાન જીવન પ્રત્યેનું એમનું દૃષ્ટિબિંદુ ખૂબ ઝપાટાભેર બદલાતું હતું. એમણે જ્યારે સાધનાનો આરંભ કર્યો ત્યારે જીવનમાં પોતે લીધેલા કાર્ય માટે પ્રભુની દોરવણી મળે અને એ કાર્યો પાર પાડવા માટે આધ્યાત્મિક બળ અને શક્તિ પ્રાપ્ત થાય એ હેતુ મુખ્ય હતો પરંતુ જેલમાં જે પ્રકારનું અંતરનું આધ્યાત્મિક જીવન અને સાક્ષાત્કાર મળી રહ્યાં હતાં અને સતત પરિમાણમાં અને વ્યાપકતામાં વિકાસ પામી રહ્યાં હતાં તેને લઈને એમની દૃષ્ટિમાં એ અનુભૂતિઓની મહત્તા ઘણી વધી ગઈ અને એમના જીવનમાં પરિવર્તન થઈ ગયું. ત્યાર પછી એમનું જીવન સાધના માટે સંપૂર્ણપણે સમર્પિત થઈ ગયું અને એમનું બાહ્ય કાર્ય તો માત્ર એ સાધનાનો એક ભાગ અને એના

પરિણામ રૂપ બની રહ્યું. વળી વધારામાં, એમના કાર્યનો પ્રદેશ ત્યાર પછીથી દેશની સેવા અને રાજકીય મુક્તિની પ્રાપ્તિના ક્ષેત્રથી તો ઘણો વિશાળ બની રહ્યો. ત્યાર પછી એમનું લક્ષ જેની પહેલાં એમને માત્ર ઝાંખી જ થઈ હતી તે—જગતભરને અનુલક્ષીને સ્થિર થયું અને માનવજાતિના ભાવિ જોડે સંકળાયું.

'મારા કારાવાસનો શરૂઆતનો ભાગ અલીપુર જેલમાં એકાંત કોટડીમાં ગાળ્યો હતો. અને નરેન ગોસ્વામીનું ખૂન થયા પછી અમારા કેસના અંત સુધી બધા કેદીઓને પોતપોતાની એકાંત કોટડીમાં છૂટા છૂટા પૂરવામાં આવ્યા ત્યારે પાછું ફરીને મારે ત્યાં જ રહેવાનું થયું. વચમાં થોડા સમય માટે અમને બધા કેદીઓને સાથે રાખવામાં આવ્યા હતા. હું જ્યારે ધ્યાન કરતો ત્યારે બધા કેદીઓ મારી આજુબાજુ ભેગા થતા, અથવા તો હું ગીતા એમને વાંચી સંભળાવતો અને એ લોકો શ્લોકો બોલતા અથવા તો આધ્યાત્મિક વિષયના પ્રશ્નો એ લોકો મને પૂછતા અને મારી પાસેથી સૂચનો અને માર્ગ-દર્શન મેળવતા એ બધી વાતો સાચી નથી.' ૧૩ સપ્ટેમ્બર ૧૯૪૬

'હું મારી પોતાની સાધના કરતો હતો—અને જેલના સાથે રહેવાના દિવસો દરમિયાન ઘણા અવાજ અને કોલાહલ વચ્ચે સાધના કેમ ચાલુ રાખવી તે શીખતો પણ હતો—પરંતુ મારી સાધના મૌનમાં અને મારી અંગત હતી. એમાં બીજા કોઈ ભાગ લેતા ન હતા. મારી સાધનાની શરૂઆત ૧૯૦૪ માં થઈ હતી અને તે હમેશા મારી અંગત અને અલગ પ્રવૃત્તિ રહી હતી. મારી આજુબાજુ જેઓ હતા તેઓ જાણતા હતા કે હું સાધક છું પરંતુ એથી વિશેષ તેઓ કશું જાણતા નહિ કારણ કે મારા અંતરમાં જે કાંઈ થતું તે હું ખાનગી રાખતો. અમે જેલમાંથી છૂટયા ત્યાર પછી જ પહેલી વાર ઉત્તરપાડામાં મેં મારી આધ્યાત્મિક અનુભૂતિનો જાહેર રીતે ઉલ્લેખ કર્યો.'

૧૩ સપ્ટેમ્બર, ૧૯૪૬

૧૯૦૮. ૪ થી મે થી ૧૯૦૯. ૪ થી મે સુધી કાચી જેલ : ૩૧ મી ઑગસ્ટ પછીથી બધા કેદીઓને સાથે રાખવાનું અને એક ઓસરીમાં

સૂવાનું બંધ થયું દરેકને જુદી કોટડીમાં રાખવામાં આવતા. અને કોર્ટમાં જ એમને પરસ્પર મળવાનું થતું, જેલમાં લાઝી વખતે બધા કેદીઓ મળતા પણ વાતચીત કરવાની મના હતી. જેલમાં આવેલા ક્રાંતિકારી જુવાનોમાંથી શ્રી અરવિંદ જેમને ઓળખતા હોય એવા ઘણા જ થોડા હતા. જેલનિવાસ દરમિયાન શ્રી અરવિંદ યોગસાધના કરતા તે પોતે જ જાણતા અને આજુ-બાજુ કોલાહલ અને પ્રવૃત્તિઓ ચાલી રહી હોય તેની વચ્ચે પણ સાધના કરવાનો અભ્યાસ કરતા આજુબાજુના લોકોમાંથી કેટલાક જાણતા ખરા કે શ્રી અરવિંદ સાધક હતા પરંતુ એ સાધના કેવા પ્રકારની હતી વગેરેની એમને કશી ખબર હતી નહિ. ઉત્તરપાડાના વ્યાખ્યાનમાં એમણે પહેલ-વહેલો પોતાની સાધનાનો જાહેર ઉલ્લેખ કર્યો (વધારે વિગત માટે વાંચો, 'ઉત્તરપાડા વ્યાખ્યાન')

જેલનો એક પ્રસંગ —

'જ્યારે અમારા પર કેસ ચાલતો હતો ત્યારે અલીપુરની જેલમાં એક ભારે આપત્તિજનક બનાવ બનતો અટકી ગયો હતો. પોતપોતાની કોટડીમાં જતાં પહેલાં બધા કેદીઓને બહારના ચોગાનમાં થોડો વખત વાટ જોવી પડતી. અમે એ પ્રમાણે ઊભા હતા તેવામાં એક સ્કૉચ વૉર્ડરે આવીને મને ધક્કો માર્યો મારી આજુબાજુ ક્રાંતિકારી જુવાનો હતા તેઓ ઘણા ઉશ્કેરાઈ ગયા, અને મેં એ વૉર્ડરની સામે ફક્ત રોગી નજર કરી કે તુર્ત એ ત્યાંથી ચાલ્યો જ ગયો અને જેલરને બોલાવી લાવ્યો તે સમયનો ગુસ્સો એકની પાસેથી બીજામાં પસાર થાય એવા પ્રકારનો હતો એટલે બધા જુવાનો એ વૉર્ડર પર હુમલો કરવાને ભેગા થઈ ગયા. જેલર ધાર્મિક વૃત્તિનો માણસ હતો તે જ્યારે આવ્યો ત્યારે વૉર્ડરે ફરિયાદ કરી કે મેં એના પર ઊતરતા પ્રકારનો હોય એવી નજર નાંખી હતી જેલરે મને પૂછ્યું એટલે મેં તેને જણાવ્યું કે એ પ્રકારના વર્તનનો મને અભ્યાસ ન હતો પછી જેલરે બધા ટોળાને શાંત પાડ્યું અને જતાં જતાં કહ્યું—'આપણે આપણો ક્રૉસ—દુ:ખ—સહન કરવાનો છે.' પણ ક્રોધ અને રુદ્રભાવ એક નથી. ૧.૧.૧૯૩૯

ક્રોધની વૃત્તિ એક વ્યક્તિમાંથી બીજીમાં પ્રવેશ કરે છે તેનો વધારે પ્રતીતિકારક અનુભવ શ્રી અરવિંદને પોંડિચેરીમાં થયો.

'હું ગેસ્ટ હાઉસના ઉપરના વરંડામાં—ઓસરીમાં—બેઠો હતો. થોડી વારે ક્રોધનું મોજું દાદર પર થઈને ઉપર આવ્યું અને મારામાં તેણે પ્રવેશ કર્યો. એણે મને આવિષ્ટ કર્યો. મને પોતાને ખૂબ જ નવાઈ લાગી કારણ કે ક્રોધની વૃત્તિ મારી પ્રકૃતિને હમેશા વિજાતીય જ લાગતી હતી. કોઈ બહારની વસ્તુ જ લાગતી.' ૧.૧.૧૯૩૯

'પાછળથી જે વ્યક્તિમાં ક્રોધનું મોજું ઉત્પન્ન થયું હતું તેને પૂછતાં તેણે પોતાને ક્રોધ થયાનું કબૂલ કર્યું હતું.

'રહસ્યપંથી સાધકને મન 'માનસિક' કે 'અશરીરી' એવી કોઈ વસ્તુ હોતી નથી. ઉ. ત. ચેતના સત્ માત્રનો સાર છે એવું મને દેખાય છે, અને હું એ ચેતનાને સર્વત્ર, પદાર્થ માત્રને ચારે બાજુથી વીંટી રહેલી અને અચેતન પથરામાં તેમ જ સચેતન પ્રાણીમાં કે માનવમાં એને પ્રવેશ કરીને રહેલી જોઈ શકું છું. 'ચેતનાની ગતિ', 'ચેતનાનો પ્રવાહ' એ શબ્દો મારે માટે એક રૂપક નથી પણ હકીકત છે. હું એમ લખું કે 'એનો ક્રોધ મારી સામે પ્રવાહની ભરતી પેઠે ચડયો' તે એ વાક્ય સામાન્ય વાચકને કદાચ એક કાવ્યના રૂપક જેવું લાગશે, પણ મને ઇન્દ્રિયગ્રાહ્ય અનુભૂતિ રૂપે થયેલ ઘટના તરીકે તે નહિ સમજે. અને છતાં, મારું વર્ણન એક વાર થયેલી પ્રત્યક્ષ અનુભૂતિને બરાબર રજૂ કરનારા શબ્દોનું બનેલું છે. 'ગેસ્ટ હાઉસ'ના વરંડામાં હું બેઠો હતો ત્યારે ક્રોધનું મોજું—એનો પ્રવાહ—ઇન્દ્રિયગ્રાહ્ય અને તેથી પ્રત્યક્ષ, અને ઉગ્ર પ્રવાહ, નીચેથી ઉપર ચડી આવ્યો અને મારા પર ધસીને મારામાં વ્યાપી ગયો. જે વ્યક્તિમાં ક્રોધની ક્રિયાની શરૂઆત થઈ હતી તેણે પાછળથી કબૂલ કર્યું એટલે એ વાત સાચી હતી. 'સાવિત્રી' માં જે આધ્યાત્મિક અને માનસને લગતી અનુભૂતિઓ છે તે બધી આ પ્રકારની જ છે.'

'બંગાળના ગવર્નર સર એડવર્ડ બેકરે મારી આંખોની જે પ્રશંસા કરી હતી તે મને યાદ આવે છે. અમે અલીપુર જેલમાં હતા ત્યારે તેઓ અમારે

જેલમાં આવ્યા હતા. પછી ચારુચંદ્ર દત્તને જ્યારે મળ્યા ત્યારે કહ્યું : 'તમે અરવિંદ ઘોષની આંખો જોઈ છે? કોઈ પાગલના જેવી એમની આંખો છે.'

ચારુબાબુએ એમને સમજાવવાને બહુ મહેનત કરી અને છેવટે ખાતરી પૂર્વક જણાવ્યું કે હું પાગલ ન હતો અને મારી આંખો કર્મયોગીની આંખો હતી. ૩.૧.૧૯૩૯

'નેવિન્સન (પ્રખ્યાત પ્રેસ રિપોર્ટર) ની સાથે મારે બે મુલાકાતો થઈ હતી એક વાર બગાલમાં સુબોધ મલ્લિકને ઘેર. એ વખતે હું ગંભીર હતો. બીજી વાર જ્યારે હું નેશનલ કૉન્ફરન્સનો પ્રમુખ હતો ત્યારે સૂરતમાં મળ્યો હતો. તે વખતે હું પ્રમુખ હતો એટલે કેવી રીતે હસી શકું? એટલે એણે મારે વિષે લખ્યું—' કદી ન હસનાર વ્યકિત.' ૩૦.૧.૧૯૩૯

જેલમાં પંચાનન તર્કચૂડામણિ પણ એમના કેટલાક શિષ્યો સાથે આવ્યા હતા. એક દિવસ અવિનાશ ભટ્ટાચાર્યે ઉપનિષદના કોઈ ભાગનો અર્થ સમજાવવા શ્રી અરવિંદને કહ્યું, એમણે સમજાવ્યા પછી અવિનાશે પંચાનન તર્કચૂડામણિને એ વ્યાખ્યા સંભળાવી. સાંભળીને એમણે કહ્યું—' અવિનાશ, જેટલી સરળતાથી શ્રી અરવિંદ તને આ ભાગ સમજાવી શક્યા છે તેટલી સરળતાથી હું તને સમજાવી શકત નહિ.'

હેમસેન નામના એક આરોપી માટે બહારથી બિસ્કિટ વગેરે આવતાં. રાત્રે સૂઈ ગયા પછી ઓશીકા નીચેથી એની ચોરી પણ થતી. જે કેદીઓ જાગતા હોય તેમને ભાગ મળતો. દિવસના સવારે હેમસેન તકરાર કરતો. એ પ્રમાણે એક દિવસ રાત્રે બિસ્કિટની ચોરી થઈ ત્યારે જોયું તો શ્રી અરવિંદ જાગી ગયા હતા. અવિનાશે બેચાર બિસ્કિટ એમના હાથમાં મૂક્યાં, બાળકની પેઠે હસીને ખાવા મંડી ગયા!

કોઈ કોઈ વાર જુવાનિયાઓ શ્રી અરવિંદની આજુબાજુ બેસીને word-making ની રમત રમતા.

જેલમાં શ્રી અરવિંદ પાસે ગીતા અને ઉપનિષદ એ બે પુસ્તકો જ આ વિષયને લગતાં હતાં. યોગસાધનાનો માર્ગ એમને ગીતામાંથી મળી આવતો

અને ઉપનિષદની મદદથી ધ્યાન કરતા. ઘણુંખરું ગીતામાંથી જ જોઈતું માર્ગદર્શન સાધનાની મુશ્કેલીમાં મળી રહેતું.

'યોગસાધનાની શરૂઆત ૧૯૦૪ માં કોઈ પણ ગુરુ વગર મેં કરી હતી, અને ૧૯૦૮ માં એક મહારાષ્ટ્રીય યોગી (વિષ્ણુ ભાસ્કર લેલે) તરફથી મને સાધનામાં મદદ મળી હતી, અને (ત્યાર પછી) મને મારી સાધનાનાં મૂળ તત્ત્વો હાથ લાગ્યાં હતાં. પરંતુ તે સમયથી તે શ્રી માતાજી હિંદમાં આવ્યાં ત્યાં સુધીના ગાળામાં મેં બીજા કોઈની પાસેથી આધ્યાત્મિક મદદ લીધી નથી. તે પહેલાંની અને ત્યાર પછીની મારી સાધના કોઈ પુસ્તકોને આધારે કરવામાં આવી ન હતી. મારા પોતાના અંતરમાંથી જે અનુભવો રોજાબરોજ મને થયા તેમના પર મારી સાધના પ્રતિષ્ઠિત હતી. પરંતુ જેલમાં મારી પાસે ગીતા અને ઉપનિષદો હતાં, અને હું તે વખતે ગીતાની યોગસાધનાનો અભ્યાસ કરતો હતો તથા ઉપનિષદની મદદથી ધ્યાન કરતો હતો. ફક્ત એ બે પુસ્તકોમાંથી જ મને દોરવણી મળેલી હતી. વેદનો અભ્યાસ તો મેં ઘણા વખત પછી પોંડિચેરીમાં શરૂ કર્યો. એટલે સાધનામાં તે મને દોરવણી આપનાર નીવડયો હતો એમ કહેવાને બદલે મને જે અનુભવો થઈ ચૂકયા હતા તેમને ટેકો આપનાર એ અભ્યાસ હતો એમ કહેવું વધારે સાચું છે.' ૧૩.૯.૧૯૪૬

ઉપવાસના ઉપયોગથી કેટલી આધ્યાત્મિક પ્રગતિ સાધી શકાય તેમ છે એ નક્કી કરવા માટે શ્રી અરવિંદે ઉપવાસ કર્યા. આધ્યાત્મિક પ્રગતિ માટે ઉપવાસની ઉપયોગિતા મર્યાદિત છે એવું તેઓ માનતા હતા.

અલીપુર જેલમાં શ્રી અરવિંદે અગિયાર દિવસના ઉપવાસ કર્યા હતા. અને દસ પાઉન્ડ વજન ગુમાવ્યું હતું. ત્યાર પછી ૧૯૧૦ માં એમણે ૨૩ દિવસના ઉપવાસ પોંડિચેરીમાં કર્યા હતાં. તે વખતે એટલું વજન ગુમાવ્યું ન હતું.

અસાધારણ, અને સામાન્ય દૃષ્ટિને ચમત્કારિક પણ લાગે એવા અનુભવો પણ આ વર્ષોમાં થયા હતા. એમાંનો એક: એક પખવાડિયા સુધી રોજ વિવેકાનંદ'સ્વામીનો અવાજ એમને સંભળાયા કર્યો હતો. એકાંતમાં ધ્યાન

વખતે તે સંભળાતો અને એમની હાજરી પણ અનુભવાતી. એ અવાજ આધ્યાત્મિક અનુભવોમાં સહજજ્ઞાન—intuition ના મર્યાદિત પરંતુ ઘણા જ ઉપયોગી ક્ષેત્રને લગતું જ્ઞાન અને સૂચના આપતો હતો અને એ વિષે જે કહેવાનું હતું તે પૂરું થઈ ગયું એટલે એ સાદ અટકી ગયો. એનાથી બુદ્ધિજન્ય વિચાર અને સહજસ્ફૂર્તજ્ઞાન વચ્ચેનો ભેદ શ્રી અરવિંદ પ્રત્યક્ષ રીતે સમજી શક્યા.

'જેલમાં પંદર દિવસ સુધી એકાંત ધ્યાનમાં વિવેકાનંદનો અવાજ મને સતત સંભળાયો હતો અને એમની સન્નિધિ હું અનુભવતો હતો એ હકીકત છે. પરતુ જે સંજોગો પુસ્તકમાં એ ઘટના સંબંધી વર્ણવ્યા છે તેની સાથે એ અનુભૂતિને કશો જ સંબંધ નથી. એવા સંજોગો કદી હતા નહિ અને ગીતાને અને એને કશી લેવા દેવા ન હતી. વિવેકાનંદ તરફથી આવતો અવાજ આધ્યાત્મિક અનુભૂતિના એક વિશિષ્ટ અને મર્યાદિત પરંતુ ઘણા જ ઉપયોગી ક્ષેત્રને વિષે સૂચનો આપતો હતો. અને એ વિષય પર એને જે કહેવાનું હતું તે પૂરું થઈ ગયું એટલે અવાજ પણ તુર્ત શમી ગયો.'

૧૩ સપ્ટેમ્બર, ૧૯૪૬

એક બીજો: શ્રી અરવિંદ જમીનથી અદ્ધર રહે છે એવી ખબર હિંદમાં લગભગ સઘળે પસરી ગઈ છે એના મૂળમાં હકીકત આ પ્રમાણે છે: 'એ ઘટના એક વાર જેલમાં બની હતી. તે વખતે મારી સાધના ખૂબ સઘનપણે પ્રાણની ભૂમિકા ઉપર ચાલતી હતી. હું ધ્યાનમાં બેઠો હતો. તે વખતે મને પ્રશ્ન થયો કે ઉત્થાપન જેવી શારીરિક સિદ્ધિઓ ખરેખર શક્ય છે ખરી? થોડી વારમાં મેં મારું શરીર એવી રીતે ઊંચકાયેલું જોયું કે હું મારા પોતાના સ્નાયુઓના પ્રયત્નથી એ પ્રમાણે ઊંચકી શકું નહિ. શરીરનો એક ભાગ (ઘૂંટણ) જમીનને જરાક અડકેલો હતો અને બાકીનું શરીર ભીંતની સામે ઊંચકાયેલું હતું. સામાન્ય રીતે હું ઇચ્છું તો પણ એ સ્થિતિમાં મારા શરીરને તોળી રાખી શકું જ નહિ. અને હું અનુભવતો પણ હતો કે મારા પોતાના કોઈ પણ પ્રયત્ન વગર શરીર એ રીતે લટકતા જેવું રહ્યું હતું. એટલું જ

બનેલું. જેલમાં એવા અસાધારણ કહી શકાય એવા અનુભવો મને થયા હતા. હું પ્રાણની ભૂમિકા ઉપર સાધના કરતો હતો એટલે એ અનુભવો આવ્યા હશે. એ બધા અનુભવો ગત થઈ ગયા અને ફરીને પાછા આવ્યા નહિ.'

૨૮.૬.૧૯૨૬

"તમે જેને 'દયા' કહો છો તે સાચી સમભાવની લાગણીથી જુદી વસ્તુ છે અને એ બન્ને સમતાથી વળી જુદી પડે છે. 'દયા' અને 'લાગણીવેડા' નાડીતંત્રમાં ધૃણા થવાને પરિણામે પેદા થાય છે. હું પોતે જ્યારે નાનો હતો ત્યારે એવી ધૃણાની તથા જેઓ ક્રૂરતા આચરતા તેમના પ્રત્યે ધિક્કારની લાગણી અનુભવ્યા સિવાય ક્રૂરતા વિષેનું લખાણ વાંચી શકતો નહિ. હું માકડ કે મચ્છર જેવા જંતુને પણ મારી શકતો નહિ. પણ એનું કારણ હું નિર્ભેળ અહિંસામાં માનતો એવું ન હતું. મારા નાડીતંત્રમાં એ ધૃણા થતી તેથી હું મારતો નહિ. ત્યાર પછી આગળ જતાં જ્યારે મારા મનમાં કોઈ પ્રકારનો વાંધો હતો નહિ ત્યારે પણ હું કોઈ જંતુને મારી શકતો નહિ કારણ કે શરીર એ પ્રમાણે કરવા 'ના' પાડતું. જ્યારે હું જેલમાં હતો ત્યારે પહેલા પંદર દિવસ સુધી બધી જાતની માનસિક યાતનાઓ મારે વેઠવી પડી હતી. સર્વ પ્રકારનાં યાતનાનાં દૃશ્યો મારી સામે ખડાં થતાં અને મારે તેમને જોવાં પડતાં ત્યાર પછી એ વસ્તુ પસાર થઈ ગઈ.' ૨૬ જુલાઈ, ૧૯૨૩

એક ઘટના : ઉપેન્દ્રનાથ બેનરજી પણ બધા કેદીઓ સાથે જેલમાં હતા. રોજ કચેરીમાં જ્યારે બધાને લાવવામાં આવતા ત્યારે એમણે જોયું કે શ્રી શ્રી અરવિંદના વાળ તેલ નાંખ્યું હોય એમ ચળકતા હતા. એમને શંકા થઈ એટલે પૂછ્યું કે તમે તેલ કેવી રીતે મેળવો છો ત્યારે એમને ખબર પડી કે તેલ નાંખ્યા વગર જ વાળ એ પ્રમાણે દેખાતા હતા અને એમ થવાનું કારણ યોગસાધના હતું એમ જણાવ્યું.

નારાયણનો શ્રી કૃષ્ણ રૂપે અનુભવ એમને થયેલો તેનો ઉલ્લેખ ઉત્તરપાડા વ્યાખ્યાનમાં છે. ઉપરાંત ઘણાં દર્શનો—સૂક્ષ્મ ભૂમિકા ઉપરનાં દૃશ્યો પણ દેખાતાં હતાં.

૧૯૦૮ : ફેબ્રુઆરી ૧૦ આશુતોષ વિશ્વાસ, પબ્લિક પ્રોસિક્યૂટરનુ ખૂન.

દક્ષિણેશ્વરની માટી "એ માટી રામકૃષ્ણ મિશન સાથે સંબંધવાળા એક જુવાને લાવીને મને આપી હતી અને મે તે રાખી હતી, મને ગિરફતાર કરવા માટે પોલિસ આવી ત્યારે એ માટી મારી ઓરડીમા હતી '

મે પમી શ્રી અરવિંદ નિર્દોષ ઠરી છૂટયા છૂટયા પછી તેઓ કૃષ્ણકુમાર મિત્તિરને ઘેર કૉલેજ સ્કવરમાં રહેતા કૃષ્ણકુમાર આગ્રા જેલમા હતા શ્રી અરવિંદના માશી માંદાં હતા તે વધારે માંદા થયા દાક્તરે ગંગાસ્નાન કરવાની સલાહ આપી ગંગાસ્નાન માટે ઘણુ ખરુ ઘરમાથી કોઈને લઈ જતા શ્રી અરવિંદ 'ધર્મ' કે 'કર્મયોગિન્' માટે લેખ લખતા હોય, ત્યારે કોઈ વાર માશી આવીને કહે, 'ઑરો, મારી જોડે ચાલ તો, ગંગાસ્નાન કરવા જવુ છે ' તે જ વખતે શ્રી અરવિંદ લેખ પડતો મૂકીને એમની જોડે ચાલી નીકળતા

વાસંતી દેવી લખે છે, ' મે શ્રી અરવિંદને કદી ગુસ્સે થતા જોયા નથી '

શ્રી અરવિંદ બેઠા બેઠા લખે છે, પગના ચંપલ પાસે પડયા છે એમનાં માશી આવીને ચંપલ પહેરીને અગાસી ઉપર પાયચારી કરવા ચાલી ગયા થોડી વાર પછી શ્રી અરવિંદને મળવાને લોકો આવે છે, ચંપલ માટે આમતેમ શોધ કરે છે. એટલામા માશીને જોઈને ખૂબ હસતુ મોઢુ કરીને પૂછે છે, 'નાની માશી, તમે મારા ચંપલ પહેરી ગયા છો કે શુ ? મને મળવાને લોકો આવ્યા છે ' માશી તરત એમના ચંપલ કાઢી આપે છે એમનાં ચંપલ પહેરી જવાં ને એમને રાહ જોવી પડી, પરન્તુ શ્રી અરવિંદ એથી જરા પણ ગુસ્સે થયા નહિ

૧૯૦૯ માર્ચ પછી બૉમ્બ કેસમાથી છૂટયા પછી શ્રી અરવિંદ 'સંજીવની' કાર્યાલયમા રહેતા તે વખતે સવારે યુગાન્તર દલના કેટલાક જુવાનો એમની પાસે ગીતા ભણવા જતા, રોજ હાથ અદબ વાળીને પ્રસાદ ઠરીમા લોક જ ખમીસભેર શ્રી અરવિંદ પશ્ચિમ બાજુના વરંડામાં બેસતા ગીતા નનજાવતાં સમજાવતા શ્રી અરવિંદ બીજુ બધુ ભૂલી જતા એક વાર એક વાગી ગયો

એમનાં બહેન સરોજિની ખાવાનું લઈને આવી પહોંચ્યાં, ત્યારે શ્રી અરવિંદને ખાવાનો વખત થયો છે એનું ભાન વિદ્યાર્થીઓને થયું. તેઓ ઊઠયા, ત્યારે શ્રી અરવિંદે આહાર કર્યો!

મે ૩૦ મી : ઉત્તરપાડા વ્યાખ્યાન—ઐતિહાસિક.

ઉત્તરપાડા વ્યાખ્યાન આપવા માટે આમંત્રણ કરવા અમર ચેટરજી ગયા હતા આ પહેલાં શ્રી અરવિંદ એમને મળ્યા હતા જ—એટલે પરિચય હતો અમર લખે છે, 'જ્યારે હું 'સંજીવની' ઑફિસમાં ગયો ત્યારે શ્રી અરવિંદ ખૂબ શાંત હતા—જાણે ધ્યાનસ્થ. એટલે મેં પણ બહુ વાતચીત કરી નહિ.' ટ્રેનમાં ઉત્તરપાડા ગયા. શ્રોતાઓ પણ કલકત્તાથી એ જ ટ્રેનમાં ઘણા આવ્યા હતા. ગાડી બપોરે ત્રણ વાગે પહોંચી હતી. સભાનો વખત પાંચ-સાડાપાંચનો હતો ઉત્તરપાડાના જમીનદાર પિયારી મોહનરાજા અને એમના પુત્ર મિછરી બાબુ સ્ટેશને શ્રી અરવિંદને લેવા માટે આવ્યા હતા. થોડો વખત સુરેન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયને ઘેર આરામ લઈ ચહાપાણી કરીને રીતનરનું સરઘસ કાઢવામાં આવ્યું. પુસ્તકાલયવાળા ચોગાનના પૂર્વભાગમાં ગંગાને પશ્ચિમ કિનારે સભાસ્થાન હતું. એકલા શ્રી અરવિંદ જ વકતા હતા. સભામાં દસ હજાર શ્રોતાઓ હશે. એમનો અવાજ બહુ મોટો ન હતો, એટલે શ્રોતાવર્ગે જબરી નિ:સ્તબ્ધતા એમને સાંભળવા ખાતર જમાવી. તે વખતે લાઉડ સ્પીકર જેવાં સાધનો હતાં નહિ.

ઉત્તરપાડામાં શ્રી અરવિંદને જે માન મળ્યું હતું તે અસાધારણ હતું. સંખ્યાબંધ ફૂલની માળાઓનો ઢગલો વકતાના ટેબલ પર થયો હતો. તેમાંની ઘણીખરી જૂઈનાં ફૂલની હતી, તેમાંની એક છેક પગ સુધી પહોંચે એટલી લાંબી માળા મિછરી બાબુએ પોતે કાળજીપૂર્વક તૈયાર કરાવી હતી. જ્યારે ઉત્તરપાડાનું વ્યાખ્યાન પૂરું થયું અને લોકો વિખરાયા ત્યારે એમની ટેવ મુજબ ટેબલ ઉપર માળાઓ રહેવા દઈને શ્રી અરવિંદ ચાલ્યા ગયા. એ વખતે લાંબી માળા કોઈ ઉઠાવી ગયું—એટલે કે લોભથી લઈ ગયું. કારણ કે શ્રી અરવિંદની માળા માટે કોને લોભ ન થાય? મિછરી બાબુ ખૂબ ગુસ્સે થઈ ગયા. અમરે

સમજાવ્યું કે એવો લોભ બધાને જ થાય એ સ્વાભાવિક છે 'માટે ગુસ્સો કરશો નહિ'

બીજે દિવસે સવારે માળા પાછી મળી ગઈ પણ મિછરી બાનુ શાંત થઈ ગયા હતા! એમણે તે માણસને એટલું જ કહ્યુ, 'જા, ભગવાન પાસે ક્ષમા માગ, હુ તને માફી આપુ છુ!'

અમર ચેટરજી લખે છે કાલે હાથમાં આવ્યો હોત તો હાડકા ખોખરા કરત આજે લોઢુ સુવર્ણ થઈ ગયું હતું!

મિછરી બાનુએ પણ અમરને કહ્યુ —

'બરાબર છે, શ્રી અરવિંદના ભાષણનું પરિણામ જલદી જ આવ્યું' પોતાના શ્રી અરવિંદના દિવ્ય દર્શન થયા તે અનુભવ જ્યારે અમર ચેટરજીએ પ્રગટ કર્યો ત્યારે પાંચકોડી બેનરજી—'હિતવાદ'ના તંત્રી—એ એમને એવી અનુભૂતિ પ્રગટ ન કરવી જોઈએ એવી શાસ્ત્રની આજ્ઞા છે એમ જણાવ્યું ભગવાન સંબંધી અનુભૂતિ માતૃજારવત્ છૂપી રાખવી જોઈએ

એના ઉત્તરમા અમર ચેટરજીએ જણાવ્યુ કે—'મારા ગુરુ તો નવા શાસ્ત્રની રચના કરે છે, શાસ્ત્રને અનુસરતા નથી'

જેલમાથી બહાર આવ્યા ત્યારે આખા દેશનું રાજકીય વાતાવરણ તદ્દન પલટાઈ ગયેલું જણાયુ રાષ્ટ્રપક્ષના ઘણાખરા નેતાઓ જેલમાં હતા યા તો જાતે દેશની બહાર જતા રહ્યા હતા બધે નિરુત્સાહ અને નિરાશા વ્યાપેલા હતાં, જોકે વિદેશી રાજ્યની વિરુદ્ધની લાગણી ઓછી થઈ ન હતી ઊલટી દમનથી તે વધતી જતી હતી શ્રી અરવિંદે લડત ચા઼ુ રાખવાનો નિશ્ચય કર્યો દર અઠવાડિયે કલકત્તામા સભા ભરતા પણ પહેલા જ્યાં હજારો ઉત્સાહી લોકોની હાજરી રહેતી ત્યાં બસે પાચસે જ આવતા અને એમા પણ પહેલાના જેવો ઉત્સાહ કે પ્રાણ ન હતાં

૧૯૦૯ સ્વતંત્રતાની ચળવળનું મોજુ શમી ગયું તેમ મનનો પોતાનો અનુભવ વર્ણવતાં એક વાર કહેલું 'બંગાળમાં થયેલા અનુભવે મને આપણા લોકોના માનસનો સારો પરિચય આપ્યો બધા નેતાઓ અટકમા લેવાયા

અને કેટલાક દેશપાર થયા ત્યાર પછી પણ અમે કૉલેજ સ્કવેરમાં સભા ભરતા. કુલ્લે ૬૦-૭૫ માણસોની—અને એમાંના ઘણાખરા તો રસ્તે જનારાની—હાજરી રહેતી. એવી કેટલીક સભાના પ્રમુખ થવાનું મને માન ઘટે છે!' કલકત્તા બહાર જિલ્લાઓમાં પણ વ્યાખ્યાન આપવા જતા અને ઉત્તરપાડામાં પહેલવહેલા પોતાના આધ્યાત્મિક અનુભવ વિષે બોલ્યા.

૧૪ માર્ચ, ૧૯૨૪

બે સામાહિકો એમણે જેલમાંથી બહાર આવીને શરૂ કર્યા—'કર્મયોગિન' અને 'ધર્મ', પહેલું અંગ્રેજીમાં અને બીજું બંગાળીમાં. એમનો પ્રચાર સારો થયો અને 'વંદે માતરમ્' પેઠે એમને આર્થિક મુશ્કેલી નડી ન હતી.

સપ્ટેમ્બર (?) ઝલાકાટી કૉન્ફરન્સમાં ભાષણ.

સપ્ટેમ્બર : હુગલીમાં જિલ્લાની રાજકીય પરિષદનું સંચાલન : અહીં સૂરતના જેવી જ સ્થિતિ હતી. એટલે કે રિસેપ્શન કમિટી મૉડરેટ—નરમ પક્ષના લોકોની બનેલી હતી. અને એના ઠરાવો સરકારે આપેલા સુધારાને આવકારનારા હતા. એ બેઠકમાં એકલે હાથે શ્રી અરવિંદે રાષ્ટ્રપક્ષ તરફથી ઝુંબેશ ઉઠાવી. 'નેશનાલિસ્ટ એસોસિએશન'ની સ્થાપના કરી. એમાં ૨૧ વર્ષની ઉમ્મરની મર્યાદાને દૂર કરી દીધી. અને ડેલિગેટનાં સર્ટિફિકેટ—પ્રમાણપત્રો અપાતાં તે પણ સદંતર બદલી નાખ્યાં. પછી નરમ પક્ષની કમિટીએ જે ઠરાવો ઘડ્યા હતા તે બધા ય બદલી નાંખ્યા—સામા નવા જ ઠરાવો રજૂ કર્યા. અને રાષ્ટ્રપક્ષમાં તેમનો પ્રચાર કરીને સ્વીકાર કરાવ્યો. આ રીતે નરમ પક્ષ હાર્યો. એણે છૂટા પડવાની ધમકી આપી. એટલે શ્રી અરવિંદે પાછી પોતાની કુનેહ વાપરીને ઠરાવોને જરા નરમ બનાવ્યા અને પોતાના પક્ષના દૃષ્ટિબિંદુને બહુમતીનો ટેકો લેવા છતાં બંગાળમાં રાજકીય કાર્યમાં એકતા જળવાય એટલા ખાતર પોતાના પક્ષના માણસોને જ્યારે નરમ પક્ષના નેતાઓ ઠરાવો પર બોલવા ઊભા થતા ત્યારે મૂંગા મૂંગા બહાર જતા રહેવાની સૂચના કરી. અને નવાઈ તો એ હતી કે એ ઊકળતા રાજકીય વાતાવરણમાં બહુમતીના પ્રતિનિધિઓ સભાગૃહ છોડીને શાંતિથી બહાર ગયા!

નરમ પક્ષના નેતાઓની આ કડવી ફરિયાદ હતી કે એક જુવાન બિન અનુભવી નેતાના કહ્યામાં લોકો રહેતા હતા અને પુખ્ત અને અનુભવી નેતાઓને સાંભળતા પણ ન હતા!

૧૯૦૮ માં ઘણુ ખરુ ડિસેમ્બર કે નવેમ્બરમાં બારીસાલમાં બંગાળની પ્રાંતીય કૉન્ફરન્સ ભરાઈ તેમા શ્રી અરવિંદે ભાગ લીધો અને બોલ્યા પણ હતા કારણ કે હુગલીમાં થયેલ બે પક્ષ વચ્ચેના સમાધાનને લઈને બન્ને પક્ષો એકઠા રહ્યા હતા એની મધ્યસ્થ સભામા જૂના બંધારણ પ્રમાણે નરમ પક્ષના નેતાઓ જ હતા અને રાષ્ટ્રપક્ષના નેતાઓ એમા આવી શકે તેમ ન હતુ સુરેન્દ્રનાથ બેનરજીએ નરમ પક્ષ તરફથી શ્રી અરવિંદ અને બીજા એક બે નેતાઓ સાથે મંત્રણા માટે ખાનગી સભા બોલાવી હતી અને બનારસમાં અખિલ હિંદની કૉન્ગ્રેસ મળે ત્યારે નરમ પક્ષના નેતાઓની બહુમતીને પડકાર કરવાની યોજનામા બન્ન પક્ષો —બંગાળના રાષ્ટ્રપક્ષના અને નરમ પક્ષના નેતાઓએ ભાગ લેવો એવો ઠરાવ મૂક્યો વાત એમ હતી કે સુરેન્દ્રનાથને એકત્ર થયેલા રાજકીય બંગાળના નેતા થવાની બહુ હોંસ હતી— અને એમા બંગાળના રાષ્ટ્રપક્ષને પોતાની બાજુ લેવાનો એમનો ઇરાદો હતો પણ એમ કરવું હોય તો નરમ પક્ષ તરફથી રાષ્ટ્રપક્ષના પ્રતિનિધિઓ ચૂંટાવા જોઈએ! અને સૂરતમાં જે બંધારણ રચવામાં આવ્યુ હતું તેનો સ્વીકાર કરવો પડે તેમ હતું શ્રી અરવિંદે એનો સ્વીકાર કરવાની અને એ પ્રમાણે એકતા જાળવવાની ના પાડી કૉન્ગ્રેસના બંધારણમાં ફેર થવાની જરૂર તેમણે જણાવી અને નવાં રાજકીય મંડળો થયાં હોય તેમને પોતાના પ્રતિનિધિઓ મોકલવાની છૂટ હોવી જોઈએ જેથી કરીને રાષ્ટ્રપક્ષ સ્વતંત્રપણે પોતાના પ્રતિનિધિઓને મોકલી શકે એના પર ભાર દીધો આ મુદ્દા ઉપર વાતચીત ભાંગી પડી શ્રી અરવિંદે પોતાનું કાર્ય ચાલુ રાખવા માટે વિચાર કરી જોયા હોમ રૂલ જેવી ચળવળ શરૂ કરી શકાય તેમ લાગ્યુ પાછળથી મિસિસ બીસાન્ટે એનો અમલ કર્યો પણ ખરો પણ શ્રી અરવિંદને નિર્ભેળ સ્વતંત્રતાના આદર્શોનો ત્યાગ એમાં દેખાયો એટલે એનો આરભ કર્યો નહિ

વ્યવસ્થિત અસહકારની યાને પાછળથી જેને સત્યાગ્રહ કહેવામાં આવ્યો તેની શક્યતા પણ એમણે વિચારી—પાછળથી મહાત્મા ગાંધીએ એનો અમલ કર્યો પણ ખરો—પણ એમને લાગ્યું કે એ પ્રકારની ચળવળના પોતે નેતા થઈ શકે તેમ નથી. એટલામાં સરકારે પણ સુધારા જાહેર કર્યા. એમાં અંગ્રેજ પ્રજા' આખરે નમતું આપશે એવાં ચિહ્નો શ્રી અરવિંદને દેખાયાં. એટલે એમણે '.પરસ્પર સહયોગ'—યાને સંપૂર્ણ અસહકારને ઠેકાણે જ્યાં જ્યાં સરકાર ખરી સત્તા આપે ત્યાં ત્યાં સહકાર કરવો એવો અભિપ્રાય જણાવ્યો : 'No co-operation without control' 'સત્તા વગર સહકાર નહિ' એવો મત જણાવ્યો એથી રાષ્ટ્રપક્ષને પ્રજાજીવનના અમુક ક્ષેત્રમાં સત્તા મળે અને તેથી રાષ્ટ્રપક્ષના કાર્યક્રમનો અમલ થઈ શકે.

પરંતુ સરકારની દમનનીતિ ચાલુ હતી અને શ્રી અરવિંદને પોતાનું કાર્ય કરવાના સંજોગો રહ્યા નહિ. એટલે 'કર્મયોગિન' અને 'ધર્મ' એ બે પત્રો પ્રગટ કરીને એમાં પોતે પકડાય તોપણ દેશના રાષ્ટ્રપક્ષે કયા મુદ્દાઓ ઉપર અને કયો કાર્યક્રમ પાર પાડવા પ્રયત્ન કરવો તે વસ્તુ એક 'પ્રગટ પત્ર'.સહી સાથે છાપીને તેમાં બહાર પાડી. કારણ કે તે વખતે એમના પકડાવાની, અથવા તો, દેશપાર થવાની વાતો ચારે બાજુ પસરી રહી હતી. એવી કોઈ પણ બહાને પકડવામાં આવવાની બાતમી મળતાં તેઓ ચંદ્રનગર ગયા એ વાત અન્યત્ર નોંધી છે. પણ એમના ઉપર કોઈ પ્રકારનું વૉરંટ હતું નહિ અને એક લેખ માટે પ્રિન્ટરના ઉપર સરકારે કેસ કર્યો તેમાં પ્રિન્ટરને હાઈ કોર્ટે નિર્દોષ ઠરાવીને છોડી મૂક્યો.

૧૯૦૯, જુલાઈ ૩૦ : 'મારા દેશબંધુઓને ખુલ્લો પત્ર' શ્રી અરવિંદ તરફથી 'કર્મયોગિન'માં પ્રગટ થયો. આ લેખની પાછળ થોડો ઇતિહાસ છે. વડોદરામાં મળ્યા પછી શ્રી અરવિંદ અને નિવેદિતાનું ગુપ્ત મંડળની ચળવળને અંગે અને જાહેર રાજકીય સભાઓમાં જ મળવાનું થતું. જ્યારે શ્રી અરવિંદ બંગાળમાં સ્થાયી થયા અને રાજકીય ચળવળના નેતા બન્યા ત્યારે પણ એમનું મળવાનું ઉપર પ્રમાણે કામને અંગેનું જ થતું.

૧૯૦૯ માં શ્રી અરવિંદ બાગબઝારમાં નિવેદિતા રહેતાં હતાં ત્યા કોઈ કોઈ વાર મળવા જતા. એવી એક મુલાકાત વખતે નિવેદિતાએ શ્રી અરવિંદને જણાવ્યું કે સરકારે શ્રી અરવિંદને દેશપાર કરવાનો નિર્ણય કર્યો છે એટલે એમણે ભૂગર્ભમાં અથવા તો હિંદની બહાર જતા રહેવું અને કાર્ય ચાલુ રાખવું. નિવેદિતાના મિત્રો સરકારી ખાતાઓમાં પણ હતા

શ્રી અરવિંદને એમની સૂચના રુચી નહિ અને એમણે તેનો અસ્વીકાર કર્યો અને જણાવ્યુ કે હુ એક ખુલ્લો પત્ર 'કર્મયોગિન'મા લખીશ અને એનાથી સરકાર એ પગલું લેતી અટકી જશે જ્યારે એ પત્ર પ્રગટ થયા પછી શ્રી અરવિંદ નિવેદિતાને મળ્યા ત્યારે એમણે કહ્યુ કે તમારી ધારણા બરાબર નીવડી છે ને સરકારે વિચાર પડતો મૂકયો છે.

# ચંદ્રનગર

'મારામા જે કાંઈ શકિત છે તે બધી યોગને આભારી છે પહેલાં હુ બહુ અશકત હતો રાજકીય કાર્યક્ષેત્રમા પણ જે શકિત મે વહેતી મૂકી હતી તે પણ યોગસાધના વડે જ પ્રાપ્ત થઈ હતી ' ૬ સપ્ટેમ્બર, ૧૯૨૬

૧૯૧૦ ફેબ્રુઆરી ચંદ્રનગર જવા વિષે ૧૯૦૯ નવેમ્બરથી ફેબ્રુઆરી ૧૯૧૦ સુધી શ્રી અરવિંદ એમના માના કૃષ્ણકુમાર મિત્તિરને ઘેર ન ૮ કૉલેજ સ્કવેર એ ઠેકાણે રહેતા હતા એ ઘેરથી રોજ ' કર્મયોગિન ' અને ' ધર્મ '—અંગ્રેજી અને બગાળી અઠવાડિક પત્રોની ઑફિસે, ન ૮ શ્યામપુકુર લેન એ ઠેકાણે આજે ચાર વાગે જતા ત્યા ખાસ કામ કાંઈ રહેતુ નહિ ઑફિસનુ કામ પતી જાય ત્યાર પછી રાતના નવ વાગ્યા સુધી અને કોઈ વાર તો ૧૧ વાગ્યા સુધી બેસતા તે દરમિયાન વાતચીત, સ્વયંલિપિના પ્રયોગો કરતા એમાં પોતે કોઈ પણ સંકલ્પ કર્યા વગર હાથમાં કલમ લઈને નિષ્ક્રિય ભાવે બેસવાનું અને જે કાંઈ આવે તે યત્રવત લખવાનુ હોય છે કોઈ વાર તો રાત્રે ટ્રામ પણ બંધ પડી જતી અને શ્રી અરવિંદને કૉલેજ સ્કેવરમાં એમના મામાને ઘેર ઘોડાગાડી ભાડે કરીને જવુ પડતુ પોંડિચેરી ગયા ત્યારે શરૂઆતનો કેટલોક વખત આ કામમાં શ્રી અરવિંદ ગાળતા હતા જે કાંઈ લખાતું તે બધુ સાચુ હતુ કે હોવુ જોઈએ એમ નથી પણ સૂક્ષ્મ ભૂમિકાઓનો પરિચય અને એની શકિતઓના કાર્યનુ જ્ઞાન અને વિવેક કરવા માટે આવી અનુભૂતિઓ ઘણી ઉપયોગી હોય છે

શિકાગો હોવાથી શ્રી અરવિંદ શાલ ઓઢીને તે દિવસે આવ્યા હતા પછી પોતે જ વર્ણન કરે છે, "હું તે વખતે 'કર્મયોગિન'ની ઑફિસમાં બેઠો હતો ત્યાં રામચંદ્ર મજુમદારે (એના પિતાને સરકારમાંથી બાતમી કોઈ કોઈ વાર મળતી, અને રામચંદ્ર 'કર્મયોગિન'માં નોકરી કરતો હતો) આવીને ખબર આપી કે પોલિસ 'કર્મયોગિન'ની ઑફિસની ઝડતી લેવાની છે અને મને પકડવાની છે રામચંદ્ર મજુમદાર ઉપરાંત ત્રણ ચારેક જણ હાજર હતા (મૉની સુરેશ ચક્રવર્તી, બિરન ઘોષ બિજય નાગ) રામચંદ્ર પોલિસ જોડે લડવાની યોજના વિચારતો હતો શું કરવું તે વિષેના બીજા વિચારો પણ ચારે બાજુ ફેંકાતા હતા તે વખતે મેં ઉપરથી આદેશ સાંભળ્યો, 'ના, ચંદ્રનગર જા' એ દિવસોમાં જેલમાંથી છૂટ્યા પછી હું એ પ્રમાણે આદેશ સાંભળતો હતો અને તે સમયે હું એવા આદેશને પ્રશ્ન કર્યા વગર અનુસરતો પોંડિચેરી જવા વિષે પણ એવો આદેશ સાંભળેલો' (૨૮ જૂન, ૧૯૨૬) આદેશ સાંભળ્યા પછી દસ મિનિટમાં હું ગંગાના ઘાટ ઉપર પહોંચી ગયો હતો મારી સાથે બે જુવાનો (સુરેશ અને બિરન) હતા અને બે ખલાસીઓ હોડી હંકારતા હતા બીજે દિવસે વહેલી સવારે અમે ચંદ્રનગર પહોંચી ગયા'

'કર્મયોગિન' ઑફિસમાંથી રાત્રે સુમારે આઠ વાગે નીકળ્યા ત્યારે સૌથી આગળ શ્રી અરવિંદ અને રામચંદ્ર મજુમદાર, ત્યાર પછી ૫૦ ડગલા પાછળ બિરેન અને તેનાથી ૫૦ ડગલા પાછળ સુરેશ એમ 'કર્મયોગિન' ઑફિસથી નીકળી વાંકાચૂકા રસ્તાઓ વટાવી ઘાટ પર પહોંચી ગયા હતા વાંચકે ધ્યાનમાં રાખવાનું છે કે 'કર્મયોગિન' ઑફિસ પર સી આઈ ડી નો સતત પહેરો આખો વખત રહેતો હતો તે દિવસે અને તે વખતે સી આઈ ડી નો માણસ કોણ જાણે ક્યાં જતો રહ્યો હતો!

શ્રી અરવિંદ ચંદ્રનગર કેવી રીતે ગયા તે સબંધી અનેક અસત્ય અને કલ્પિત વાતો પ્રચલિત થયેલી છે તેમાં જે માણસોને એ બાબતની અંગત માહિતી કે પરિચય જરા યે છે નહિ તેવા લોકોએ બંગાળી પત્રોમાં જે અહેવાલો આપ્યા છે તેને લઈને ઊલટી ગૂંચવણ વધી છે અહીં શ્રી અરવિંદના પોતાના શબ્દોમાં એ ઘટના રજૂ કરી છે —

'ઑફિસની ઝડતીની અને મારા ગિરફતાર થવાની માહિતી મને ગોનેન મહારાજ તરફથી મળી ન હતી 'કર્મયોગિન' પત્રની ઑફિસમા રામચદ્ર મજુમદાર નામે એક યુવાન કામ કરતો હતો તેના પિતાને ખબર મળી હતી કે એક બે દિવસમા જ 'કર્મયોગિન' ઑફિસની ઝડતી લેવાશે અને મને પકડવામાં આવશે તેણે એ ખબર મને આપી હતી આ બાબત ઘણી દત કથાઓ પ્રચલિત થયેલી છે એમ પણ કહેવામાં આવ્યુ છે કે હાઈકોર્ટમા મી શ્રાઈ ઠી—છૂપી પોલિસના એક ઉચ્ચ અધિકારી સમ્સુલ આલામનું ખૂન થયુ હતું તેમા મારા ભાગ હોવાથી મારા ઉપર કામ ચાલવાનુ હતુ અને ભગિની નિવેદિતાએ મને બોલાવ્યો અને એ સમાચાર આપ્યા પછી અમે બન્નેએ શુ કરવુ એ વિષે મત્રણા કરી અને પરિણામે હુ (ચંદ્રનગરના) અજ્ઞાત થયો એમ પણ મે સાભળ્યુ છે એ પ્રકારનુ તહોમત મારા પર હતુ એવુ મે કદી સાંભળ્યું ન હતુ અને અમારી વચ્ચે એવી કશી મત્રણા પણ થઈ ન હતી સરકાર રાજદ્રોહનું તહોમત મૂકવાની હતી અને મારા ગયા પછી એ જ આરોપ સરકારે મૂક્યો હુ ચદ્રનગર પહોચ્યા તે અગાઉ ભગિની નિવેદિતાને આ નવી ઘટનાની કશી ખબર હતી જ નહિ હુ એમને મળવાને એમને ઘર ગયો ન હતા, ગગાના ઘાટ ઉપર ગોનેન મહારાજ મને મૂકવાને આવ્યા હતા એ વાત તદ્દન ગલત છે નિવેદિતાને ખબર આપવાને માટે સમય જ હતો નહિ, કારણ કે જેવા ઊર્ધ્વમાથી ચદ્રનગર જવા માટે મને આદેશ થયો કે દસ મિનિટમા તો હુ (ગંગાના) ઘાટ પર પહોચી ગયો અને એક હોડીને બોલાવીને બે જુવાનો સાથે હુ ચદ્રનગરને માર્ગે પડયો હતો એ હાલ ગામમા હોય છે તેવી બે માણસો હલેસાથી ચલાવે તેવી નાવા જ હતી એટલે લેખમા જે ફ્રેન્ચ બોટ અને એની બુઝાવી બત્તીઓ વગેરે નિરૂપણાત્મક ઉલ્લેખ કેવળ કલ્પનારગી છે 'કર્મયોગિન'ની ઑફિસમાથી મેં કોઈને નિવેદિતાને સદેશો મોકલ્યો હતો અને મારી ગેરહાજરીમા 'કર્મયોગિન'નુ સચાલન કરવાને કહેવડાવ્યુ હતું એમણે એ કામ સ્વીકારી લીધુ હતુ અને હકીકતમા એ સમયથી તે પત્ર બંધ પડ્યુ ત્યા સુધી એનુ નવળુ સંચાલન એમણે જ કર્યું હતુ હુ મારી સાધનામા એકાગ્ર થઈ ગયા હતા અને મે એક પણ લેખ

મોકલ્યો ન હતો, તેમ મારી નહીંથી કોઈ લેખ પ્રસિદ્ધ પણ થયો ન હતો. 'કર્મયોગિન' માં જે લેખો પ્રગટ થતા તેમાના બે સિવાય કોઈ લેખમા મારી સહી આપવામાં આવતી નહતી,—છેલ્લો નહીંવાળો મારો લેખ મારા પર નવકાર આરોપ મૂકવાની હતી —પરંતુ જે પ્રયત્ન નિષ્ફળ ગયો—તે પ્રસંગે લખાયો હતો નિવેદિતાએ પસંદ કરેલી એવી મઠ જગાએ ચંદ્રનગરમાં મારે રહેવાની વ્યવસ્થા હતી એ પણ સાચુ નથી કોઈને પણ આગળથી ખબર આપ્યા વગર હુ ચંદ્રનગર ગયા હતો અને મોતીલાલ રાયે મારો સત્કાર કરીને મારે રહેવા માટ છૂપી રીતે વ્યવસ્થા કરી હતી હુ કયા હતો એ બાબત હુ અને થોડા મિત્રો સિવાય કોઈને ખબર ન હતી  ૧૩ સપ્ટેમ્બર, ૧૯૪૬

ચંદ્રનગર જતા રાતના સમયમા ખલાસીઓને એક બે વખત છાકટા પાણીમા હોડીને ખે ચવી પડી હતી તે સિવાય મુસાફરી દરમિયાન કશી અડચણ પડી ન હતી

૧૯૧૦ ફેબ્રુઆરી ચંદ્રનગર ટૂંક નિવાસ લગભગ એક મહિનો ને દસ
કે પંદર દિવસ ચંદ્રનગરમા હોડી સ્ટૅન્ડની આગળ

નાંગરી હતી હોડીમાંથી બિરેન અને સુરેશ ઊતરીને ચારુચંદ્ર રૉયને ઘેર ગયા અને શ્રી અરવિંદ આવ્યાની ખબર આપી ચારુ રૉય કાંઈક ડરતા હતા અને વિચાર કરવા લાગ્યા એટલામાં શિશિર ઘોષ નામનો ચંદ્રનગરનો માણસ એમાના એકને મોતીલાલ રાયને ત્યા લઈ ગયો મોતીલાલ તુર્ત જ શ્રી અરવિંદ ને પોતાને ત્યાં ઊતરવાને આમંત્રણ કરવા હોડી ઉપર ગયા સમય લગભગ ૬ વાગ્યાનો હશે એમણે જ ચંદ્રનગરમા એક બે ઠેકાણે શરૂઆતમા છૂપા રહેવાની વ્યવસ્થા કરી અને આખરે પોતાના ઘર પાસેના એક ઘરમા સ્થાયી ગોઠવણ ગુપ્તવાસ માટે કરી આપી આને માટે શ્રી અરવિંદે પોતે માગણી કરી હતી

પહેલે દિવસે બેઠકખાનામા રાખ્યા પછી, એમને ખુરસીઓ રાખવાનું એક ગોડાઉન હતુ ત્યા લઈ ગયા—પહેલે મજલે શેતરંજી ઉપર કાંઈક પાથરીને —ધૂળ હતી—બેસાડ્યા થોડી વાર પછી નાસ્તો લઈને આવ્યા ત્યારે જોયું—

'કેવું અપાર્થિવ પ્રસન્ન દર્શન !' શ્રી અરવિંદ ઊર્ધ્વ દૃષ્ટિ કરીને ધ્યાનમાં બેઠા હતા ! પોતાનો નાસ્તો એમને આપ્યો—થોડો યંત્ર પેઠે ખાધો બપોરે બેઠકખાનામાં લઈ જઈને સ્નાન કરાવ્યું—(ટેબલ ઉપર બેસાડીને) શ્રી અરવિંદે પણ આનાકાની કરી નહિ શિયાળો હતો છતાં ઠંડા પાણીએ નાહ્યા એક શબ્દ પણ બોલ્યા નહિ શરીરે ઠરીને લઈને રોમાંચ થયા ! બપોરે ખાવા માટે બજારમાંથી લાવીને ખવડાવવું પડ્યું જેથી ઘરમાં કોઈ જાણે નહિ ! નિર્વિકાર ચિત્તે નિરાંતે એ બજારું ખાવાનું ખાઈ ગયા ! ભગવાનને સર્વભાવે સમર્પણ કરવાનો બોધ મોતીલાલ રૉયને આપ્યો જાજરૂ ઘરની બહાર હતું ગલીને રસ્તે થઈને જવાનું હતું બન્ને બાજુ જોઈ સાવચેત થઈને એમને શૌચ કરાવ્યું સાંજે રાત્રે મુશ્કેલી ઊભી થઈ સાંજ પછી શ્રી રામચંદ્ર જોડે વાતચીત કરીને બેઠકખાનામાં ન સુવાડવા એનું નક્કી કર્યું એક મિત્રને વાત કરતાં તેણે હા પાડી રાત્રે દસ વાગે એમને ત્યાં મૂકી આવ્યા

બીજો દિવસ પણ એમ જ ગયો સાંજે (બીજે દિવસે) એમને મળ્યા, ત્યારે શ્રી અરવિંદે કહ્યું, 'મને અહીંથી બીજે લઈ જાઓ, કાલે રાત્રે ઊંઘ આવી નથી' પાછા મોતીબાબુને ઘેર આવ્યા નાની સરખી એક અવડ ઓરડીમાં પથારી કરી આપી એમણે પથારીમાં બેસીને કહ્યું, 'તમે જાઓ, અહીં મને ફાવશે' મચ્છરદાની લગાવીને પાછા ફર્યો, બપોરે (ત્રીજે દિવસે) બેઠકખાનામાં સ્નાન કરાવ્યું દરરોજ બપોરે એમની સાથે વાર્તાલાપ થતો યોગનો જ ઉપદેશ આપતા હતા ચતુર્વ્યૂહ ભાગવત તત્ત્વ—વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ

રાત્રે (ત્રીજે દિવસે) ગાડી કરીને ઉત્તર ભાગમાં કુલી લાઈનમાં લઈ ગયા.
(મોતીલાલ રૉય)

સુરેશ અને બિજેન બીજે જ દિવસે કલકત્તા પાછા ફર્યા આમ, સરકારને તો શું પણ એમના સાથીઓમાંના કોઈને શ્રી અરવિંદ ક્યાં હતા, ક્યાં છે તે વિષે કશી જ ખબર પડી ન હતી કેટલાક લોકોએ નિવેદિતાએ આ ગોઠવણ કરી હતી એમ લખ્યું છે પણ તે હકીકતથી વેગળું છે ઑફિસમાંથી નીકળતી

વખતે શ્રી અરવિંદે એક ચિઠ્ઠી નિવેદિતાને લખી હતી અને પોતે ગુપ્તવાસમાં જાય છે એમ જણાવીને 'કર્મયોગિન' પત્ર ચલાવવાનો ભાર લેવા માટે વિનંતી કરી હતી. નિવેદિતાએ તે સ્વીકારી અને ત્યાર પછીના 'કર્મયોગિન'ના લેખો એમના જ છે. શ્રી અરવિંદ તો સાધનામાં એવા રત થઈ ગયા કે એમણે પછીથી એક પણ લેખ 'કર્મયોગિન' માટે મોકલ્યો ન હતો.

ચંદ્રનગરમાં મોતીલાલ રાયને સાધનાની દીક્ષા આપી. આ લગભગ દોઢ માસના નિવાસ દરમિયાન 'પ્રવર્તક સંઘ'—જે શ્રી અરવિંદની જ પ્રવૃત્તિના અંગ તરીકે શરૂ થયો તેનાં બીજ રોપાયાં પાછળથી ૧૯૨૦ માં દૃષ્ટિભેદને લઈને 'પ્રવર્તક સંઘ' શ્રી અરવિંદની દોરવણીથી છૂટો પડશે ત્યાં સુધી અંતરનું સંચાલન શ્રી અરવિંદ પાસેથી સંઘ સ્વીકારતો, બાહ્ય સંચાલન મોતીલાલ રાય કરતા.

૧૯૧૦: ફેબ્રુઆરી, માર્ચ: ચંદ્રનગર: ચંદ્રનગરમાં ગયા ત્યારે મોતીલાલ રાય પોતાના પર શ્રી અરવિંદની જે છાપ પડી તેનું વર્ણન આ પ્રમાણે કરે છે: 'સમર્પણ થઈ ગયેલ કોઈ વ્યકિત. બોલે તો જાણે કોઈ બીજું બોલે છે એમ લાગે. ખાવાનું મૂકયું તે જોઈ રહ્યા! થોડું લીધું—યંત્રવત્! ખાતી વખતે જાણે ધ્યાનમાં હોય એવા દેખાતા; ખુલ્લી આંખે ધ્યાન કરતા, સૂક્ષ્મનાં રૂપો અને દર્શનો જોતા.'

અહીં સાધના ઘણી સઘનપણે ચાલતી હતી. તેમાંની એક બાબત જાણવામાં આવી છે તે એ કે સૂક્ષ્મ ભૂમિકાનાં દૃશ્યો જોવાના અનુભવો અહીં ઘણા થયા. તેમાં કેટલીક દેવીઓ રોજ ધ્યાન સમયે દેખાતી અને ધ્યાન પૂરું થતાં જતી રહેતી જણાતી. પાછળથી જ્યારે શ્રી અરવિંદ પોંડિચેરી ગયા ત્યારે એમને એ દર્શન પરથી ઋગ્વેદના ચાર્થનું રહસ્ય પ્રાપ્ત થયું. એ દેવીઓ ઈલા, ભારતી, મહી, સરસ્વતી હતી એમ તેમને જણાયું.

આ ગુપ્તવાસ દરમિયાન શ્રી અરવિંદ કોઈને મળતા નહિ—મોતીલાલ અને એક બે જણા સિવાય—અને એમની પાસે એક જ માણસ જરૂર પૂરતું કામ—ખાવા કરવાનું લઈ આવવાનું—કરવાને રહેતો.

ફેબ્રુઆરી મહિનામાં શ્રી અરવિંદ ચંદ્રનગર ગયા ત્યારે ઘણા નનામા કાગળો અને સહીવાળા પણ એમને માટે લખાયા હતા. તેમાંના એકમાં એમને પ્રગટ થવાને માટે પડકાર હતો. તે એમને ચંદ્રનગર પહોંચાડયો ત્યારે એમણે જવાબ મોકલ્યો કે હું કાંઈ ડરીને ચાલી ગયો નથી પણ સાધના કરવા માટે ગયો છું. મારી સામે સરકારનું વૉરન્ટ નથી. જો વૉરન્ટ હશે તો આવીશ. પછીથી સાંભળ્યું કે સરકારે વૉરન્ટ કાઢ્યું હતું. પણ એ તો સરકારે કોઈ માણસ મારફત કાગળ લખાવ્યો હતો એમ સિદ્ધ થઈ ગયું! પણ ખરેખર, એવું વૉરન્ટ કોઈ ગુનહા માટે હતું જ નહિ.

'સરકાર કદાચ મારા પર કેસ માંડે એવી સ્થિતિમાં (કે એવા સમાચાર જાણીને) હું ચંદ્રનગર જતો રહ્યો અને ત્યાંના કેટલાક મિત્રો મને ફ્રાંસ મોકલવાનું વિચારી રહ્યા હતા. હું પણ શું કરવું એ વિષે વિચાર કરતો હતો. ત્યારે મને પોંડિચેરી જવાનો આદેશ મળ્યો.' ૧૮.૧૨.૧૯૩૮

કેટલાક લોકો એમ ધારતા હતા, અને આજે પણ કદાચ કેટલાક ધારતા હશે, કે શ્રી અરવિંદે રાજકીય ક્ષેત્રનો ત્યાગ કર્યો તેના કારણમાં કાં તો એમને એમ લાગી ગયું કે પોતે એ ક્ષેત્રમાં કાંઈ કરી શકે તેમ નથી, અથવા તો એમને ડર લાગ્યો હોવો જોઈએ

આ વિષે એમણે પોતે ખુલાસો કર્યો તે આ પ્રમાણે છે :—

'અહીં એ પણ કહેવું જરૂરી છે કે મેં રાજકીય કાર્ય છોડી દીધું કારણ કે એ ક્ષેત્રમાં હું કાંઈ કરી શકું તેમ નથી એવું મને લાગ્યું એ સાચું નથી; એ વિચાર પણ મારા મનમાં કદી આવ્યો નથી. હું અહીં ચાલી આવ્યો કારણ કે મારી યોગસાધનામાં કશો પણ અંતરાય થાય એવું હું ઇચ્છતો ન હતો, અને એ બાબતમાં મને અંતરમાંથી સ્પષ્ટ 'આદેશ' પણ મળ્યો હતો એ બીજું કારણ હતું. રાજકીય કાર્ય સાથેનો બધો સંબંધ મેં કાપી નાખ્યો છે પણ તેમ કરતાં પહેલાં મારા અંતરમાં ઉદ્ભવેલા જ્ઞાનથી મને ખબર પડી હતી કે જે કાર્યનો મેં આરંભ કર્યો હતો તે બીજા નેતાઓ દ્વારા આગળ ધપવાને નિર્માયેલું છે, અને તે પણ જે માર્ગ મને સૂઝ્યો હતો તે માર્ગે. જે ચળવળનો મેં

આરભ કર્યો હતો તેનો આખરી વિજય—હું તેમા અંગત રીતે કે હાજરીથી ભાગ નહિ લઉં તો પણ—નક્કી છે એમ મને જ્ઞાન થયું હતું એ નિર્ણયમાં નિરાશાનો કે નિર્ગથકતાનો જરા પણ અશ ન હતો' ઑક્ટોબર ૧૯૩૨

કેટલાક લોકોની એવી માન્યતા હતી કે સરકાર તરફથી શ્રી અરવિંદને હિંદમાં દાખલ થવાની મનાઈ હતી એ વાત સાચી નથી તે એપ્રિલ ૧૯૨૦ મા એમણે બાપ્ટીસ્ટાને લખેલા પત્રથી સ્પષ્ટ થાય છે એક વાર્તાલાપમા પણ એ વિષે એમણે કહેલુ 'હિંદમા પ્રવેશ કરવાની મને કદી મનાઈ કરવામાં આવી જ ન હતી ઊલટુ લૉર્ડ કાર્માઇકલ માલસ મોકલીને મને હિંદમા પાછા ફરવા અને દાર્જિલિંગમાં કોઈ જગ્યાએ સ્થાયી થવા માટે અને એમની સાથે તત્ત્વજ્ઞાનની ચર્ચા કરવા માટે આમન્ત્રણ મોકલ્યુ હતુ મે એમની માગણી નકારી હતી'

માર્ચના અતમા મોતીલાલ રાયે સુકુમાર મિત્રને શ્રી અરવિંદ પોંડિચેરી જવાના છે એ ખબર મોકલ્યા

૧૯૧૦ એપ્રિલ પોંડિચેરી ગમન માર્ચ મહિના—૧૯૧૦ ના છેડામાં સુરેશ ચક્રવર્તી—મૉનીને એક ચિઠ્ઠી મળી તેમા પોંડિચેરી જઈને ઘર રાખવાની એક વ્યવસ્થા એણે કરવાની છે એવી સૂચના હતી મૉનીનો વિચાર ૨૮ મીએ નીકળવાનો હતો 'ઇન્ડિયા' નામે એક તામીલ અઠવાડિક પત્ર પોંડિચેરીથી પ્રગટ થતુ હતું એમાં શ્રીનિવાસાચારી, કૃષ્ણમાચારી ભાગિયા હતા કવિ સુબ્રહ્મણ્ય ભારતી પણ એમા કામ કરતા એ પત્ર ક્રાંતિકારી વિચારોવાળુ હતુ મૉનીને શ્રીનિવાસાચારી પર એક પરિચયપત્ર પણ આપવામાં આવ્યો હતો હાઉડા સ્ટેશન પર લાંબો વખત સુધી પ્લૅટફૉર્મ પર ફેરા ફર્યા પછી મૉની ગાડીમાં બેઠો, સૌરીન બોઝ—શ્રી અરવિંદનાં પત્નીના કાકાનો છોકરો—અને સુકુમાર મિત્ર—એમના માસાનો છોકરો—એ બેએ એક સેકન્ડ કલાસની ટિકિટ અને રૂ ૩૦) રોકડા મૉનીને આપ્યા મૉની તા ૩૧ મીએ (માર્ચ) પોંડિચેરી પહોચી ગયો

# પોંડિચેરી ગમન

પ્રશ્ન તમારી સાધના કરવાના સ્થાન તરીકે તમે પોંડિચેરી કેમ પસંદ કર્યું?

ઉત્તર કારણ કે, મારે અહીં આવવું એવો એક આદેશ દ્વારા મને કહેવામાં આવ્યું હતું ૧૦-૧૨ ૧૯૩૮

શ્રી અરવિંદ ચન્દ્રનગરથી પોંડિચેરી ગયા એ ઘટનામાં ભાગ લેનાર જે ત્રણ વ્યક્તિઓ જીવંત છે તેમણે સમંત થઈને એક સપ્રમાણ લેખ નગેન્દ્ર કુમાર ગુહરાયને નામે પ્રગટ કર્યો છે એ લેખને સુકુમાર મિત્તિરે પણ અનુમતિ આપી છે એટલે એ ઘટના જે પ્રમાણે બની તે આ રીતની હતી

માર્ચની આખરમા શ્રી અરવિંદને પોંડિચેરી જવાનો આદેશ થયો તે પ્રમાણે તેમણે મોતીલાલ રાયને વ્યવસ્થા કરવા કહ્યુ મોતીલાલ રાયે એક કાગળ અમર ચેટરજીને ઉત્તરપાડા મોકલ્યો જેમા જણાવ્યું હતું કે તા ૩૧ મી માર્ચે શ્રી અરવિંદ ચદ્રનગરથી હોડીમા ઊપડીને આગરપાડા પાસેના ડુમુરતલ્લા ઘાટ પર આવશે તમારે એમને ત્યાથી બીજી એક નાવડીમાં, બેસાડીને 'દુપ્લેક્સ' સ્ટીમરમા બેસાડવાના છે સુકુમાર મિત્તિર બીજી બધી વ્યવસ્થા કરશે અને ઘાટ ઉપર પણ હાજર રહેશે

મોતીબાબુએ બીજો કાગળ સુકુમાર મિત્તિરને મોકલાવ્યો તેમાં જણાવ્યુ કે શ્રી અરવિંદ પોંડિચેરી જવા માગે છે એમની મુસાફરીની વ્યવસ્થા કરવાની જવાબદારી એમણે તમારા પર મૂકી છે અહીંથી હોડીમાં એમને આગરપાડા સુધી મૂકી જવાની વ્યવસ્થા થઈ છે ત્યાથી તેઓ બીજી હોડીમા બેસીને

કલકત્તા આવશે. તમે ઘાટ ઉપર એમની સાથે જનાર વ્યકિતને અને બીજી વસ્તુઓને તૈયાર રાખજો.

અહીં એક ઘણી જ અગત્યની વાત યાદ રાખવાની છે. તે વખતનું રાજકીય વાતાવરણ એટલુ તો તંગ હતું કે અત્યારે વાંચનારને તેનો ખ્યાલ પણ આવવો મુશ્કેલ છે. સુકુમાર મિત્તિર, એટલે કૃષ્ણકુમાર મિત્તિરના પુત્ર, શ્રી અરવિંદના મશિયાઈ ભાઈ—'સંજીવની' પત્રના સંપાદક. જ્યારથી શ્રી અરવિંદ રાજકીય કાર્યમાં પડયા ત્યારથી કૉલેજ સ્ટ્રીટમાંના એમના ઘર પર હમેશાં છૂપી પોલિસનો પહેરો રહેતો. શ્રી અરવિંદ કયાં ગયા છે તે વિષે સરકારને કશી માહિતી મળી શકી ન હતી. એમની હિલચાલ વિષે ઘણી ગુપ્તતા જાળવવાની જરૂર હતી. આથી સુકુમારને કરવાનું કામ ઘણું અઘરું હતું.

એમણે કામ આ રીતે પાર પાડયું. જેવો મોતીલાલ રાયનો કાગળ મળ્યો એટલે સુકુમારે 'સજીવની' ઑફિસમાં નોઆખલીના એક રાષ્ટ્રીય કાર્યકર્તા શ્રી નગેન્દ્રકુમાર ગુહરાયને બોલાવીને બે ટ્રંકો તેમને સોંપી અને પોતે જ્યાં રહેતા અને જમતા હતા ત્યાં 'મેસ'માં લઈ જવા કહ્યું. નગેને મશ્કરીમાં પૂછયુ પણ ખરું કે, 'એમાં બૉમ્બ પિસ્તોલ તો નથી ને?' 'એમાં ગમે તે છે, તું બન્ને પેટીઓ તારી પાસે રાખ' એમ સુકુમારે નગેનને કહ્યું. બન્ને પેટીઓ નં ૪૪ ૧ કૉલેજ સ્ટ્રીટમાં લઈ જવામા આવી.

બીજે દિવસે સુકુમારે નગેનને બે માણસોનાં નામ લખી આપ્યાં અને કોલંબો જનાર સ્ટીમરમાં એ બે નામની કોલંબોની સેકન્ડ કલાસની ટિકિટો લઈ આવવાને કહ્યું. આ બેત પોલિસની આંખમાં ધૂળ નાંખવા માટે રચ્યો હતો. એ બે નામો 'સંજીવની'ના ગ્રાહકની નોંધમાંથી લીધાં હતાં એટલે મુસાફરી કરનાર કોઈ કલ્પિત વ્યકિત નહિ પણ સાચી વ્યકિતઓ છે તેની ખાતરી રહે અને ટિકિટ પોંડિચેરીને બદલે કોલંબોની કઢાવી જેથી તપાસ કરવાની ખબર કોલંબો બંદર જાય! નગેનને સુકુમારે એવી સૂચના પણ કરી કે બે જણા સાથે જ મુસાફરી કરી શકે એવી એક કૅબિન રિઝર્વ કરાવી લેવી.

જ્યારે ટિકિટો આવી ગઈ અને બાકીના પૈસા સાથે તે સુકુમારને આપી ત્યારે પૈસા લઈને ટિકિટો નગેન ગુહરાયને પોતાની પાસે રાખવાનું કહ્યું.

એ પ્રમાણે ટિકિટ લીધા પછી એક બે દિવસે ૧ લી એપ્રિલે સુકુમારે નગેન ગુહરાયને બોલાવ્યા અને કહ્યું 'તમે ને સુરેન—સુરેન્દ્રકુમાર ચક્રવર્તી—બાગબજાર ઘાટ પરથી એક હોડી ભાડે કરીને ગંગાના સામે કાંઠે.... ચાંદપાલ ઘાટ પર જઈને બન્ને ટ્રંક સ્ટીમરની કૅબિનમાં આજે બપોરે મૂકી આવો. એ ઘાટ પર બે જણા એક હોડીમાં આવશે અને એ બન્ને તમારી હોડીમાં બેસી જશે. એમને તમારે કોલંબો સ્ટીમરમાં બેસાડવાના છે.'

નગેને પૂછ્યું 'એ માણસોને અમે ઓળખીશું કેવી રીતે?' સુકુમારે કહ્યું, 'એ બધું સુરેનને મેં કહી રાખ્યું છે.' નગેનના મનમાં ઓચિંતો પ્રકાશ પડ્યો અને એને ખાતરી થઈ કે શ્રી અરવિંદ મુસાફર છે એટલે એણે સુકુમારને પૂછ્યું—'તમારા અરોંદા—શ્રી અરવિંદ—તો નથી જતા ને?'

સુકુમારે જરા નવાઈ પામીને જરા હસીને કહ્યું, 'બરાબર ખબર પડી લાગે છે. કેવી રીતે જાણ્યું?'

નગેને કહ્યું, 'મનમાં કાંઈ એમ જ થયું!'

સુકુમારે કહ્યું, 'વાત સાચી છે. સાવધાન, બીજો કોઈ જાણે નહિ.'

ગોઠવણ પ્રમાણે તે દિવસે,—એપ્રિલની ૧ લી,—અમર ચેટરજી અને મન્મથ બિશ્વાસ બન્ને જણાએ હોડીની વ્યવસ્થા કરી અને ઉત્તરપાડા પાસેના આગરપાડાના ડુમુરતલ્લા ઘાટ પરથી શ્રી અરવિંદને હોડી બદલાવીને કલકત્તા લઈ આવ્યા. ત્યાંના ઘાટ પર ગોઠવણ પ્રમાણે બિજય નાગ કે સુકુમાર મિત્તિર કે બીજું કોઈ આવ્યું જણાયું નહિ. એટલે અમર બાબુએ એક ઘોડાગાડી ભાડે કરીને એમાં શ્રી અરવિંદને બેસાડીને સુકુમારને ઘેર જવા માટે ઊપડ્યા. ગાડી દૂર ઊભી રાખીને કૉલેજ સ્ટ્રીટમાં સુકુમારને ઘેર તપાસ કરવાને મન્મથ બિશ્વાસને મોકલ્યા. પણ ઘરમાં કોઈ હતું નહિ એટલે એમને મળવા માટે સુકુમાર ઘાટ ઉપર જ ગયા હશે એમ ધારીને અમર બાબુએ ગાડી પાછી વાળી.

થયું હતુ એમ કે સુકુમાર બાબુએ નગેન ગુહરાય અને સુરેન્દ્રને ગોઠવણ પ્રમાણે શ્રી અરવિંદને લેવાને અને 'ડુપ્લેક્સ'માં જઈ મૂકી આવવાને સામે મોકલ્યા હતા તેમને નદી પાર કરતાં વાર લાગી એટલે એ લોકો શ્રી અરવિંદ જે હોડીમા ચન્દ્રનગરથી આવ્યા તેને વખતસર પહોંચી શકયા નહિ સામે કોઈ આવ્યુ નહિ એટલે શ્રી અરવિંદની હોડી સામે કિનારે ચાંદપાલ ઘાટ પર જતી રહી 'ડુપ્લેક્સ' સ્ટીમર ત્યાંથી ઊપડવાની હતી

નગેન અને સુરેન્દ્ર બન્ને જણા શ્રી અરવિંદને મળી શકયા નહિ એટલે સુકુમાર પાસે જવાને પાછા ફર્યા અને મળીને બધી વાત કરી સુકુમારે કહ્યુ, 'તરત ચાંદપાલ ઘાટે જઈને કૅબિનમાંથી ટ્રંકો પાછી લઈ આવો' સુરેન્દ્ર અહીંથી પોતાને ઘેર ગયા આ વખતે સાંજના છ વાગ્યા હશે સ્ટીમર પર જઈને તપાસ કરતાં જણાયુ કે મુસાફરોના શરીરની પરીક્ષા કરીને ડૉક્ટર ઘેર ચાલ્યા ગયા છે નગેને કૅપ્ટનને મળીને ડૉક્ટરના ઘરનું સરનામુ લીધું ટ્રંકો પાછી ઉતારી અને ભાડાની ગાડીમાં મૂકી જે મજૂરે એ ટ્રંકો ઉપાડી હતી તેણે નગેનને કહ્યુ કે, 'હુ દાકતરનું ઘર જાણુ છુ, અને એના નોકરને પણ ઓળખુ છુ હુ બધુ બરાબર કરી આપીશ'

નગેનને મનમાં આશ્વાસન મળ્યુ કે દાકતરનું ઘર શોધવામા વખત ગાળવો નહિ પડે બક્ષિસની આશાએ મજૂરે નગેનને મદદ કરવાની તત્પરતા બતાવી હતી એ કહેવાની જરૂર નથી કેટલી બક્ષિસ લેશે એમ પૂછતાં એણે દસ રૂપિયા આગળીઓ એકઠી કરીને બતાવ્યા મજૂરને ઘાટ ઉપર જ બેસવાનું કહીને નગેન સુકુમારના ઘર તરફ ગાડી લઈને ગયો ત્યાં જઈને જોયુ તો સુકુમાર એની જ વાટ જોઈને ઊભા હતા નગેને ટ્રંકો પાછી લાવ્યાની ખબર આપી સુકુમારે તુર્ત પાછા જઈને ટ્રંક અને ટિકિટો ઘાટ ઉપર વાટ જોતા અમર, શ્રી અરવિંદ અને બિજય નાગને આપવાને સૂચના કરી અને દાકતર પરીક્ષા કરીને ઘેર ચાલ્યા ગયા છે એ ખબર પણ આપી અને બન્ને જણાને દાકતર પાસે લઈ જઈને સર્ટિફિકેટ લેવડાવી 'ડુપ્લેક્સ'માં બેસાડી આવવા તાકીદ કરી દાકતરની ફીના પૈસા સુકુમારે આપ્યા

નગેન ફરીને ટ્રંકો પોતાને રહેવાની જગ્યાએ હતી ત્યાંથી પાછી એક ઘોડાગાડીમાં મૂકી અને ચાંદપાલ ઘાટ પર ગયા. ત્યાં પહોંચતાં જોયું તો એક ગાડી રસ્તાની બાજુએ એમની વાટ જોતી ઊભી હતી. પેલો મજૂર ગાડી પાસે જ બેઠો હતો. નગેનની ગાડી આવતાં જ તે પાસે આવ્યો ને નગેનને કહ્યું કે 'તમારા બાબુ આવી ગયા છે. મેં તમારી વાત એમને કહી રાખી છે. રાત પડી ગઈ છે. બહુ વાર કરશો તો દાક્તર ઊંઘી જશે.'

એટલે નગેને પોતાની ગાડીને ભાડું આપીને વિદાય કરી. મજૂરે બન્ને ટ્રંકો શ્રી અરવિંદ જે ગાડીમાં બેઠા હતા તેના આગલા ભાગમાં ચડાવી દીધી. એ ગાડી એવી હતી કે એની બારીઓ પાલખીની પેઠે અંદર જઈને બંધ કરી શકાય. નગેન પણ ગાડીમાં ચડીને અમર ચેટરજીની પાસે બેઠા. શ્રી અરવિંદ અને બિજય નાગ સામે બેઠા હતા. મજૂર ગાડી હાંકનારની પાસે ઉપર ચડી ગયો.

'દાક્તરનું ઘર ચૌરંગી બાજુમાં આવેલા અંગ્રેજોના લત્તામાં હતું. ત્યાં પહોંચીને અમે ચાર જણા વરન્ડામાં વાટ જોતા હતા. મજૂરે જ દાક્તરના નોકરને બોલાવીને મળવાની ગોઠવણ કરી!' દાક્તર શ્રી અરવિંદ અને બિજય નાગને તપાસવા બોલાવે તે પહેલાં નગેન ગુહરાયે ટિકિટો અને નામ અને સરનામાં પણ કહી બતાવ્યાં. દાક્તરને આપવાની ફીના પૈસા પણ શ્રી અરવિંદના હાથમાં આપ્યા. રૂ. ૩૨ લાગ્યા હતા.

સુકુમારે નગેનને કહી રાખેલું કે શ્રી અરવિંદ મેલેરિયાના રોગી છે અને હવા ખાવા માટે જાય છે એ પ્રમાણે કૅપ્ટન વગેરેને કહેવું. દાક્તરને શ્રી અરવિંદ પાસેથી એ પ્રમાણે જ માહિતી મળી હશે દાક્તરે શ્રી અરવિંદ અને બિજય નાગને તપાસવા બોલાવ્યા તે પહેલાં એમને લગભગ અડધો કલાક વાટ જોવી પડી હતી

મજૂરે નગેન ગુહરાય પાસે આવીને કાનમાં પૂછ્યું—'તમારા મોટા બાબુ—શ્રી અરવિંદ—ને બીક લાગે છે કે શું? કોઈ દિવસ સાહેબ લોક

પાસે જવાનો મોકો નહિ મળ્યો હોય ! તમે એમને કહો ને કે આ સાહેબ સારો માણસ છે, કોઈ જાતનો ડર નથી !'

મજૂરે અમને ત્રણ જણાને ધીમી વાતો કરતાં જોયા હતા પણ શ્રી અરવિંદ કાંઈ જ બોલતા ન હતા એટલે એને ઉપર પ્રમાણે લાગ્યુ હશે

નગેન ગુહરાયે એ મજૂરને કહ્યુ, 'નહિ, એવો ડર એમને છે નહિ, મેલેરિયાનો તાવ આવ્યો હતો તેથી શરીર ખરાબ થઈ ગયું છે એટલે તને એવું દેખાય છે'

પણ મજૂરને એ સમજૂતીથી અકકલ આવી નહિ એકદમ શ્રી અરવિંદ પાસે જઈને ખડો થઈ ગયો અને ધીમે ધીમે બોલ્યો—'બાબુ, ડર શા માટે લાગે છે? સાહેબ ઘણો સારો માણસ છે તમારે જરા ય ડરવાનું કારણ નથી' એમ કહીને બે હાથ વડે એણે શ્રી અરવિંદના બાહુને ઝાલીને જરા હલાવ્યા ! અમે ત્રણ જણા એકબીજાની સામે જોઈને મૂગું હાસ્ય કરી રહ્યા હતા શ્રી અરવિંદે પણ મૃદુ હાસ્ય કર્યું

થોડી જ વારમાં સાહેબનો નોકર આવીને બન્ને જણાને અંદર બોલાવી ગયો દસ પંદર મિનિટ પછી એ લોકો સર્ટિફિકેટ લઈને બહાર આવ્યા થોડી જ વારમાં સાહેબને ખબર પડી ગઈ કે શ્રી અરવિંદનું અંગ્રેજી ઇંગ્લાડનુ શુદ્ધ અંગ્રેજી હતું અને એમણે કેળવણી યુરોપમાં લીધી હતી

ત્યાંથી બધા ગાડીમાં બેઠા અને બધાનો જીવ પણ જરા નીચે બેઠો ! ગાડી ચાંદપાલ ઘાટ પર આવી શ્રી અરવિંદના ચહેરા ઉપર ચિંતા કે ઉદ્વેગની કોઈ નિશાની ન હતી 'આ વિષે અમારી ત્રણ જણની વચ્ચે વાતચીત પણ થઈ હતી' આ બધી વ્યવસ્થા ધાર્યા પ્રમાણે ન થઈ એટલે નગેન ગુહરાય, અમર ચેટરજી, નગેન વગેરે અસ્થિર અને ચિંતાતુર થઈ ગયા હતા પણ જેને માટે એમને આટલી બધી ચિંતા હતી તે—શ્રી અરવિંદ—! 'એક અટલ, અચલ, સ્થિર—જાણે કે એક પ્રાણહીન મૂર્તિ ન હોય એમ નિશ્ચિત ભાવે બેઠા હતા જાણે ધ્યાનમા મગ્ન !' નગેન ગુહરાય લખે છે, 'શ્રી અરવિંદ ચિંતા,

ઉદ્વેગ અને ભયની લાગણીથી મુકત હતા, સંપૂર્ણ નિર્ભીક પુરુષ હતા તેનો પ્રત્યક્ષ પરિચય અહીં થયો—સાંભળ્યું તો હતું.'

ચાંદઘાટે ગાડી પહોંચી ત્યારે લગભગ અગિયાર વાગ્યા હતા. મજૂરને માથે સામાન ચડાવી ચારે જણા રિઝર્વ કરાવેલી કૅબિન ઉપર ગયા. મજૂર સામાન મૂકીને બહાર ગયો. બિજય શ્રી અરવિંદ માટે બિછાનું કરવા લાગ્યો. અમર ચેટરજી અને નગેન ગુહરાય બન્ને શ્રી અરવિંદ સામે હાથ જોડીને ઊભા રહ્યા. અમરે પાકીટમાંથી ઉત્તરપાડાના જમીનદાર રાજેન્દ્ર મુકરજીએ આપેલા રૂપિયા કાઢીને શ્રી અરવિંદના હાથમાં આપ્યા. પછી નગેન અને અમરે હાથ જોડીને નમસ્કાર કરીને રજા લીધી. નગેને શ્રી અરવિંદને પગે પડીને પ્રણામ કર્યા, અને કિનારે ઊતરી ગયા.

આ ઘટના વિષે તે વખતે જાણનાર આટલાં માણસો હતાં : ૧ મોતીલાલ રાય, ૨ સુરેશ ચક્રવર્તી મૉની, પોંડિચેરીમાં આગળથી ઘર રાખવા માટે ગયેલા, ૩ અમર ચેટરજી, ૪ મન્મથનાથ બિશ્વાસ, ૫ સુરેન્દ્રકુમાર ચક્રવર્તી, ૬ વિજયકુમાર નાગ, (શ્રી અરવિંદ સાથે 'દુપ્લેક્સ'માં હતા.) ૭ સુકુમાર મિત્તિર, શ્રી અરવિંદના મશિયાઈ ભાઈ, ૮ નગેન્દ્રકુમાર ગુહરાય, અને ૯ રાજેન્દ્રનાથ મુકરજી (ઉત્તરપાડાના જાગીરદાર).

એપ્રિલની ૧ લીએ શ્રી અરવિંદ 'દુપ્લેક્સ' સ્ટીમરમાં પોંડિચેરી જવા માટે ઊપડયા સાથે હતા બિજયકુમાર નાગ, ખુલનાવાસી.

૧૯૧૦—૧૯૧૪ : મૂંગી સાધના.

૧૯૧૪—૧૯૨૦ : 'આર્ય' માસિકનું સંપાદન તથા સાધના.

૧૯૨૦—૧૯૨૬ : શ્રી માતાજી સાથે સાધના અને આશ્રમનું બીજ.

૧૯૨૬—૧૯૩૮ : સાધના,—સંઘ સાધના. પગનું હાડકું અકસ્માતથી ભાંગ્યું.

૧૯૩૮—૧૯૫૦ : સંઘ-સાધનામાં પ્રગતિ, આશ્રમ સંગઠન—સાધના-ચક્રોની પોંડિચેરી બહાર સ્થાપના. સાહિત્ય સર્જન, અને બૌદ્ધિક પ્રકાશનો.

# પોંડિચેરી

## ૧૯૧૦

૩૧ મી માર્ચ — સુરેશ ચક્રવર્તી — મૉની પોંડિચેરી પહોંચી ગયા, શ્રીનિવાસાચારીને મળ્યા અને શ્રી અરવિંદના આવવાના સમાચાર આપ્યા કવિ સુબ્રહ્મણ્ય ભારતી, શ્રી નિવાસાચારી વગેરેએ મૉનીને છૂપી પોલિસના માણસ તરીકે ગણ્યા પણ એને કાંઈ જણાવ્યુ નહિ, કારણ કે શ્રી અરવિંદ છેક બંગાળથી પોંડિચેરી આવે એ એમના માન્યામા ન આવ્યુ એટલે મૉનીએ ચાર પાચ દિવસ ઘર રાખવાનો આગ્રહ કર્યો તેનો પણ તે લોકોએ અમલ કર્યો નહિ ! મનમાં એમ પણ ખરુ કે શ્રી અરવિંદ તે દિવસે ન આવે તો મૉનીને મારી મારીને ખોખરો કરવો ! છે તે દિવસે એટલે કે ૪થી તારીખે મૉનીએ જણાવ્યુ કે શ્રી અરવિંદ આવશે અને તમે તો ઘરની કાંઈ ગોઠવણ કરી નથી તે ક્યા ઉતરશે ? ત્યારે એમણે જણાવ્યું કે આવશે ત્યારે વ્યવસ્થા થઈ રહેશે શ્રીનિવાસાચારી વગેરેનો વિચાર શ્રી અરવિંદ જો આવે તો તેમનુ જાહેર સ્વાગત કરવાનો હતો પરતુ મૉનીએ એમને સમજાવ્યાથી એ વિચાર પડતો મૂકયો ચાર વાગે સ્ટીમર આવી મૉની, શ્રીનિવાસાચારી, ભારતી વગેરે શ્રી અરવિંદને લેવાને બંદર પર ગયા હતા શ્રી અરવિંદ અને બિજય બે ટ્રકો સાથે ઊતર્યા ત્યા એમને ચહાપાણી આપીને કોમટી ચેટ્ટી સ્ટ્રીટમા શંકર ચેટ્ટીને ઘેર લઈ ગયા ત્યાં શ્રી અરવિંદ ઑક્ટોબર ૧૯૧૦ સુધી રહ્યા સ્વામી વિવેકાનંદ જ્યારે દક્ષિણ હિંદની મુસાફરી દરમિયાન પોંડિચેરી આવ્યા હતા ત્યારે તેઓ પણ શંકર ચેટ્ટીના અતિથિ તરીકે આ જ ઘરમાં રહ્યા હતા.

શ્રી અરવિંદના પોંડિચેરી પહોંચ્યાની અને સુરક્ષિત હોવાની ખબર જાણવા માટે શ્રી અરવિંદનાં માના મામી અને ખાસ કરીને તેમનાં દાદી (રાજનારાયણ બોઝનાં પત્ની) ખૂબ ચિંતાતુર હતાં શ્રી અરવિંદના ગયા પછી એક અઠવાડિયામાં એક માણસે આવીને કૃષ્ણકુમાર મિત્રને મળવાની માગણી કરી એ માણસે ખબર આપી કે સર ચાર્લ્સ ક્લીવલૅન્ડ, ડિરેક્ટર જનરલ ઑફ ક્રિમિનલ ઇન્વેસ્ટિગેશન ગ્રેટ ઇસ્ટર્ન હોટેલમાં ઊતર્યા છે અને એમના ઉપર કોડ ભાષામાં ખબર આવી છે કે શ્રી અરવિંદ પોંડિચેરી ગયા છે કૃષ્ણકુમાર શ્રી અરવિંદના ગાયબ થવાથી ચિંતાતુર રહેતા હશે એમ માનીને એ ભદ્ર લોક એમના પોંડિચેરી પહોંચ્યાની ખબર આપવા માટે જ આવ્યા હતા અને છતા કૃષ્ણકુમારના પુત્ર—શ્રી અરવિંદના મસિયાઈ ભાઈ સુકુમારે પોતાના પિતાને સુદ્ધા ખબર આપી ન હતી કે શ્રી અરવિંદને પોંડિચેરી જવામાં પોતે મદદ કરી છે

મેમા સુદર્શન નામના એક માણસને મોતીબાબુએ શ્રી અરવિંદની ખબર કાઢવા પોંડિચેરી મોકલ્યો હતો

આ વર્ષે ફ્રેન્ચ ઇન્ડિયા તરફથી થનાર ચૂંટણી માટે મૉ પૉલ રિશાર પોંડિચેરી આવ્યા એમનો આવવાનો હેતુ હિંદ તરફથી ચૂંટાઈને ફ્રૅન્ચની ચેમ્બર ઑફ ડેપ્યુટીમા જવાનો હતો ચૂંટણીમા તો તેઓ સાવ નિષ્ફળ ગયા

પણ સાથે સાથે શ્રી માતાજીએ,—માદામ મીરા રિશારે,—એમને કેટલાક પ્રશ્નો લખીને આપ્યા હતા તે કોઈ યોગીને પૂછીને ઉકેલવાના હતા મૉ રિશારને શ્રી અરવિંદ યોગ કરતા હતા તે ખબર પોંડિચેરીના કેટલાક ગૃહસ્થો તરફથી મળી . એમાં ઝીર નાયડુ સરકારમાં સારી પેઠે જાણીતા હતા તેઓએ મૉ રિશાર અને શ્રી અરવિંદનો મેળાપ શકર ચેટ્ટીના ઘરમા કરાવ્યો બે દિવસ સુધી કલાકો સુધી મૉ રિશાર શ્રી અરવિંદને મળેલા વર્ષો પછી ૧૯૨૦ માં જ્યારે મૉ રિશાર મને મળ્યા ત્યારે મે એમને પૂછેલુ કે તમને શ્રી અરવિંદની પહેલી છાપ કેવી પડી ? તેના ઉત્તરમા એમણે જણાવ્યુ કે હુ એમને મળ્યો અને તુર્ત જ મને પ્રતીતિ થઈ કે તેઓ મારા મોટાભાઈ છે, અગાધ જ્ઞાન

શક્તિવાળા છે. તે વખતે (૧૯૧૮ માં) મૉ. રિશારે 'The Dawn over Asia' નામે એક પુસ્તક લખેલું જેમાં શ્રી અરવિંદનો એશિયાના ભાવિ નેતા તરીકે ઉલ્લેખ કરેલો છે.

શ્રી માતાજીના પ્રશ્નોમાંનો એક 'કમળ'ને લગતો હતો, એટલે કે 'કમલ'નું દર્શન શું સૂચવે છે. કમલ એ ચેતનાના ઉદ્‌ઘાટનનું પ્રતીક છે એવો ઉત્તર શ્રી અરવિંદે આપ્યો હતો અને તે માનવના ચિત્તના કોઈ પણ સૂક્ષ્મ સ્તર ઉપર જોવામાં આવે છે એમ પણ જણાવ્યું.

પૉંડિચેરી આવ્યા પછી શ્રી અરવિંદ કોઈને ખાસ કારણ વગર મળતા નહિ. એમણે બિજોય અને મૉનીને સૂચના આપી દીધી હતી કે પોતે કોઈને મળવા માગતા નથી, સિવાય કોઈ ખાસ કારણ. એટલે એ ગામમાં હતા તો પણ જાણે નિર્જનમાં હોય એવું જ હતું! શંકર ચેટ્ટીના ઘરના મેડા ઉપરની એક ઓરડીમાં રહેતા અને દિવસના એક જ વાર નહાવા માટે નીચે ઊતરતા.

અહીં શ્રી અરવિંદે ૨૩ દિવસનો નકોરડો ઉપવાસ કર્યો હતો. એ બાબતની એમણે કોઈને ખબર કરી ન હતી—ફક્ત મૉની અને બિજય જાણતા હતા. આખો સમય રોજનું નિયમિત ચાલવાનું—ઘરમાં પાયચારી —ચાલુ હતું. પાણી પીતા હતા. અને ૨૩ દિવસ પછી જ્યારે ખાવાનું શરૂ કર્યું ત્યારે પહેલાં લેતા હતા એટલા જ ખોરાકથી શરૂઆત કરી, ધીમે ધીમે નહિ. ઉપવાસથી શારીરિક શક્તિ તથા પ્રાણશક્તિ કે માનસિક કાર્યમાં કશો વાંધો આવ્યો ન હતો. એટલે કે પોતે લખવાનું, વિચારવાનું, ધ્યાન વગેરેનું કાર્ય કરતા રહ્યા હતા. ફક્ત સ્થૂલતમ તત્ત્વ એટલે કે માંસ—વજન—ઓછું થયું હતું. એમનો નિર્ણય એ થયો હતો કે અત્યારની સ્થૂલ તત્ત્વની અવસ્થામાં આહાર વિના માનવ શારીરિક જીવન ટકાવી શકે તેમ નથી.

પ્રશ્ન: આહાર વગર ચલાવી શકાય ખરું?

ઉત્તર: "હા, ચલાવી લઈ શકાય.

જ્યારે મેં ૨૩ દિવસના અપવાસ કર્યા ત્યારે હું (શંકર) ચેટ્ટીના ઘરમાં રહેતો હતો. તે વખતે મેં એ પ્રશ્ન લગભગ ઉકેલ્યો હતો. નિત્યનિયમ

પ્રમાણે હુ આઠ કલાક ચાલી શકતો અને ૨૩ દિવસને અંતે મને જરા પણ નબળાઈ લાગી ન હતી ફક્ત, શરીરનુ માંસ ઘટવા માંડ્યુ હતુ અને એ છેક સ્થૂલ તત્ત્વને કેવી રીતે (ખોરાક વગર) મેળવી લેવુ એની ચાવી મારા હાથમા આવી નહિ

વળી, જ્યારે મે ઉપવાસ છોડ્યા ત્યારે પણ લાંબા ઉપવાસ કરનારા લોકો જે નિયમો સામાન્ય રીતે પાળે છે તે મે પાળ્યા ન હતા એટલે કે થોડા આહારથી શરૂઆત કરવી વગેરે અપવાસ પહેલા જેટલો આહાર લેતો હતો તેનાથી જ મે (ઉપવાસ છોડ્યા ત્યાર) આરંભ કર્યો

જેલમા મે એક વાર ઉપવાસ કર્યા હતા પણ તે દસ દિવસ માટે હતા. તે વખતે મારુ દસ રતલ વજન ઘટ્યુ હતુ પણ દસ દિવસને અંતે હુ પહેલા હતો તેના કરતા વધારે બળવાન છુ એમ મને લાગ્યુ હતુ ઉપવાસ કરતા પહેલાં હુ જે વજન ઉંચકી શકતો નહિ તે હુ ઉપવાસ પછી ઊંચકી શકતો હતો" ૧૫ ૬ ૧૯૨૯

'મે બે વાર ઉપવાસ કર્યા છે એક વાર અલીપુર જેલમા દસ દિવસ માટે અને બીજી વાર પોંડિચેરીમા ૨૩ દિવસ માટે અલીપુરમાં મારી સાધના જોસભેર ચાલતી હતી, તે વખતે હુ આહાર લેતો નહિ અને કોટડીની ડોલમા તે નાખી દેતો અલબત્ત, જેલના સુપરિન્ટેન્ડન્ટને એની ખબર ન હતી ફક્ત બે વૉર્ડરો જાણતા હતા અને એ લોકોએ બીજા માણસોને ખબર આપી તે કહેતા મહાશય, માંદા લાગે છે, બહુ જીવશે નહિ' તે વખતે મારુ શારીરિક વજન (ઉપવાસને લઈને) ઘટતુ હતુ તોપણ હુ પાણીની ડોલને માથા સુધી ઊંચકી શકતો હતો સામાન્ય રીતે હુ એ પ્રમાણે કરી શકતો નહિ

પોંડિચેરીમા ઉપવાસ કર્યા ત્યારે મારી માનસિક અને પ્રાણની શક્તિઓ પૂરેપૂરી સમર્થ રહી હતી હુ રોજના આઠ કલાક ચાલતો પણ હતો અને મને જરા પણ થાક લાગતો નહિ અને જ્યારે મે ઉપવાસ છોડ્યા ત્યારે પણ

મેં ખાવાની શરૂઆત ધીમે ધીમે નહિ પણ રોજ જે સામાન્ય ખોરાક લેતો તેટલો લઈને કરી હતી.'

પ્રશ્ન : એ પ્રમાણે કેવી રીતે બની શકે?

ઉત્તર : 'સ્થૂલ પદાર્થના ઉપર આધાર રાખવાને બદલે માણસ પ્રાણમય ભૂમિકામાંથી પ્રાણશક્તિ પોતાનામાં આકર્ષી શકે છે.' ૧.૧.૧૯૩૯

ત્રિચિનાપલ્લીની પાસે કોરીયારમ્‌ના જમીનદાર કે. વી. રંગસ્વામી આયંગર શ્રી અરવિંદને પહેલવહેલા શંકર ચેટ્ટીના ઘરમાં મળ્યા હતા. દક્ષિણ હિંદના જમીનદાર વર્ગ તરફથી તેઓ દિલ્હીની ધારાસભામાં સભ્ય તરીકે બ્રિટિશ સરકાર હતી ત્યારે ચૂંટાયા હતા. (૧૯૨૬ સુધી તો હતા.)

શ્રી અરવિંદને શોધતા તેઓ આવ્યા હતા. તેનું કારણ આ પ્રમાણે છે : એમના કુટુંબના ગુરુ જેવા 'નાગઈ જપ્તા' નામે એક યોગી હતા. તેમણે પોતાનો અંતકાળ નજીક જણાવી શિષ્યો અને ભક્તોને મળવા માટે બોલાવ્યા હતા. કે. વી. રંગસ્વામીએ પોતે કોની પાસેથી આધ્યાત્મિક પ્રગતિ માટે સહાય લેવી એવો સવાલ એમને કર્યો. એના ઉત્તરમાં થોડો વખત મૌન રહીને તેમણે જણાવ્યું કે એક મહા યોગી ઉત્તર દિશામાંથી આવશે. તેની મદદ લેવી. પણ એમ તો ઉત્તરમાંથી ઘણા યોગીઓ દક્ષિણમાં આવે છે એટલે આ યોગીને કેવી રીતે ઓળખવા એવો પ્રશ્ન પૂછ્યો. તેના જવાબમાં થોડી વાર રહીને એમણે જણાવ્યું કે ઉત્તરમાંથી તે આવશે એ ખરું—પણ દક્ષિણમાં આશ્રયસ્થાન માટે કોઈ મુશ્કેલીને લીધે આવશે. અને આવતાં પહેલાં એ ત્રણ બાબતોની જાહેરાત કરશે.

જ્યારે શ્રી અરવિંદ સાધના માટે ચંદ્રનગરથી પોંડિચેરી આવ્યા છે એમ કે. વી. રંગસ્વામીએ જાણ્યું ત્યારે આશ્રય માટે રાજકીય કાર્યમાંથી વિરત થઈને તેઓ આવે છે એ નિશાન મળ્યું એટલું જ નહિ પ ંતુ જ્યારે અલીપુર કેસ ચાલતો હતો ત્યારે કચેરીમાં રજૂ થયેલા મૃણાલિનીને લખેલા ત્રણ પત્રોમાંના એકમાં શ્રી અરવિંદે 'મારામાં ત્રણ પ્રકારનું પાગલપણું—ઘેલછા—છે'

એમ જણાવ્યુ હતું તે પત્ર જાહેર થયો હતો અને છાપાઓમાં પણ પ્રગટ થયો હતો એટલે કે વી રગસ્વામીને શ્રી અરવિંદ એ જ નાગઈ જપ્તાએ કહેલા યોગી છે એવી પ્રતીતિ થઈ

'દક્ષિણ ભારતમા એક પ્રખ્યાત યોગી (નાગઈ જપ્તા) હતા તેમણે મહા સમાધિ લેતા પહેલા પોતાના શિષ્યને કહ્યું કે ઉત્તરમાંથી એક પૂર્ણયોગી દક્ષિણમાં આવશે અને આવતા પહેલા એ ત્રણ વસ્તુઓ જાહેર કરશે તે ઉપરથી તેને ઓળખી શકાશે એ ત્રણ વસ્તુઓ તે મારી પત્નીના પત્રમા મે જે ત્રણ મુદ્દાઓ લખ્યા હતા તે એ યાગીના જમીનદાર શિષ્યે (કે વી રગસ્વામી આયગાર) મને શોધી કાઢયો અને 'યોગિક સાધન' એ પુસ્તક પ્રગટ કરવાનો ખર્ચ આપ્યો'

મુલાકાત દરમિયાન વાતચીત શી થઈ તેની ખબર નથી, પણ કે વી એ શ્રી અરવિંદને આર્થિક મદદ કરી હતી એટલી ખબર છે તે જમાનામા અંગ્રેજ સરકાર સામે ક્રાંતિ જગાવવાનો પ્રયત્ન કરનાર રાજકીય નેતાને મદદ કરવી એ પણ ભારે હિંમતનુ કામ હતુ કે વી એ આપેલી મદદની કોઈને ખબર પડવા દીધી ન હતી તેથી જ એમણે રૂ ૨૦૦૦) આપ્યા એવી માન્યતા પણ એક અટકળ છે પણ એમણે મદદ આપેલી એ ચોક્કસ છે અને બીજી એક બે વાર પોંડિચેરી શ્રી અરવિંદની મુલાકાતે આવ્યા પણ હતા એમણે જ 'યૌગિક સાધન' નામનું પુસ્તક પોતાને ખર્ચે વાહીવિલાસ પ્રેસમાં છપાવ્યું હતું

કે વી રગસ્વામીની સાથે વી રામસ્વામી આયગાર, પાછળથી તામિલ સાહિત્યમા સુવિખ્યાત થયેલા 'વા રા' પણ આવ્યા હતા એમના વિષે જાણવા જેવી બાબત એ છે કે શ્રી અરવિંદે સ્થૂલ રૂપે એમનો મેળાપ થયો તે પહેલા એમને સૂક્ષ્મમા જોયા હતા અને તે પણ કેવા? (દિલીપકુમારને એક પત્રમાં સૂક્ષ્મ દર્શનોની વાસ્તવિકતા વિષે ખાતરી આપતા શ્રી અરવિંદ લખે છે )

'એવા દૃશ્યો મેં પણ સૂક્ષ્મમાં જોયા છે હું તેમને યાદ રાખવાની કે વાસ્તવિક નીવડે છે કે નહિ તે તપાસી જોવાની દરકાર ઘણું ખરું કરતો નથી પણ એ અનુભૂતિઓમાની બે વિચિત્ર ગણાય એવી આરંભમા જ મને થઈ હતી તે મને યાદ રહી ગઈ છે એક વી રામસ્વામીને મારે મળવાનું થયું એને સૂક્ષ્મમા જોવાનો પ્રયત્ન કરતા મેં તે પ્રત્યક્ષ રૂપે જેવો હતો તેવો નહિ, પણ મારી સાથે એક વર્ષ ઘરમા રહીને જેવો થયો તેવો જોયો એક વર્ષ પછી તે બરાબર મેં જોયો હતો તેવો હૂબહૂ બન્યો,—દાઢી મૂછવેલ મુદ્રા, કાઈક ગ્રામ્ય, રજોગુણી પણ પહેલી વખત મળવા આવ્યો ત્યારે નરમ ચહેરાવાળો વૈષ્ણવ—આયંગાર હતો આ પ્રમાણે જે માણસને મેં કદી જોયો ન હતો તેના વિષેનું દર્શન મને થયું હતું—પણ તે ભાવિમા જેવો બનવાનો હતો તેનું હતું!' ૨૪ ૧૦ ૧૯૩૪

ઑક્ટોબર ૧૯૧૦મા શકર ચેટ્ટીનુ ઘર બદલીને રૂ સુંફ્રેમા, એટલે કે શહેરને દક્ષિણ છેડે, સુદર ચેટ્ટીના ઘરમા ભાડાથી રહેવા ગયા ૧૯૧૧ એપ્રિલ સુધી

ઑક્ટોબરમાં સૌરીન બોઝ—મૃણાલિનીના પિત્રાઈ ભાઈ પોંડિચેરી આવ્યા

નવેમ્બર ૧૯૧૦મા નલિનીકાંત ગુપ્ત પહેલવહેલા પોંડિચેરી આવીને શ્રી અરવિંદ સાથે જોડાયા આમ કુલ મૉની, બિજય, સૌરીન અને નલિની એમ ચાર જણા થયા

૧૯૧૦ થી ૧૯૧૨ સુધીનુ જીવન કઠણ હતું શકર ચેટ્ટીના ઘરમાં મૉની અને બિજય બેમાથી એક કે બન્ને શ્રી અરવિંદ માટે ચહાનો એક કપ બનાવી આપતા બપોરે ચેટ્ટીના ઘરમા થતાં ભાત, શાક, રસમ્ અને સાંબર એટલું ભોજનમાં મળતુ સાજે શ્રી અરવિંદ પાયસનો એક કપ લેતા ત્રણે જણા જમીન પર સૂતા,—શ્રી અરવિંદ માટે પાતળી પથારી અને બિજય મૉની માટે સાદડીઓ હતી છેવટના ભાગમાં મૉની અને બિજય ચેટ્ટીના કુટુંબની ધાર્મિક લાગણી ન દુખાય તેટલા માટે છાનામાના શ્રી અરવિંદ માટે ઈંડાં

લઈ આવીને કાંઈક બનાવી આપતા ચેટ્ટીના ઘરના રસમ્‌નાં શ્રી અરવિંદ મુક્ત કંઠે વખાણ કરતા હતા

જ્યારે રૂ સુંફ્રેંમાં રહેવા જવાનું થયું ત્યારે પણ વારાફરતી ચાર જણામાંના કોઈને રાંધવાનું આવતું અહીં ફેર એટલો થયો કે સવારે ચહા, દૂધ, બ્રાડ તથા રોટી એટલી વસ્તુઓ છૂટી અપાતી ૧૧॥ અને ૧૨॥ વચ્ચે બપોરનું ભોજન. તેમાં પાંચ જણ વચ્ચે ગેજનું ત્રણ ચાર માગ, અથવા તો એની 'કરી' તૈયાર કરવામા આવતી બપોરે ત્રણ ચાર વાગે શ્રી અરવિંદ એકલાને માટે ફક્ત ચહા એક કપ, અને રાત્રે માછલી, ભાત અને શાક અથવા કરી એ પ્રમાણેનો કાર્યક્રમ સ્વાશ્રયે જ પાર પાડવાનો રહેતો એક કૅન્વાસનો કૅમ્પ કૉટ અને એક ટેબલ અને બે ખુરશીઓ ફરનિચરમા હતા કૅમ્પ કૉટ શ્રી અરવિંદ માટે, ટેબલ પણ નોકર ૧૯૧૪ પછીથી, 'આર્ય' માસિક શરૂ થયું ત્યાર પછી શરૂ થયો

શંકર ચેટ્ટીના ઘરમા ગયા હતા તે દરમિયાન, ઘણુ ખરુ પહેલા ત્રણ મહિનામાં સ્વયંલેખનનો પ્રયોગ દરરોજ સાંજે કરવામા આવતો 'યૌગિક સાધન'નું એક એક પ્રકરણ રાજ કોઈ અશરીરી સત્ત્વ લખાવી જતુ જ્યારે પુસ્તક પૂરુ થઈ ગયુ—એટલે કે આઠ પ્રકરણો પૂરા થયા ત્યારે રાજા રામમોહન રાયનો આકાર સૂક્ષ્મ ભૂમિકામા અદૃશ્ય થઈ જતો દેખાયો હતો એ ઉપરથી એમ અનુમાન થઈ શકે કે એમના અશરીરી મનોમય સત્ત્વે કદાચ એ પ્રકરણો લખાવ્યા હશે એમાં 'સંપાદકની નોંધ' ઉમેરવામા આવી છે તે 'ઉત્તર યોગી'ની એટલે શ્રી અરવિંદની પોતાની છે પોતે લખેલુ નહિ હોવાથી શ્રી અરવિંદે ૧૯૨૭ પછી યૌગિક સાધનનુ પ્રકાશન પણ બધ કર્યું છે પહેલુ પ્રકાશન કે વી રંગસ્વામી આયંગરે વાણીવિલાસ પ્રેસમા પોતાને ખર્ચે કરાવી નકલો શ્રી અરવિંદને મોકલી આપી હતી

શ્રી અરવિંદ પોંડિચેરી ગયા છે એમ જાણ્યા પછી મનોરંજન ગુહ ઠાકુરતા અને શ્યામસુંદર ચક્રવર્તીએ શ્રી અરવિંદને રાજકીય માર્ગમા માર્ગ દર્શન કરવા માટે માગણી કરી હતી તેનો ઉત્તર એમણે પોંડિચેરીથી આપ્યો

હતો. એનો સાર—મર્મ એ હતો કે હિંદની સ્વતંત્રતા સર કરવાની જવાબદારી શ્રીકૃષ્ણે પોતાને હાથે લીધેલી છે. અને હવે આપણે ( તમારે બધાએ ) યોગમાં સ્થિર થઈને કર્મ કરવું જોઈએ. આ પત્ર શ્યામસુંદર બાબુને ઘેર વિદ્યાસાગર સ્ટ્રીટમાં વંચાયો હતો. (બલાઈ દેવશર્મા)

૧૯૧૧ :—

આ વર્ષના એપ્રિલ સુધી સુંદર ચેટ્ટીના ઘરમાં ૩ સુંકૂમાં ભાડેથી રહ્યા.

એપ્રિલ ૧૯૧૧ થી એપ્રિલ ૧૯૧૩ સેન્ટ લુઈ સ્ટ્રીટમાં રાઘવ ચેટ્ટીના ઘરમાં રહ્યા.

આ વર્ષ દરમિયાન મોતીલાલ રાય દોઢ માસ પોંડિચેરી રહ્યા. એમનું રહેવાનું ગામમાં બીજે ઠેકાણે હતું. અઠવાડિયે બે વખત શ્રી અરવિંદને મળે એવી વ્યવસ્થા હતી તે પ્રમાણે મળતા. એમની સાધના વિષે: શ્રી અરવિંદે મોતીબાબુને જપ કરવા માટે મંત્ર આપેલો, અને જેનો જપ તેઓ કરતા હતા તે ચાલુ રાખવો કે નહિ એ વિષે પૂછતાં શ્રી અરવિંદે જપ કરવાની ના કહી. મળવા આવતાં ગુપ્તતા જાળવવા માટે પાછલે બારણેથી ઘરમાં આવતા!

મોતીલાલ રાય પોતાના પુસ્તકમાં જે વિગતવાર વર્ણન આ મુલાકાતો વિષે આપે છે તેમાં એમની કલ્પનાના રંગો ઘણા ઉમેરાયા છે.. પરંતુ કેટલીક વિગતો જેવી કે આ વર્ષે ઘરમાં આર્થિક તંગી ખૂબ હતી તે સાચી છે.

૧૯૧૦-૧૯૧૪ સુધી શ્રી અરવિંદના રસોડામાં ખીચડી કે લૂચી—પૂરી —કદી રંધાઈ ન હતી! રસોઈ ચાર જણા વારાફરતી કરતા. બધા નહાઈ કરીને જમવાનું તૈયાર થાય એટલે રસોડામાં વાટ જોતા. શ્રી અરવિંદ છેલ્લા સ્નાન કરતા અને જમવા માટે રસોડામાં આવતા. એક મીણબત્તીનો દીવો અને એક ગ્યાસતેલનો નાનો દીવો એમ બે જ દીવા ઘરમાં થતા—એક શ્રી અરવિંદના ઓરડામાં અને બીજો રસોડામાં. રાત્રે જ્યારે જમવાનું તૈયાર થઈ જાય ત્યારે મીણબત્તીનો દીવો પણ રસોડામાં લઈ જવામાં આવતો!

મોતીલાલ રાય શ્રી અરવિંદના એક પત્રમાંથી અવતરણ આપે છે 'અત્યારની પરિસ્થિતિ એ છે કે અમારી પાસે ચાર આના રોકડા છે'—!!

આ વર્ષ દરમિયાન મૉની, નલિનીને શ્રી અરવિંદ લૅટિન, ગ્રીક અને ફ્રેન્ચ લેસન આપતા

સાધનામાં અમુક સ્થિર સ્થિતિ પ્રાપ્ત કરીને હિંદમાં પાછા ફરવાનો શ્રી અરવિંદનો વિચાર આ વર્ષ દરમિયાન હતો ૩૦ ૩ ૧૯૨૪ ની એક નોંધમા આ પ્રમાણે છે 'જ્યારે શ્રી અરવિંદ અહીં પહેલવહેલા આવ્યા ત્યાર એમની ધારણા એવી હતી કે સાધનાનુ કામ છ એક મહિના (!) ચાલશે અને ત્યાર પછી અહીંના બધા લોકો પાછા જઈને કામ શરૂ કરશે. એમાં એક વર્ષ થઈ ગયુ છતા શ્રી અરવિંદ પાછા ગયા નહિ પછી ચાર વર્ષનો સમય ધાર્યો એટલામા પહેલુ વિશ્વયુદ્ધ થયું' (અ પુ )

૧૯૧૨ —

આ વર્ષમાં એક ઘટના બનતી અટકી ગઈ તેનો અહીં ઉલ્લેખ કરવો જોઈએ પોંડિચેરીમાં માછીજાતિ—મકવા—માં સ્ટીમરોને વસ્તુઓ પૂરી પાડવાનો—સ્ટેવડૉર—ધધો કરનાર નંદગોપાલ ચેટી હતા એમનો ધધો મદ્રાસ, મછલીપત્તન, પોંડિચેરી એમ ત્રણ ચાર બદરો પર ચાલતો—આજે પણ ચાલે છે એટલે એ કુટુબ ધનવાન હોઈ એમની જાતિમા આગળ પડતું છે પોંડિચેરીના ફ્રેન્ચ રાજકારણમાં નંદગોપાલ આગળ પડતો ભાગ લેતા હતા એમણે અંગ્રેજ સરકારને ખુશ કરવાને માટે શ્રી અરવિંદને પકડવાની યોજનામાં ભાગ લેવા કબુલ કર્યું એમ ઠર્યું કે નંદગોપાલના રોકેલા કેટલાક ગુડાઓ શ્રી અરવિંદને પોંડિચેરીની હદની બહાર મૂકી આવે અને ત્યાંથી અગ્રેજ સરકાર એમને પકડે શ્રી અરવિંદને તથા એમની સાથે રહેનારા બિજય, મૉની, નલિની, સૌરીન વગેરેને આ વાતની ગધ આવી હતી એટલે જે દિવસે શ્રી અરવિંદને લઈ જવાના હતા તે દિવસે આખી રાત એસીડની બાટલીઓ કારમાં કે ગાડીમાં ભરીને ચારે જણા તૈયાર બેઠા હતા! જો કોઈ આવે તો એના પર એસીડ છાટવું એવો નિશ્ચય કરીને.

પણ કોઈ આવ્યું નહિ. પછીથી ખબર પડી કે જે દિવસ નક્કી કરેલો તે દિવસે નંદગોપાલની સામેના રાજકીય પક્ષે એની સામે વોરંટ કાઢ્યું હતું ! પોંડિચેરીના ઈલેકશન—ચૂંટણીમાં આ એક સાધારણ બનાવ હતો ! નંદગોપાલે પોતે પકડાય તેના કરતાં મદ્રાસ પોતાની ઑફીસ હતી ત્યાં જતા રહેવાનું સલામત ધાર્યું ! શ્રી અરવિંદને પોંડિચેરી બહાર લઈ જવાનો બેત નિષ્ફળ નીવડ્યો !

આ વર્ષ દરમિયાન દર મહિને રૂ. ૧૦) નાં પુસ્તકો વેચાતાં મંગાવતા. શ્રીનિવાસાચારીની પુત્રીના લગ્ન પ્રસંગે શ્રી અરવિંદ એને ઘેર ગયા હતા.

કે. વી. રંગસ્વામી આયંગરની મુલાકાત સેન્ટ લુઈ સ્ટ્રીટવાળા ઘરમાં થઈ. આર્થિક મદદ એમણે આપી હતી તે પ્રમાણે ચાલુ રાખી. પણ તે બહુ અનિયમિત હતી. પહેલી મુલાકાત ૧૯૧૦ માં થયેલી ત્યારે સાથે વી. રામસ્વામી આયંગર આવ્યા હતા તે આ વર્ષે પોંડિચેરી આવીને રહ્યા. રામસ્વામી રોજ સાંજે શ્રી અરવિંદને મળતા હતા. કે. અમૃતા આ વર્ષે શ્રી અરવિંદને મળ્યા. મુખ્યત્વે રામસ્વામીને મળવા આવતા—અને કોઈ કોઈ વાર શ્રી અરવિંદ જોવામાં આવતા.

૧૫ મી ઑગસ્ટ, શ્રી અરવિંદના જન્મ દિવસ તરીકે ઊજવવામાં આવી. પોંડિચેરીના થોડા લોકો, સદા, દાવીદ, પિતુસ, નાગરત્નમ્ વગેરે—બહારથી આવેલા એસ. દોરાસ્વામી અય્યર જેવા લોકો અને ઘરનાં માણસો એટલા ભાગ લેતા. શ્રી અરવિંદ બહાર ખુરસી પર બેઠા હતા તેમની આગળ થઈને બધા પસાર થયા. મીઠાઈ વહેંચવામાં આવી હતી. બિજય નાગ, સૌરીન બોઝ, નલિની ગુપ્ત, સુરેશ ચક્રવર્તી શ્રી અરવિંદની સાથે રહેતા હતા.

નગેન્દ્રકુમાર નાગ, —ખુલનાના બિજય નાગના સગા—ને ક્ષય થયો હતો. આધ્યાત્મિક શક્તિની સહાયથી સાજા થવા માટે નગેન્દ્ર પોંડિચેરી આવ્યા. તે વખતે શ્રી અરવિંદે સેન્ટ લુઈ સ્ટ્રીટમાંથી પૈસાની તંગીને લીધે ઘર બદલ્યું હતું, અને મિશન સ્ટ્રીટ (એત્રાંઝે) માં રહેવા ગયા હતા.

વી. વી. એસ. અય્યર આ વર્ષે રાજકીય ક્રાંતિની ચળવળમાં સંડોવાયલા હોવાથી પોંડિચેરી આવ્યા.

સેન્ટ લુઈ સ્ટ્રીટમા—ગધવ ચેટ્ટીના ઘરમા—રહેતા હતા ત્યારે શ્રી અરવિંદ ના ઘરની ઝડતી લેવાનો પ્રસંગ બન્યો હતો તે આ પ્રમાણે

તે વર્ષે અને આગલા વર્ષે ઘણા ક્રાતિકારી ચળવળ કરનારાઓ પોડિચેરી ફ્રેન્ચ રાજ્ય હોવાથી બ્રિટિશ સરકારની પોલિસને થાપ આપીને અહીં આવી જતા બન્ને રાજ્યો વચ્ચે રાજકીય ગુન્હા માટે સંપૂર્ણ છૂટની સધિ હોવાથી અને સામાન્ય રીતે પહેલુ વિશ્વયુદ્ધ થયું તે પહેલા ફ્રેન્ચ લોકો અગ્રેજના પ્રતિસ્પર્ધી હોવાથી એ લોકો પોડિચેરી નિરાતે રહી શકતા પરિણામે, બ્રિટિશ સરકારે પાંડિચેરી મોટી સખ્યામા છૂપી પોલિસની ભરતી કરી કવિ સુબ્રહ્મણ્ય ભારતી, શ્રીનિવાસાચારી હતા તેમા વી વી એસ અય્યર આવ્યા, નાગસ્વામી પણ આવ્યા અને બગાળથી શ્રી અરવિંદ અને ચાર જણા આવ્યા તેમની અન ભારતી વગેરે વચ્ચે પણ ઘણી સારી મિત્રાચારી જેવુ હતું

છૂપી પોલિસના કોઈ માણસે વી વી એસ અય્યરના ઘરના કૂવામાં ટિનના ડબ્બામા ભરીને રાજદ્રોહી સાહિત્ય નંખાવ્યુ અને બ્રિટિશ સરકાર ફ્રેન્ચ હદમા સીધેસીધી ઝડતી ન લઈ શકે તેમ હોવાથી મયુરેસન નામના પોડિચેરીના જ એક રહેવાની પાસે સુ ભારતી વગેરેની વિરુદ્ધ અરજી કરાવી અને એમના ઘરની ઝડતી લેતાં એ લોકો કાવતરુ કરે છે તેનો પુરાવો મળી આવશે એમ પણ જણાવ્યું એ અરજીમા શ્રી અરવિંદનું નામ સીધેસીધું મૂકયુ ન હતું પરતુ એ બધાનો સબધ હતો એટલે ફ્રેન્ચ પોલિસ તપાસ કરવાને કાયદેસર બંધાયેલી હતી

પણ આ વાત વચમા જ ફૂટી ગઈ કેમકે વી વી એસ અય્યરના ઘરની બાઈ નોકર પાણી કાઢવા ગઈ ત્યારે એ ટિન બહાર આવ્યું! એટલે એણે વી વી એસ અય્યરને અને તેમણે ભારતીને ખબર આપી ભારતી શ્રી અરવિંદ પાસે ગયા શ્રી અરવિંદે એમને સીધા ફ્રેન્ચ પોલિસને ખબર આપવાની અને ઘેર લઈ જઈ વસ્તુ બતાવવાની સલાહ આપી આમ ફ્રેન્ચ પોલિસે રાજદ્રોહી સાહિત્ય પોતાને કબજે કર્યું અને એમાં કાલીની મૂર્તિ હોવાથી બંગાળી લોકોના ઘરની પણ તપાસ કરવી જોઈએ એમ માનીને

શ્રી અરવિંદના ઘરની ઝડતી લીધી. એમાં શંકા એ હતી કે પોંડિચેરી રહેનારા લોકો શ્યામજી કૃષ્ણ વર્મા, માદામ કામા વગેરે ક્રાંતિના નેતાઓ સાથે પત્ર-વ્યવહાર કરતા હતા અને પોંડિચેરીમાં રહીને કાવતરું રચતા હતા.

તપાસ કરનાર મૅજિસ્ટ્રેટ મૉ. નૉદો કરીને હતો તે અને પોલિસનો મુખ્ય અધિકારી અને પબ્લિક પ્રોસિક્યુટર વગેરે આવ્યા હતા. એમણે ઘરમાં સરસામાન જેવું કાંઈ બહુ જોયું નહિ. પેટીઓ, ટ્રંકો કે કબાટો કાંઈ જ હતું નહિ. એક ટેબલ હતું તેનાં ખાનાઓ ખોલી જોતાં એમાં કાગળિયાં ઉપર ગ્રીક ભાષા લખેલી હતી! મૉ. નૉદોએ શ્રી અરવિંદ શું ગ્રીક જાણે છે એમ પૂછ્યું. જ્યારે જાણ્યું કે લૅટિન, ગ્રીક વગેરે યુરોપની ભાષાઓ જાણે છે ત્યારે એના મનની શંકાઓ ઓછી થઈ ગઈ અને એને શ્રી અરવિંદ માટે માન થયું. પછી એણે મ્યુરેસનની માગણીનો જવાબ લખાવ્યો કે એના કહેવા પ્રમાણે તપાસ કરતાં કાંઈ પણ મળી આવ્યું નથી. માટે વધારે પુરાવા નહિ આપે તો એના પર ખોટી ફરિયાદ કરવા માટે કામ ચલાવવામાં આવશે. મ્યુરેસન પોંડિચેરી છોડીને બ્રિટિશ હિંદમાં પલાયન કરી ગયો!

મૉ. નૉદોએ ત્યાર પછી શ્રી અરવિંદની મુલાકાત લેવા માટે એમને આમંત્રણ આપ્યું અને બે દિવસ એની કચેરીની ઓરડીમાં એમની મુલાકાત થઈ હતી.

પૈસાની હાડમારીને લઈને અઠવાડિયામાં ત્રણ ચાર દિવસ કોઈ કોઈ વાર માંસ કે માછલી વગર જ ચલાવવું પડતું હતું.

૧૯૧૨: એક વાર પોંડિચેરી રહેનારા દેશભક્તોને અંગ્રેજ સરકારના દબાણને લઈને ફ્રેન્ચ સરકાર આશ્રય નહિ આપે એવી ખબર બહાર આવી. વી. વી. એસ. અય્યર, કવિ સુબ્રહ્મણ્ય ભારતી, શ્રીનિવાસાચારી, શ્રી અરવિંદ વગેરેને માટે આ સ્થિતિ કટોકટીની હતી. ભારતી પોતાના સ્વભાવ પ્રમાણે, ખૂબ જ અકળાઈને ઉશ્કેરાઈ પણ ગયા હતા. એક દિવસ આવીને શ્રી અરવિંદને એમણે પૂછ્યું, 'તમે હિંદની બહાર જવાનું પસંદ કરો છો કે નહિ? એ વિષે તમારો શો અભિપ્રાય છે?'

શ્રી અરવિંદ એમની તરફ પીઠ ફેરવીને શાંત બેસી રહ્યા થોડી મિનિટ પછી એમના તરફ ફરીને કહ્યુ, 'મિ ભારતી ! હુ પોંડિચેરીથી એક ઇંચ પણ ખસવાનો નથી હુ જાણુ છુ કે મને કશી અડચણ થશે નહિ તમારે જે કરવુ હોય તે તમે જાણો ' એ પ્રમાણે કહીને દૃઢતાપૂર્વક ખુરશીમા બેઠા

ત્યાર પછી ઇન્ડોચાયના, ઇજીપ્ત, ત્રિપોલી વગેરે દેશોમા જવાની બધી વાત ભારતી વગેરેએ પણ પડતી મૂકી

૧૯૧૩ —

એપ્રિલથી સપ્ટેમ્બર મિશન સ્ટ્રીટ (એત્રાંઝે) વાળા ઘરમા રૂ ૧૫) ના માસિક ભાડેથી બજાર તરફ રહેવાનું થયુ, કારણ કે બે વર્ષની ભાડાચિઠ્ઠી કરીને સેન્ટ લુઈ સ્ટ્રીટવાળુ ઘર ચાલુ રાખવાના પૈસાની સગવડ ન હતી

ઑક્ટોબરથી ફ્રાસ્વા સ્ટ્રીટમાં ન ૪૧ (પાછળથી ન ૧૦) વાળા ઘરમા રહેવાનું થયુ 'આર્ય' માસિક નીકળ્યુ (૧૯૧૪ ઑગસ્ટ ૧૫) ત્યારે આ જ ઘર 'આર્ય ઑફિસ' થયુ ઑક્ટોબર ૧૯૨૨ સુધી એ ઘરમા રહ્યા

આ વર્ષના નવેમ્બર ડિસેમ્બરમા બનેલો એક બનાવ નોંધવા લાયક છે ખુલનાના રહેવાસી નગેન નાગ શ્રી અરવિંદ સાથે આવેલા બિજય નાગના પિત્રાઈ થતા હતા એમને ક્ષય થયો હતો દાકતરોએ એમને હવાફેર કરવાની સલાહ આપી તે પ્રમાણે એક વાર પર્વત કે ઊ ચી ટેકરીનો હવાફેર કર્યા છતા બહુ ફેર પડેલો નહિ એટલે દરિયા કિનારે જવાની સલાહ આપી એવામા બિજય નાગના કહેવાથી શ્રી અરવિંદની યોગશકિતની મદદથી પણ એમને મટે એ બન્ને વિચારને લઈને એમને ૧૯૧૩ ના જુન જલાઈમા પોંડિચેરી આવવાનું થયું એ વખતે શ્રી અરવિંદ મિશન સ્ટ્રીટમાં રહેતા હતા અને પૈસાની પણ ખૂબ તગી હતી નગેન નાગ રહેવા આવ્યા તેને લઈને ખર્ચમા થોડી રાહત મળતી થઈ તે વખતે ઘરમાં જરૂરી ગણાય એવો સરસામાન પણ ન હતો પથારી માટે દરેકને એક સાદડી અને ઓસીકુ હતું ખુરસીઓ બે જ હતી એક શ્રી અરવિંદ બેસીને લખતા તે અને એક બહાર કોઈ મળવા આવે ત્યારે તેની સાથે વાત કરતી વખતે વાપરવાને શ્રી અરવિંદને પોતાને

માટે એક કૅન્વામનો કૅમ્પ કૉટ અને એક લખવાનું ટેબલ, ઘણુ ખરુ શ્રીનિવાસાચારીએ આપ્યાં હતાં એ કૅમ્પ કૉટ એક બાજુથી ફાટી ગયો હતો એટલે શ્રી અરવિંદ સાચવીને સારી બાજુ પર સૂઈ જતા!

નગેન નાગની સાથે ખુલનાથી બીરેન્દ્રનાથ રાય કરીને એક નોકર પણ આવ્યો હતો તે રસોઈયાનું, બજાર કરવાનું, અને પરચુરણ બધુ કામ કરતો પૉંડિચેરી આવ્યા પછી આ બીરેન શ્રી અરવિંદના ઘરનુ પણ ઘણુ ખરુ કામકાજ કરતો થઈ ગયો અને ઘરના બીજા બધા પેઠે જ એક કુટુંબી જેવો બની ગયો હતો નગેનની તબિયતને માટે સારા હવા અજવાળાવાળા ઘરની જરૂર હોવાથી ૧૯૧૩ ના ઑક્ટોબરમા નં ૪૧ ફ્રાન્સ્વા સ્ટ્રીટવાળું ઘર ભાડે રાખવામા આવ્યું આ ઘરમાં એક દિવમ બીરેન રાયે પોતાનું માથુ મૂંડાવી નાખ્યુ સુરેશ ચક્રવર્તી—મૉની—ને પણ પોતાનુ માથુ મૂડાવી નાખવાનો ફાંકો સૂઝયો! સામાન્ય રીતે સુરેશ દેખાવ અને પોષાક પૂરતા ફૅશનેબલ ગણાય એવા માણમ હતા બીરેને મૉનીને માથું ન મૂડાવવાનો આગ્રહ કર્યો પણ મૉનીએ જીદ પકડીને માથુ મૂડાવ્યુ જ

આ બનાવ આમ તો એક અકસ્માત જેવો જ હતો પણ એનુ પરિણામ ખૂબ વિચિત્ર આવ્યું! આ બીરેન ખરુ જોતાં, બંગાળની છૂપી પોલિસનો માણસ હતો અને ખુલનાથી નગેન નાગ જોડે જોડાયેલો હોવાથી એના વિષે કોઈને કશો સશય આવે એ શકય જ ન હતું બીરેનનો વિચાર છ આઠ મહિના થઈ ગયા હોવાથી બગાળ પાછા જવાનો હતો એટલે એણે પોતાની જગ્યાએ કોઈ નવા માણમને મૂકવા માટે પોલિસ ખાતા પાસે માગણી કરી હતી અને નવો માણસ આવવાનો હતો એણે પૉંડિચેરીની મૅંગરીની હોટેલમાં ઊતરવુ અને બીરેનને મળવું એવી સમજૂતી હતી હવે, પૉંડિચેરીમા શ્રી અરવિંદ સાથે રહેતા ચાર પાંચ બગાળીઓમાથી અજાણ્યો નવો માણસ બીરેન રાયને શી રીતે ઓળખી કાઢે? પૂછપરછ કરે તો શકા જાય અને તો બધી વાત પ્રગટ થઈ જાય એટલે બીરેને પત્રથી એવી નિશાની આપેલી કે પૉંડિચેરીમા રહેતા બગાળીઓમા માથુ મૂંડાવેલો ગોરો સરખો માણસ તે પોતે હશે!

એટલે જ્યારે મૉનીએ પણ માથું મૂંઝવ્યું ત્યારે બીરેનની ખાતરી થઈ ગઈ કે શ્રી અરવિંદ સાથે રહેનારા બધા જાણે છે કે એ છૂપી પોલિસનો માણસ છે. નહિ તો એના ના કહેવા છતાં મૉની હઠ કરીને શા માટે માથું મૂંઝવે?

તે દિવસથી એ મનમાં ને મનમાં ખૂબ ગભરાવા લાગ્યો. સાંજે દરિયા કિનારે પીઅર ઉપર ફરવા જાય ત્યારે મૉનીને કહેતો કે, અહીં મને ગમતું નથી, મારે શું કરવુ? ત્યારે મૉની એને સલાહ આપતો કે ન ગમતું હોય તો જવું સારુ છે. નગેન બાબુની સંભાળ તો લેવાશે વગેરે. આ વાત ઉપરથી પણ બીરેન એમ જ સમજતો કે મૉની બાબુ એને થાપ આપે છે, જાણે પોતે જાણતા નથી એમ બતાવે છે!

આ પહેલાંના વર્ષો દરમિયાન મહિનામાં ત્રણ ચાર વખત જ્યારે પૈસાની થોડી છૂટ હોય, યા તો કોઈ મિત્ર ઉદાર થઈ જાય, ત્યારે દારૂ પીવામાં આવતો. એક દિવસ જ્યારે એ પ્રમાણે દારૂ માટે વ્યવસ્થા થઈ હતી અને બધા વાતચીત કરતા બેઠા હતા ત્યારે રાત્રે લગભગ દસ અગિઆર વાગે બીરેન રાયથી રહેવાયું નહિ ઘણા દિવસથી કરેલા નિશ્ચયનો એણે અમલ કર્યો! એણે કહ્યું આજે હું તમને બધાને કાંઈ કહેવા માગું છું. વાતાવરણ હળવું હતું એટલે કાંઈ હસવાની વાત કે મશ્કરી હશે એમ ધારીને બધાએ એને બોલી નાંખવાનો આગ્રહ કર્યો.

અને એણે કહ્યું કે હું એક સી. આઇ. ડી. છુ.!

પહેલાં તો બધા હસવા જ લાગ્યા! કોઈએ એનું કહેવું સાચું માન્યું નહિ! બીરેનને લાગ્યું કે એ લોકો એને હજી પણ બનાવે છે! એટલે એણે કહ્યું 'તમે માનતા નથી પણ હું ખરેખર સી. આઇ. ડી. છું. હું મને મળેલા પગારના પૈસા પણ હમણાં લઈ આવું છું.' એમ કહીને નીચે જઈને રૂ. ૫૦) લઈ આવ્યો. અને જેટલા હાજર હતા તે બધાને ભેટ્યો અને છેવટે શ્રી અરવિંદનાં ચરણ પાસે જઈને બેઠો અને રૂપિયા એમને અર્પણ કર્યા.

ખાતરી આપી કે પોતે શ્રી અરવિંદની કે કોઈની વિરુદ્ધ કશો રિપોર્ટ કર્યો નથી! ખૂબ લાગણી થઈ આવવાથી રડવા લાગ્યો!!

બધું વાતાવરણ બદલાઈ ગયું, ગંભીરતા આવી. શ્રી અરવિંદ કંઈ જ બોલ્યા નહિ. બીરેન તો ત્યાર પછી રહ્યો. પણ એને પોતાને ડર લાગવા માંડ્યો તેથી રાતે સૂતો ત્યારે પોતાની ઓરડીનાં બારણાં બંધ કરતો. એકાદ મહિનામાં એ બંગાળ ગયો. આ ક્રાંતિકારી લોકો વેર ન લે માટે ત્યાંથી પહેલી લડાઈમાં મેસોપોટેમિયા ગયો! છેવટે, પોલિસ ખાતામાંથી ૧૯૨૧-૨૨ માં છૂટો થઈ ગયો હતો. પણ આ આખો કિસ્સો તે વખતે સરકાર ફ્રેન્ચ ઇન્ડિયામાં સખ્યાબંધ છૂપી પોલિસના માણસો મોકલતી હતી તેમાંનો એક છે અને એ વાત છતી કેવી રીતે પડી ગઈ એ પણ એક ચમત્કાર જ છે!

આ વર્ષ દરમિયાન મોતીલાલ રાય ચંદ્રનગરથી પોંડિચેરી આવ્યા,—નામ બદલીને અંગ્રેજી પોષાકમાં આવ્યા હતા. આ વખતે પણ દોઢ મહિનો પોંડિચેરી નં. ૧૦, ફ્રાંસ્વા સ્ટ્રીટમાં શ્રી અરવિંદના ઘરમાં રહ્યા હતા. આર્થિક મુશ્કેલી આ સમયે પણ ચાલુ હતી. મોતીલાલ પાછા સ્ટીમરને માર્ગે ગયા કારણ કે મદ્રાસ પોલિસ કદાચ અટકાયતમાં લે એવો ભય હતો.

ઑગસ્ટ ૧૫ મી મિશન સ્ટ્રીટવાળા ઘરમાં ઉજવાઈ હતી. શ્રી અરવિંદ-ની તબિયત તે દિવસે સારી ન હતી. એમને તાવ આવ્યો હતો. પણ બહાર ચોકમાં આવીને બેઠા હતા અને બધા લોકો એમની પાસે થઈને પસાર થયા હતા. મૉનીએ એક કવિતા બનાવી હતી તે વાંચી હતી. શ્રી અરવિંદે એને હાર આપ્યો હતો.

વી. રામસ્વામી જેઓ શ્રી અરવિંદ સાથે રહેતા હતા, તે આ વર્ષના ઑક્ટોબર પછી પોતાને ગામ તાંજોર ગયા.

ઑક્ટોબર મહિનામાં ફ્રાંસ્વા સ્ટ્રીટમાં નં. ૪૧ (પાછળથી નં. ૧૦) ઘરમાં ભાડેથી રહેવા ગયા. છૂપી પોલીસવાળા બીરેનનો બનાવ અહીં બનેલો.

મોતીલાલ રાય પૈસાની મદદ કરતા. એમને બંગાળના ક્રાંતિકારી દલના કેટલાક માણસો છૂપી મદદ (આર્થિક) મોકલતા હતા કારણ કે તેઓ ફ્રેન્ચ

રાજ્યના રહેવાસી હોવાથી પોંડિચેરી રકમ મોકલવી સહેલું હતું. વળી શ્રી અરવિંદનાં બધાં બંગાળી અને કેટલાંક અંગ્રેજી પુસ્તકો મોતીલાલ રાયનું પ્રવર્તક પ્રકાશન ખાતું છાપતું. એના પૈસા એમને મળતા હતા.

દુર્ગાદાસ સેઠ, ચંદ્રનગરના એક ધનિકે શ્રી અરવિંદને પહોંચાડવા માટે મોતીલાલને સારી રકમો આપી હતી

અમૃતા વેકેશનમાં પોંડિચેરી રહેતા આર્થિક મુશ્કેલીને લઈને અભ્યાસ છોડી દેવો પડે એવી સ્થિતિ હતી ત્યારે શ્રી અરવિંદે પોતે અગવડમાં હોવા છતાં પૈસાની મદદ કરી હતી અને મદ્રાસમાં કસ્તુરી રંગ આયંગાર વગેરે એક બે જગ્યાને ભલામણ પત્ર લખી અમૃતાને સારી મદદ અપાવી હતી. ત્યાર પછી એ મેટ્રિક સુધી અભ્યાસ પૂરો કરી શક્યા કેટલીક વાર શ્રી અરવિંદ બ્રાઉનિંગ, કાલિદાસ વગેરે વાંચી સંભળાવતા, કોઈ કોઈ વાર 'સાવિત્રી', અથવા તો એમણે લખેલું એકાંકી નાટક 'હેન્રીએક' વાંચતા. મહાભારત અને શેક્સપિયર પણ કોઈ કોઈ વાર વાંચી સંભળાવતા.

૧૯૧૪ : ફેબ્રુઆરીમાં મૉની, નલિની અને સૌરીન બંગાળ ગયા, સપ્ટેમ્બરમાં પાછા આવ્યા.

માર્ચ ૨૯ મી તારીખે બપોરે ૩।। વાગે શ્રી માતાજી નં. ૧૦ રૂ ફ્રાંસ્વા માર્તે માં શ્રી અરવિંદને મળ્યાં. એમની ઉમ્મર વર્ષ ૩૭. શ્રી માતાજી અને રિશાર પોંડિચેરી રહ્યાં. શ્રી અરવિંદના અનુભવોના ઉપર માનવજાતિની સંસ્કૃતિનો સમન્વય કરે એવું એક મુખપત્ર શરૂ કરવું જરૂરી છે એમ પૉલ રિશાર અને માતાજીને લાગ્યું હતું એ વિચાર શ્રી અરવિંદ આગળ રજૂ થયો અને ૧૯૦૪ થી ૧૯૧૪ સુધીમાં પોતાને થયેલા અનુભવો ઉપરથી જે એક સમગ્ર ક્રાંત દર્શન પોતાને પ્રાપ્ત થયું હતું તેને બુદ્ધિગ્રાહ્ય,—માણસનું મન સમજી શકે એવા—રૂપમાં રજૂ કરવાનો આ પ્રસંગ સારો છે એમ સમજીને શ્રી અરવિંદે તેનો સ્વીકાર કર્યો રિશાર અને શ્રી માતાજીએ એને છપાવવા માટે શરૂઆતના પૈસા રોક્યા, અને ૧૫ મી ઑગસ્ટ શ્રી અરવિંદનો જન્મ-

દિન હતો એટલે તે દિવસે પ્રગટ કરવું એવો નિર્ણય થયો. એ પ્રમાણે ૧૫ મી ઑગસ્ટે, 'આર્ય' પ્રગટ થયું.

એ વિષે એકવાર શ્રી અરવિંદે કહેલું કે 'જગત માટેના મારા કાર્યની બુદ્ધિપ્રધાન બાજુ એ બનશે'.

દિલીપકુમારને લખેલા એક પત્રમા આ પ્રમાણે લખે છે: 'તત્ત્વજ્ઞાન! ખાનગીમાં મને કહેવા દો કે હું કદી, કદી પણ મીમાંસક ન હતો. જો કે મે' મીમાંસા લખેલી છે પણ એ તો આખી વાત જુદી જ છે... શા માટે અને કેવી રીતે હું એ કરી શક્યો?—પહેલું તો એ કે, એક મીમાંસાની આલોચના કરતું માસિક ચલાવવા માટે રિશારે મારો સહકાર માગ્યો અને મારી માન્યતા હતી કે યોગી તો ગમે તે કામ પોતાના હાથ પર લઈ શકે એટલે હુ એમને ના પાડી શકું તેમ હતું નહિ અને ત્યાર પછી એને (પહેલા) વિશ્વ યુદ્ધમા જવાનું થયું અને મીમાસાના ચોસઠ પાનાં દર મહિને પૂરાં લખી આપવાનુ કામ મારી એકલી જાતના ઉપર આવી પડ્યુ!—બીજું એ હતું કે યોગસાધનાનો નિત્ય અભ્યાસ કરવાને પરિણામે મને જે જ્ઞાન મળ્યું હતુ અને જે, મે' જોયું હતું તે મારે બુદ્ધિગ્રાહ્ય સ્વરૂપમાં રજૂ કરવાનુ જ હતું. અને એ થયું કે મીમાંસા તૈયાર હતી! પણ એ કાંઈ મીમાંસક બનવું ન કહેવાય!' ૪.૯.૧૯૩૪

'આર્ય' માસિકનો ઉદ્દેશ શ્રી અરવિંદે આ પ્રમાણે જાહેર કર્યો હતો:— 'ભાવિના વિચારની દિશા ખંખોળવી, એના પાયાઓને સાકાર કરવામાં મદદ કરવી અને ભૂતકાળની વિચાર સમૃદ્ધિમા જે કાંઈ ઉત્તમ અને સૌથી વધારે જીવત તત્ત્વો હોય તેમની સાથે એનો સંબંધ જોડી આપવો.'

... ... ...

'આપણી પૃથ્વી જીવન અને જડતત્ત્વની બનેલી એક દુનિયા છે એ ખરું, પરંતુ માનવ નથી એક વનસ્પતિ કે નથી એક પશુ. માનવ એક આધ્યાત્મિક અને ચિંતન કરનાર સત્ છે અને કોઈ વધારે ઉચ્ચ હેતુઓ વડે, વધારે દિવ્ય કરણની મદદથી (પશુ જીવન કરતાં) વધારે ઉચ્ચ ઉદ્દેશોને તે મૂર્ત કરે તેને માટે માનવને પશુના ઢાળમાં મૂકવામાં આવ્યો છે.

... ... ...

'એટલે અત્યારે માનવની વિચારશકિત આગળ પ્રશ્ન સત્ય વિચાર અને સંવાદિતા ઉપજાવવાનો સાચો માર્ગ શોધી કાઢવાનો છે. પ્રથમ તો આત્માનું પુરાણું અને શાશ્વત એવું આધ્યાત્મિક સત્ય અત્યારે ફરીને જાહેર કરવાનું છે જેથી કરીને માનવના માનસિક અને સ્થૂલ જીવનને તે ફરીને પોતાના હાથમાં લે, એમને વ્યાપીને રહે અને એના ઉપર પોતાનું આધિપત્ય જમાવે. તેની સાથે આત્મસંયમ અને આત્મવિકાસની માનસશાસ્ત્ર ઉપર રચાયેલી સૌથી ગહન અને જીવંત એવી સાધના પદ્ધતિઓનો વિકાસ કરવો જરૂરી છે જેથી કરીને માણસનુ માનસિક અને ચિત્તંત્રાત્મક—ચૈતસિક—જીવન તેની પોતાની સમૃદ્ધિ, શકિત અને સંકુલતા દ્વારા એના આધ્યાત્મિક જીવનને પ્રગટ કરી શકે. વળી માનવનું બાહ્ય જીવન, એનો સમાજ અને એની સંસ્થાઓ ક્રમેક્રમે એના આત્માના આંતરિક સત્યનો આકાર ધારણ કરે તથા વ્યકિત સ્વાતંત્ર્ય અને સામાજિક એકતા એ બેની વચ્ચે વધારેમાં વધારે શકય સંવાદિતા પ્રત્યે વિકાસ પામે તેને માટેના ઉપાયો અને હેતુઓની શોધ કરવી એ પણ આવશ્યક છે.

'આર્ય' માસિકમાં અમારો આદર્શ અને અમારી શોધ એ વસ્તુઓ માટે રહેશે.'

છેવટના ભાગમાં ઉમેરે છે—'વસ્તુઓના મૌલિક સત્યની બુદ્ધિ વડે શોધ કરવી એનું નામ ફિલૉસૉફી. માનવના આત્મામાં—અંતરના જીવનમાં—સત્યને સક્રિય બનાવવાનો પ્રયત્ન એનું નામ ધર્મ. એ બન્ને એકબીજાને માટે આવશ્યક છે.'

... ... ...

'આ આખા કોયડાના ઉકેલના તાત્ત્વિક પાયા તૈયાર કરવા માટેની, અમારાથી થઈ શકે તેટલા પ્રમાણમાં, ગહનમાં ગહન વિચારણા કરવી એ 'આર્ય' માસિકમાં અમારું સૌથી પહેલું મનનું રોકાણ કરનારી ક્રિયા છે. અને આ જાતનો પાયો તૈયાર કર્યા વિના અમે જે કાંઈ કહીશું તેનું કોઈ

વાસ્તવિક, સંગીન અને સ્થાયી મૂલ્ય હશે જ નહિ એ વિષેની અમારી પ્રતીતિ એટલી તો ગાઢ છે કે અમે મુશ્કેલી ભરેલા, ચિંતનશીલ વિચારતત્ત્વને કદાચ જોઈએ તે કરતાં ઘણી વધારે જગા આપી છે.' (ઑગસ્ટ ૧૯૧૫ 'આર્ય')

'આર્ય' માસિકનો ફ્રાંસમાં પ્રચાર કરવા માટે એક ફ્રેન્ચ પ્રકાશન પણ કરવામાં આવતું. પહેલા સાતથી નવ અંકો એ રીતે ફ્રેન્ચ અને અંગ્રેજી બન્ને ભાષામાં છપાયા હતા. ત્યાર પછી રિશારને લડાઈમાં (પહેલા વિશ્વ-યુદ્ધમાં) જવાનું થયું અને ફ્રેન્ચ આવૃત્તિ બંધ પડી.

'આર્ય'નાં પ્રૂફ સુધારવાનું કામ શ્રી અરવિંદ કરતા એટલું જ નહિ પણ ૧૫ મી તારીખે ચોક્કસ માસિકની નકલો રવાના થઈ જાય તે માટે ચીવટ રાખતા. 'આર્ય' માસિક મિ. ટાર્ટેનેલ ના 'મૉડર્ન પ્રેસ'માં છપાતું. શ્રી અરવિંદ કોઈ કોઈ વાર લખતા અથવા સીધા ટાઈપરાઈટર ઉપર લેખ ટાઈપ કરતા. દિવસે, તો કોઈ વાર રાત્રે ટાઈપરાઇટરનો ટકટકાર સંભળાતો.

સપ્ટેમ્બર મહિનામાં મૉની નલિની અને સૌરીન બંગાળથી પાછા ફર્યા. સૌરીન 'આર્ય' ઑફિસના ચાર્જમાં હતો અને મૉની રસોડું અને ઘરવ્યવસ્થા પર દેખરેખ રાખતો.

'આર્ય' ઑફિસ તે વખતે શ્રી માતાજી અને રિશાર રહેતાં હતાં તે ઘરમાં નં. ૧૦ ફ્રાંસ્વા સ્ટ્રીટમાં હતી. શરૂઆતમાં ૨૦૦ ઘરાક નોંધાયાં હતાં.

આ વર્ષ દરમિયાન રોજ સાંજે ૪ થી ૪ાા ની વચમાં શ્રી માતાજી શ્રી અરવિંદ રહેતા તે ઘરમાં આવતાં, સાથે કોપરાને છીણીને ખાંડ મેળવેલી મીઠાઈ લેતાં આવતાં. મૉની, નલિની, વગેરે પાંચ વાગ્યા પછી ફુટબૉલ રમવા માટે સર્કલ સ્પોર્ટીવમાં જતા. શ્રી માતાજી શ્રી અરવિંદ માટે કોકો બનાવતાં. એટલામાં રિશાર પણ શ્રી અરવિંદને મળવાને આવી પહોંચતા.

દર રવિવારે સાંજે શ્રી માતાજી અને રિશાર તરફથી શ્રી અરવિંદને સાંજે જમવા માટે આવવાનું આમંત્રણ થતું. શ્રી અરવિંદ મોટી બપોરે ચાર સાડાચાર વાગે શ્રી માતાજી રહેતાં તે ઘેર (પાસે જ હતું) જતા અને બાકીના

ઘરના લોકો, મૉની નલિની, સૌરીન વગેરે, પાછળથી ફુટબૉલ રમીને પાછા આવ્યા પછી જોડાતા રાત્રે જમવાનું થઈ ગયા પછી લાંબી વાતચીત કરીને શ્રી અરવિંદ અને બીજા પાછા ફરતા કોઈ કોઈ વાર રાતે ૯ થી ૧૦ સુધી ત્યા રોકાતા

બિજય નાગ ઑગસ્ટ પછી બંગાળ જવા માટે નીકળ્યા તેને વીલુપુરમ્ સ્ટેશનેથી 'ડિફેન્સ ઑફ ઇન્ડિયા' ઍક્ટ નીચે વગર કામ ચલાવ્યે કેદ કરીને કલકત્તા લઈ ગયા અને લડાઈ પૂરી થઈ ત્યા સુધી એમને અટકાયતમા રાખ્યા!

૧૯૧૮ મા ગી આર દાસના 'સાગર સગીત'નો અગ્રેજી અનુવાદ શ્રી અરવિંદે કર્યા એને માટે દાસે રૂ ૧૦૦૦) આપ્યા મોરારીપુકુર બાગાન વેચી દીધો તેના પૈસા પણ આ વખત દરમિયાન આવ્યા

મોતીલાલ રાયને પત્ર એમા મોતીબાબુને ક્રાતિકારી ચળવળ બધ કરવાની સલાહ શ્રી અરવિંદ આપે છે

'પ્રવર્તક'નો પ્રારભ શ્રી અરવિંદના વિચારોના પ્રચાર માટે બગાળમાં એક માસિકની જરૂરી લાગવાથી મોતીલાલ રાયે એનો આરભ કર્યો ૧૯૨૦ પછી મોતીલાલ રાય શ્રી અરવિંદના વિચારોથી જુદા પડતા એ પત્રની નીતિ ચદ્રનગરમા શરૂ થયેલા 'સંઘ'ના વિચારો રજૂ કરવાની થઈ આખરમા તે મોતીલાલ રાય અને એમના મંડળના વિચારો રજૂ કરનારુ પત્ર બન્યુ

રોજના કાર્યક્રમમા સવારે નવ વાગે પેપર વાચવાનું અને કોઈ બહારથી આવ્યું હોય અને શ્રી અરવિંદને મળવા માગે તો શ્રી અરવિંદની રજા લઈને મુલાકાતનો સમય નવ અને અગિયાર વચ્ચે ગોઠવાતો આગલા વર્ષોના કાર્યક્રમ કરતાં આટલો ફેર પડયો

બપોરના ભોજનનો સમય ૧૨ અને ૧૨ાા વચ્ચે રહેતો સાજે ચારેક વાગે ભારતી કવિ આવતા અને વી વી એસ અય્યર, શ્રીનિવાસાચારી વગેરે સાંજે પાચ છ વાગે આવતા અને આઠ વાગ્યા સુધી બેસતા એટલામા ફુટબૉલ રમીને મૉની, નલિની, બિજય સૌરીન વગેરે આવી જતા

રાત્રે ખાવાનું નવ વાગે થતું

## ૧૯૧૪–૧૯૨૦

૧૯૧૪ થી ૧૯૨૦ સુધીની બાહ્ય ઘટનાઓ સિલસિલાબંધ મેળવી શકાઈ નથી, મળવી મુશ્કેલ પણ છે. જે થોડી મળી છે તે અહીં રજૂ કરવામાં આવે છે.

૧૯૧૩ પછી શ્રી અરવિંદ બીજાઓને મળવા માટે ગયેલા તે પ્રસંગો બનેલા છે લાંબા ગાળાઓ પછી, પરંતુ બધાય ૧૯૨૦ સુધીમાં આવી જાય છે.

૧. જોસેફ દાવીદના—પાછળથી પોંડિચેરીના મેયર અને લેજિસ્લેટિવ એસેમ્બ્લીના નેતા થયેલા તેમના—લગ્નમાં હાજરી આપી હતી. (?) ૧૯૧૪.
૨. સદાના—એ નામના જેલમાં સુપરવાઈઝર તરીકે નોકરી કરનાર એક તામીલ ખ્રિસ્તીના લગ્નમાં હાજરી આપી હતી.
૩. 'શાસ્ત્રી' કરીને એક તામીલ વિદ્વાન હતા તેમને બે ત્રણ વાર મળેલા.
૪. દરિયા કિનારે આવેલા તે વખતના ગેસ્ટ-હાઉસમાં મોતી બાબુ વગેરે રહેતા હતા ત્યાં એક દિવસ ગયેલા. ૧૯૨૦.
૫. દાવીદની પુત્રીની બાપ્ટીઝમ—નામકરણ—વિધિ વખતે હાજરી આપી હતી. ૧૯૧૯.
૬. શ્રીનિવાસાચારીની પુત્રીના લગ્ન પ્રસંગે. ૧૯૧૨.
૭. 'આર્યન સ્ટોર્સ' ખુલ્લો મુકાયો ત્યારે. ૧૯૧૬.

૧૯૨૦ પછી શ્રી અરવિંદ ઘરની બહાર, મકાન બદલવા સિવાય, ગયા નથી.

૧૯૧૪ થી લગભગ ૧૯૨૦ સુધી રૂ ફ્રાંસ્વા માર્તે વાળા ઘરમાં શ્રી અરવિંદ અને ચારપાંચ જુવાનિયાઓ રહેતા તે વખતે નહાવાનો ઓરડો હતો નહિ. એક નળ ખુલ્લામાં હતો તેની નીચે ઊભા રહીને એક પછી એક બધા સ્નાન કરી લેતા.

શ્રી અરવિંદ છેલ્લા અને મોડેથી—જમતા પહેલાં સ્નાન કરતા. અમૃતા એમનું ધોતિયું લઈને ઊભા રહેતા. ઘરના બધા માણસો વચ્ચે એક જ ટુવાલ હતો,—શ્રી અરવિંદ પણ એ જ વાપરતા!!

આ સમય દરમિયાન શ્રી અરવિંદનું બાહ્ય જીવન અમુક અમુક વિચારથી દોરાતું. એક એવા સમય પૂરતો વ્યક્તિસ્વાતંત્ર્ય અને લોકશાસનનો વિચાર હતો. તે વખતે પોતે એ વિચારમય થઈ વર્તન કરતા. બધાને એકસરખા, પોતાના બરોબરિયા ગણતા અને તે પ્રમાણે વર્તતા. એક વખત અકસ્માત્ અમૃતાનો પગ એમને અડકયો. શ્રી અરવિંદ ખુરસીમાં બેઠા થઈ ગયા અને 'તમારી માફી માગુ છુ' એમ અમૃતાને કહ્યું.

'આર્ય' મૉડર્ન પ્રેસમાં છપાતુ. કોઈ કોઈ વાર પ્રૂફ મોડાં થતાં કારણ કે મુખ્ય કૉમ્પોઝિટર દારૂડિયો હતો એટલે તે જ્યારે પ્રૂફ આપવા આવે ત્યારે અમૃતા એને દારૂ પીવા માટે ઠપકો આપતા. શ્રી અરવિંદ એ સાંભળીને પોતાની ઓરડીમાથી બહાર આવ્યા અને કહ્યું, 'એના અંગત જીવનમાં માથુ મારવાનો તમને કશો હક્ક નથી એનો કશો અર્થ નથી. દારૂ પીવાની એને સંપૂર્ણ સ્વતંત્રતા છે. તમારે એને કહેવાનું તે એ છે શરત પ્રમાણે એ કામ કેમ નથી કરતો.'

ડિમોક્રસીનો વિચાર તે વખતે આગળ પડતો હતો.

**૧૯૧૫:**

'આર્ય' માસિક નિયમિત રીતે ચાલુ હતું.

૧૯૧૫ ના ફેબ્રુઆરીની ૨૨ મીએ શ્રી માતાજી અને રિશારને પહેલા વિશ્વયુદ્ધને અંગે ફરજિયાત લશ્કરી ભરતીના કાયદા પ્રમાણે ફ્રાંસ જવાનું થયું. શ્રી માતાજીનો જન્મદિન, ૨૧ મી ફેબ્રુઆરી, પહેલી વખત અહીં ઉજવાયો હતો.

**૧૯૧૬:**

સપ્ટેમ્બરમાં 'આર્યન સ્ટોર્સ' પોંડિચેરીમાં દુપ્લેક્ષ સ્ટ્રીટમાં બજારના લત્તામાં ખુલ્લો મુકાયો. શ્રી અરવિંદે તે વખતે હાજરી આપી હતી. સ્ટોર શરૂ કરવા માટેના પૈસા શ્રી માતાજી અને રિશારે આપ્યા હતા. દેખરેખ અને વ્યવસ્થાનું કામ સૌરીન બોઝ કરતો હતો.

હારાધન બક્ષી ચંદ્રનગરથી ફ્રેન્ચ લશ્કરમાં સ્વયંસેવક તરીકે જોડાયા હતા તે પોંડિચેરી ટ્રેનિંગ માટે અને તૈયાર થયા પછી ફ્રાંસ જવા માટે આવ્યા ઘણી વાર શ્રી અરવિંદને મળવા આવતા

ખાસીરાવ જાદવ વડોદરેથી આ વર્ષ દરમિયાન શ્રી અરવિંદની મુલાકાત માટે આવ્યા મૅગરી હોટેલમાં ઊતર્યા હતા

૧૯૧૭ 'આર્ય' માસિક નિયમિત ચાલતું હતું બીજી પ્રવૃત્તિની માહિતી મળી નથી

૧૯૧૮ ડિસેમ્બરમાં મૃણાલિની દેવીનુ અવસાન થયુ

'આર્ય' માસિક ચાલુ ચંદ્રશેખર અય્યા પોંડિચેરી હતા

ડિસેમ્બરની આખરમાં પુરાણી પહેલી વાર શ્રી અરવિંદની મુલાકાત માટે આવ્યા પત્રવ્યવહાર ૧૯૧૪ થી ચાલુ હતો

૧૯૧૮ પુરાણીની મુલાકાત સવારે ઉતરીને વી વી એસ અય્યરને ત્યાં એક જ પોટલુ હતુ તે મૂકીને શ્રી અરવિંદને ઘેર રૂ ફ્રાસ્વા માર્તે ન ૧૦ મા પહોંચી ગયો કે અમૃતા, મૉની વગેરે હતા શ્રી અરવિંદને ખબર પહોંચાડ્યા ચા, ખાવાનુ મળ્યા પછી રાખ્યુ હતું

વાતચીત (૧) આર્થિક મદદની જરૂર દેશપાંડે વગેરે પાળ કરી શકે— (૨) રાજકીય હિંદની સ્વતન્ત્રતા—સંગઠન તૈયાર થયું છે તેનો અમલ કરવો કે નહિ? શ્રી અરવિંદની સલાહ—મુક્તિની ઝંખના—વચન—
(૩) સાધના વિષે સામાન્ય જ વાતચીત

૧૯૧૯

અમૃતા સ્થાયી રહેવા માટે પોંડિચેરી આવી ગયા આ વર્ષ દરમિયાન એસ દોરાસ્વામી, જે નબિયાર, મૃણાલિની ચટ્ટોપાધ્યાય વગેરે શ્રી અરવિંદની મુલાકાત માટે આવ્યાં હતા

૧૯૧૮ મા મૉર્ની મિન્ટો સુધારા અંગ્રેજ સરકારે જાહેર કર્યા હતા તે વિષે શ્રી અરવિંદનો અભિપ્રાય 'ન્યૂ ઇન્ડિયા'માં પ્રગટ કરવાને મિસિસ

બિસેન્ટે ઘણા આગ્રહ ભરેલા પત્રો લખ્યા શ્રી અરવિંદે પોતાનું નામ પ્રગટ ન કરવાની શરતે એક લેખ 'An Indian nationalist'—એવી સહીથી મોકલ્યો હતો સુધારાને 'ચાઈનીઝ ઉખાણું' અને 'મોટી છાપા' તરીકે વર્ણવ્યા હતા

અમૃતા મદ્રાસથી વેકેશન દરમિયાન આવતા ત્યારે પહેલા એક બે દિવસ ઘણા કલાકો સુધી શ્રી અરવિંદ સાથે વાતચીત કરતા બિજય પણ કોઈ કોઈ વાર કલાકો સુધી વાતો કરતા શ્રી અરવિંદની સાધનામાં એથી વિક્ષેપ પડતો નહિ જ્યારે પૂછવામાં આવતુ ત્યારે કહેતા કે હવે બહારના સજોગોથી સાધના પર કશી અસર થતી નથી જ્યારે 'આર્ય'નુ લખાણ કરતા ત્યારે પણ સાધના ચાલુ રહેતી

૧૯૧૯ ૧૯૨૦ મા શ્રી અરવિંદને જમણી આખે સોજો આવતો અને લાલ થઈ જતી એમની સાથે રહેનારાઓનો એવો અભિપ્રાય હતો કે આખની તકલીફ સિગાર પીવાને લીધે અથવા કોઈ કોઈ વાર દારૂ પીવામાં આવતો તેને લઈને હશે એક દિવસ રાત્રે ૮ વાગે આખ ઘણી સૂઝી ગઈ હતી એમણે ઘરના માણસોને કહ્યુ કે બે કલાક પછી સોજો ઊતરી ગયો હશે ત્યાર પછી એમના અભ્યાસ પ્રમાણે પાયચારી કરતા કરતા ધ્યાન કરવા લાગ્યા બે કલાક પછી આંખ તદ્દન સાજી થઈ ગઈ હતી!

પોતે કહેતા કે સિગારને અને સોજાને કશો સંબધ નથી

૧૯૨૪ માં એમણે મદ્ય કોઈ કોઈ વાર લેતા તે પણ બંધ કર્યો અને ૧૯૨૬ મા સિગાર પણ સદાને માટે એક જ દિવસે મૂકી દીધી

મુકુલચંદ્ર દે, પાછળથી કલકત્તા, સ્કૂલ ઑફ આર્ટના—કલાશાળાના—પ્રિન્સિપાલ, પોંડિચેરી આવ્યા અને ચાર દિવસ સુધી શ્રી અરવિંદનું ચિત્ર દોરવા માટે 'સીટિંગ' લીધા એ ચિત્ર બહુ સફળ નીવડ્યુ ન હતુ

૧૯૨૦

જાન્યુઆરી ૫ મુંબાઈના બૅરિસ્ટર જોસેફ બાપ્ટિસ્ટા તિલકના પક્ષના એક આગેવાન હતા ૧૯૧૯ ના અંતમાં રાષ્ટ્રીય પક્ષ ૧૯૦૭ પછી વધારે ને

વધારે મજબૂત થતો ગયો હતો તેણે મુંબાઈમા પોતાના પક્ષ તરફથી એક પત્ર કાઢવાનો વિચાર કર્યો લોકમાન્ય તિલકની સલાહથી મુબાઈમા જોસેફ બાપ્ટિસ્ટાએ શ્રી અરવિંદને એક પત્ર લખીને આમન્ત્રણ આપ્યું. એ પણ એક વિચાર હતો કે શ્રી અરવિંદના રાજકીય વિચારોનો તિલકના વિચારો અને કાર્યક્રમ સાથે સંપૂર્ણ મેળ હતો એટલે શ્રી અરવિંદ માટે એ માગણીનો સ્વીકાર—જો એમને હિંદના રાજકીય જીવનમા પાછા ફરવુ જ હોય તો—એક સારી તક આપે અને એમના જેવા દેશનેતાની મદદ રાષ્ટ્રીય પક્ષને મળે એ પત્રનો ઉત્તર શ્રી અરવિંદે ૧૯૨૦, ૫ જાન્યુઆરીએ આપ્યો તે ઉપયોગી હોવાથી અહીં આખો જ આપીએ છીએ —

પોંડિચેરી
જાન્યુઆરી ૫, ૧૯૨૦

વહાલા બાપ્ટિસ્ટા,

તમે જે માગણી મૂકી છે તે લલચાવે તેવી છે પરંતુ હુ એનો સ્વીકાર કરી શકતો નથી તે માટે દિલગીર છુ એમ કરવાના જે કારણો છે તે સ્પષ્ટપણે તમારી આગળ રજૂ કરવા એ મારી તમારા પ્રત્યે ફરજ છે પહેલું તો એ કે અત્યારે હુ બ્રિટિશ હિંદમા પાછો ફરવા માગતો નથી આ નિર્ણય કોઈ પણ રાજકીય બાધાથી સ્વતંત્રપણે કરેલો છે છેલ્લા (૧૯૧૯ ના) સપ્ટેમ્બર સુધી, હુ જાણુ છુ ત્યા સુધી, બંગાળની સરકાર (અને ઘણુ ખરુ, મદ્રાસની સરકાર પણ) બ્રિટિશ હિંદમા હુ પાછો ફરુ તેની વિરુદ્ધમા હતી, અને આ વિરોધનો વ્યવહારની દૃષ્ટિએ અર્થ એ થાય કે જો હુ પાછો ફરુ તો સરકારના ઉપર વિશ્વાસ અને તેની સાથે સહકારનો જે નવો યુગ પ્રગટાવવાનો છે તેમા સહાય તરીકે જે ઉદાર અને કલ્યાણકારી કાયદાઓ ચાલુ રહેવાના છે તેમાના કોઈ એકનો આશ્રય લઈને મને કેદ કરવામા આવે, અગર અટકમા લેવામા આવે હુ માનુ છું કે બીજા પ્રાંતોની સરકારો પણ પોતપોતાના રાજ્યમા હુ પ્રગટ થાઉ તેથી વધારે આનંદ પામે એમ માનવાને કશુ કારણ

નથી કદાચ, રાજાએ કરેલી જાહેરાતથી કાંઈક ફેર પડયો હોય એ સભવિત છે પણ એ વિષે ખાતરીથી કહી શકાય નહિ કારણ કે એ જાહેરાતનો હુ જે અર્થ કરુ છું તે પ્રમાણે તો રાજકીય કાર્યકર્તાઓ માટે એ યુદ્ધવિરામ, કે યુદ્ધની તહકૂબી નથી પરંતુ કૃપા કરીને આપેલી ખાસ છૂટ અને ઉદારતા છે જે વાઈસરૉયની મરજીથી મર્યાદિત રહેશે અત્યાર મારા હાથ પગ એટલું બધુ કામ છે કે સરકારના ફરજિયાત મહેમાન બનીને નવરાશનો આરામ ભોગવવામા હુ વખતનો નકામો વ્યય કરી શકુ તેમ નથી પણ મને સપૂર્ણ પણે નિર્બંધ રીતે કામ અને હિલચાલ કરવાની ખાતરી આપવામા આવે, તો પણ અત્યારે તો હુ બ્રિટિશ હિંદમા પાછો ફરુ નહિ હુ પોંડિચેરી આવ્યો તે એક સ્થિર ઉદ્દેશ લઈને, તેને માટે જરૂરી સ્વતત્રતા અને શાંતિ મળે તેટલા માટે એ ઉદ્દેશને અને અત્યારના રાજકારણને કશો જ સબધ નથી અહીં આવ્યા પછી દેશના રાજકારણમા મે સીધેસીધો કશો ભાગ લીધો નથી, જો કે દેશને માટે મારી પોતાની રીતે હુ જે કાંઈ કરી શકુ તેમ છુ તે તો હુ સતત કરતો રહ્યો છુ જે ઉદ્દેશથી હુ અહીં આવ્યો છુ તે સિદ્ધ થાય નહિ ત્યાં સુધી કોઈ પણ પ્રકારની જાહેર પ્રવૃત્તિ ફરીને ચાલુ કરવી મારે માટે શકય નથી પણ અત્યારે હું બ્રિટિશ હિંદમા હોઉં તો મારે જુદા જુદા પ્રકારની પ્રવૃત્તિઓમા એકદમ ઝુકાવવુ જ પડે પોંડિચેરી મારુ એકાતનું સ્થળ છે, મારી તપસ્યાની ગુફા છે, ત્યાગના પ્રકારની તપસ્યા નહિ, પરતુ મારી પોતાની શોધની ખાસ મુદ્રાવાળી સાધના માટેની માટે એ તપસ્યા, એ સાધના પૂરાં કરવી જોઈએ, અને બહાર આવુ તે પહેલા, અતરમા મારે કામને માટે સજ્જ અને તૈયાર થવુ જોઈએ

બીજી વાત કામના પોતાના સંબધની છે હુ રાજકારણને કે રાજકીય કાર્યને મુદ્દે હલકુ ગણતો નથી, અથવા તો, બધા કાર્યોથી હુ પર થઈ ગયો છુ એમ પણ હુ માનતો નથી હુ તો હમેશા આધ્યાત્મિક જીવનના ઉપર વધારે ભાર દેતો આવ્યો છુ અને હવે તેના ઉપર હુ પૂરેપૂરો ભાર મૂકુ છુ પરતું આધ્યાત્મિકતાનો મારો ખ્યાલ સસારથી સંન્યાસવૃત્તિપૂર્વક વિમુખ થવુ એવો નથી અથવા તો જીવનના પદાર્થો પ્રત્યે તિરસ્કાર કે ઘૃણા પામવા

સાથે મારી આધ્યાત્મિકતાને કશો જ સબંધ નથી મારી નજરે બિનઆધ્યાત્મિક, યાને કેવળ લૌકિક હોય એવુ કશુ જ નથી સપૂર્ણ આધ્યાત્મિક જીવનમાં હુ માનવની સઘળી પ્રવૃત્તિઓનો સમાવેશ કરુ છુ અને અત્યારે રાજકારણનો વિષય ઘણો અગત્યનો છે પરતુ રાજકીય પ્રવૃત્તિની મારી દિશા અને ઉદ્દેશ અત્યારે એ ક્ષેત્રમાં જે કાઈ થઈ રહ્યુ છે તેના કરતા ખૂબ ખૂબ અંશે જુદાં પડે એમ મને લાગે છે મે રાજકીય કાર્યક્ષેત્રમા પ્રવેશ કર્યો અને ૧૯૦૩ થી ૧૯૧૦ સુધી મે કાર્ય ચાલુ રાખ્યુ તેનો એક, અને એકમાત્ર ઉદ્દેશ એ હતો કે મારે લોકોના મનમા સ્વતત્રતા માટેની સકલ્પશકિતને તથા કૉન્ગ્રેસની નકામી, નિષ્ફળ પદ્ધતિને—ત્યાર પહેલા પ્રચારમા હતી તેને—બદલીને, લડીને સ્વતત્રતા લેવાની જરૂરને દૃઢપણે સ્થાપન કરવી હતી તે કામ અત્યારે થઈ ગયે] છે અને અમૃતસરની કૉન્ગ્રેસ એ થયાની મહોર છે એ સકલ્પશકિત જોઈએ તેટલી વ્યવહારુ નથી, સગઠિત અને એકત્ર નથી, તેમ તેનુ કાર્ય એકધારુ નથી પરતુ એ સકલ્પ છે ખરો, અને શકિતશાળી અને સમર્થ એવા ઘણા યે નેતાઓ એને દોરવા માટે રહેલા છે

સરકારે આપેલા સુધારા પૂરતા નથી તો પણ, હુ માનું છુ કે, દેશ એનો અત્યારનો મિજાજ—અત્યારની મનોદશાને—જાળવી રાખશે—અને એ જાળવી રાખશે તેની મને ખાત્રી છે—તો આત્મનિર્ણયનો તેનો સકલ્પ થોડા સમયમા વિજયશાળી થશે અત્યારે જે વસ્તુ મારુ ધ્યાન રોકી રહી છે તે એ છે કે દેશ પોતાનો આત્મનિર્ણય પ્રાપ્ત કરીને પછી શુ કરશે, પોતાની સ્વતત્રતાનો એ કેવો ઉપયોગ કરશે, પોતાનું ભાવિ તે કઈ દિશામા નિર્માણ કરશે ?

તમે પૂછશો કે શા માટે બહાર નથી આવતા અને લોકોને દોરવામાં થઈ શકે તેટલી મદદ કરતા નથી પણ મુશ્કેલી એ છે મારી બુદ્ધિને પ્રચલિત સમયના કરતા ઘણી જ આગળ દોડવાની અગવડભરી ટેવ પડી ગઈ છે, કેટલાક તો એમ પણ કહે, કે આદર્શોના જગતમા એ બુદ્ધિ છેક બેમૂરી બની જાય છે તમારા પક્ષને તમે ડેમોક્રેટિક પક્ષ કહો છો હુ પણ સામાજિક

લોકતંત્ર કહી શકાય એવી કોઈ વસ્તુમા માનુ છુ, પણ અત્યારે જેવા રૂપમા એ પ્રચલિત છે તેમા નહિ અને એમા પણ યુરોપિયન પ્રકારના સામાજિક લોકતંત્ર ઉપર મારો ખાસ પ્રેમ નથી, ભલે એ આદર્શ ભૂતકાળની સરખામણીમા ઘણો આગળ પડતો અને સુધારો ગણાય તેવો હોય હુ એમ માનુ છુ કે હિંદનો પોતાનો આત્મા છે તે કારણે અને હિંદની પોતાની સસ્કૃતિનું શાસન કરનાર વિશિષ્ટ પ્રકૃતિ છે તે કારણે જીવનના બીજા બધાં ક્ષેત્રોની પેઠે રાજકારણમા પણ એણે પોતાનો નિરાળો માર્ગ કાઢવો જોઈએ અને યુરોપની પાછળ ઠોકરો ખાવી જોઈએ નહિ પરતુ અત્યારની હિંદના મનની અનજાન અને અવ્યવસ્થિત દશામાં જો એને એ માર્ગે જવાનુ થશે તો એને જરૂર એ પ્રમાણે યુરોપની પાછળ જવાની ફરજ પડશે અલબત્ત, હિંદે પોતાને માર્ગે પોતાનો વિકાસ કરવો જોઈએ એમ લોકો વાતો કરે છે ખરા, પરતુ હિંદની પોતાની વિકાસની દિશા કઈ હાવી જોઈએ એ વિષે કોઈને કશો સુસ્પષ્ટ ખ્યાલ કે પૂરતા વિચાર હોય એમ જણાતું નથી આ બાબતમાં મે મારા પોતાના આદર્શો બાંધ્યા છે, અને મારા પોતાના કેટલાક નિશ્ચિત વિચારો પણ મેં કર્યા છે, પરતુ અત્યારે ઘણા થોડા માણસો એમા મારુ અનુસરણ કરશે એમ લાગે છે કારણ કે મારુ એ દૃષ્ટિબિંદુ એક પ્રકારની બાંધછોડ ન કરનારી એવી નિરપેક્ષ, અને પ્રચલિત રૂઢ પ્રકારથી તદ્દન જુદા પ્રકારની એવી, આધ્યાત્મિકતા વડે દોરાય છે અત્યારે એ દૃષ્ટિબિંદુ ઘણાંને ન સમજાય તેવુ અને લોકની મોટી સખ્યાને આઘાતકારક અને મોટી મુશ્કેલી રૂપ થઈ પડવાનો સભવ છે પરતુ મને પોતાને હજી સુધી એ કાર્યની વ્યવહારુ રેખાનો સ્પષ્ટ અને સંપૂર્ણ ખ્યાલ નથી, તેમ અત્યારે મારી પાસે તૈયાર કાર્યક્રમ નથી ટૂંકામા, હુ હજી મારા મનમાં મારો રસ્તો કરી રહ્યો છુ અને તેથી હુ પ્રચાર કે કામ કરવા માટે તૈયાર નથી અને કદાચ હુ તૈયાર થાઉ તો પણ હુ માનું છું કે થોડા સમય માટે તો મારે એકલે હાથે જ કામ કરવાનુ થશે, અથવા તો, મારે માર્ગે જવાની સ્વતંત્રતા તો મારે રાખવી પડશે તમે જે પત્ર કાઢવાના છો તેના તત્રી તરીકે બીજાઓના અભિપ્રાય પ્રગટ કરવાને હુ બંધાયલો રહીશ, અને મારા પોતાના વિચારો મારે બાજુ પર રાખવા પડશે વળી જે રાજકીય

પક્ષો ઉદ્દામ વિચારોવાળા છે તેમના સામાન્ય વિચારો સાથે અત્યારે જે કાર્ય રાજકીય ક્ષેત્રમાં કરવાનું છે તેટલા પૂરતી મારી સંપૂર્ણ સહાનુભૂતિ છે અને હું પોતે હમણાં કાર્યક્ષેત્રમાં હોઉં તો મારાથી થઈ શકે તેટલી બધી મદદ પણ તેમને કરું, તો પણ મારે કહેવું જોઈએ કે એ પ્રમાણે મારી જાતને જરૂરી થઈ પડે એટલે અંશે, મર્યાદિત કરવાને હું મારી પ્રકૃતિથી અશકત છું.

આ સમજૂતી ઘણી લાંબી થઈ ગઈ તે માટે ક્ષમા કરશો. મોરું દૃષ્ટિબિંદુ વિગતવાર સમજાવવું મને જરૂરી લાગ્યું જેથી તમારા મન પર એવી છાપ ન પડે કે તમારી માગણીને અસ્વીકારવાનું કારણ સાચી કે દેખાવ પૂરતી આધ્યાત્મિક એકલતા છે, અથવા તો, હું દેશના સાદ પ્રત્યે અખાડા કરવા માગું છું, કે તમે અને બીજા બધા જે પ્રશંસાપાત્ર રીતે કાર્ય કરી રહ્યા છો તેના પ્રત્યે મને સહાનુભૂતિ નથી. તમને નિરાશ કરવાની મને ફરજ પડે છે તેથી હું ફરીને દિલગીરી જાહેર કરું છું.

તમારો સાચા દિલથી
અરવિંદ ઘોષ

મહત્તર ભારતનું સર્જન કરવા વિષે : —

'મારામાં એવી કોઈ મહત્ત્વાકાંક્ષા નથી. આ અતિમનસના સત્યને જગતમાં અવતરણ કરાવવું એ મારી મહેચ્છા છે, અને હું નથી ધારતો એનું કાર્ય વર્તુળ હિંદમાં મર્યાદિત રહેશે. હિંદ એના કાર્યનું આરંભ બિંદુ હશે પરંતુ એનો કાર્ય પ્રદેશ તો સમગ્ર માનવજાતિ રહેશે.' ઑગસ્ટ, ૧૯૨૬

આ વર્ષ દરમિયાન રોજ સાંજે ૪-૫ા વાગે ઘરના માણસો અને કેટલાક બહારના લોકો સાથે બેસવાનો કાર્યક્રમ શરૂ થયો. શ્રી અરવિંદ એમની અનુકૂળતાએ કોઈ વાર વહેલા તો કોઈ વાર જરા મોડા આવતા. તે વખતે પ્રસંગાનુસાર જાહેર ઘટનાઓની, પેપરોમાં આવેલા લેખોની, સાધના વિષયની વાતચીત થતી. તેમ તદ્દન સામાન્ય અને હાસ્યવિનોદના વિષયોની પણ વાતો થતી. કોઈ કોઈ વાર સ્વાભાવિક મૌન પણ પ્રસરેલું રહેતું અને એ ધ્યાનનો સમય પણ બની જતો.

સૌરીન બોઝ બંગાળથી પાછા આવ્યા નહિ—૧૯૧૯ માં એમણે અને નલિનીકાંતે લગ્ન કર્યાં હતાં—એટલે આર્યન સ્ટોર્સ પાર્થસારથી ચેટીને વેચી દેવામાં આવ્યો. (છેક ૧૯૩૨ માં પાર્થસારથીએ એ દુકાન સમેટી લીધી).

એપ્રિલ ૭—પ્રખ્યાત થયેલો 'બારીનનો પત્ર'. બારીન આંદામાનથી છૂટીને આવ્યા હતા તેમણે કેટલાક પ્રશ્નો પૂછ્યા હતા અને વિધાનો કર્યા હતાં તેનો ખુલાસો એ પત્રમાં છે એ પત્રમાથી કેટલાક અવતરણો અહીં આપ્યાં છે.

'પહેલાં તમારા યોગ વિષે તમે યોગનો ભાર કેવળ મને આપવા ઈચ્છો છો, તો હું પણ તે લેવા ખુશી છુ પણ એનો અર્થ એ થાય કે જે મને અને તમને, પ્રકટ કે અપ્રકટ રૂપે, પોતાની દિવ્યશકિત દ્વારા પ્રેરે છે તેને જ આ ભાર સોપવાનો છે. વળી એમાથી એ પણ ફલિત થાય છે કે, એ શકિતએ મને જે યોગમાર્ગ દર્શાવ્યો છે કે જેને હું પૂર્ણયોગ કહુ છુ, તે માર્ગે જ ચાલવાનું રહેશે. :. ... જે વસ્તુ લઈને મે પ્રારભ કર્યો હતો, લેલેએ મને જે આપ્યું હતું.. .. તે માર્ગ શોધવાની—પ્રાથમિક—અવસ્થા હતી. ... ...

પોંડિચેરી આવ્યા પછી આ અસ્થિર સ્થિતિ દૂર થઈ ગઈ. અંતર્યામી જગદ્‌ગુરુએ મને મારો માર્ગ પૂરેપૂરો બતાવ્યો. તેનુ સમગ્ર તત્ત્વ યોગના દસ અંગમાં આવી જાય છે. છેલ્લાં દસ વરસથી પ્રભુ એ વસ્તુની મને અનુભૂતિ આપીને મારામાં એ તત્ત્વનો વિકાસ સાધી રહ્યા છે. જો કે હજી એ કાર્ય પૂરુ થયુ નથી... ...

બ્રહ્મ, આત્મા, ભગવાન તો છે જ. પરંતુ ભગવાન મનુષ્ય પાસેથી શું ઇચ્છે છે? ભગવાન એ ઇચ્છે છે કે અહીં આ જગતમા જ, વ્યષ્ટિમાં અને સમષ્ટિમાં, તેને પોતાને મૂર્તિમંત કરવામાં આવે —જીવનમાં ભગવાનનો સાક્ષાત્કાર સ્થાપન થાય ... ... ...

ઉપર, એટલે કે વિજ્ઞાનની ભૂમિકામાં, પહોંચ્યા વિના જગતના અંતિમ રહસ્યને જાણવું અસંભવિત છે. તે વિના જગતની સમસ્યા ઉકેલાવાની નથી. ... ... ...

પરંતુ એ વસ્તુ સિદ્ધ કરવી સહેલી નથી … … … જ્યારે આ સિદ્ધિ પૂર્ણ થશે ત્યારે ભગવાન મારા દ્વારા બીજાઓને અલ્પ પ્રયાસે પણ વિજ્ઞાન સિદ્ધિ આપશે. એમાં કશો સંદેહ નથી. ત્યારે મારા મૂળ કાર્યનો આરંભ થશે. કાર્યસિદ્ધિ માટે મને ઉતાવળ નથી. જે બનવાનું છે તે ભગવાને નિશ્ચિત કરેલા સમયે થશે જ ગાંડા માણસ પેઠે દોડાદોડ કરી, માત્ર પોતાના ક્ષુદ્ર અહંકારની શક્તિ લઈ કર્મના ક્ષેત્રમાં કૂદી પડવાની મને ઇચ્છા નથી. કદાચ કાર્યસિદ્ધિ ન પણ થઈ, તો પણ મારું ધૈર્ય ચલિત નહિ જ થાય. આ કાર્ય કાંઈ મારું નથી, ભગવાનનું છે. મારે કોઈનો આદેશ સાંભળવાનો નથી. ભગવાન જ્યારે ડગ ભરવાનું કહેશે ત્યારે જ ચાલીશ. .. … …

હજી આ તો નવયુગનું શૈશવ છે, કહો કે ગર્ભાવસ્થા છે. નવયુગનો આ ફક્ત આભાસ છે, આરંભ નથી.

મારા આ યોગની વિશિષ્ટતા એ છે કે સિદ્ધિની ઊર્ધ્વગતિ ચાલુ ન રહે તો પાયો પણ પાકો ન થાય. … … …

મારે ભેદ ઉપર પ્રતિષ્ઠિત થયેલો સમાજ નથી જોઈતો, આત્મા ઉપર પ્રતિષ્ઠિત થયેલો, આત્માના ઐક્યની મૂર્તિરૂપ સંઘ જોઈએ છીએ. આ ભાવનાને લઈને જ 'દેવસંઘ' નામ આપેલું. જેઓ દેવ થવા ઇચ્છતા હોય તેમનો સંઘ તે દેવસંઘ આ પ્રકારના સંઘને એક સ્થાનમાં સ્થાપીને પછીથી તેને દેશભરમાં વિસ્તારવાનો રહેશે. … … …

તમે કદાચ કહેશો કે સંઘની શી જરૂર છે? હું મુક્ત રૂપે સર્વમાં વ્યાપક રૂપે જ રહીશ, સૌએ એક રૂપ થઈ જવું જોઈએ, પછી એ વિરાટ એકરૂપતામાં જે થવાનું હોય તે ભલે થાઓ. એ વાત સાચી છે. પણ સત્યની એ ફક્ત એક બાજુ છે. આપણો વ્યવહાર કેવળ નિરાકાર આત્મા સાથે નથી. જીવનનો નિર્વાહ પણ કરવાનો છે. અને મૂર્ત રૂપ પામ્યા વિના જીવન અસરકારક ગતિ ધારણ કરી શકતું નથી. અરૂપ તત્ત્વે જે મૂર્ત રૂપ લીધું છે, નામરૂપ ગ્રહણ કર્યાં છે, એ માત્ર ઇન્દ્રજાળ નથી. રૂપનું અત્યંત પ્રયોજન હોવાને કારણે જ રૂપ અસ્તિત્વમાં આવ્યું છે. … … …

કેટલાક લોકો આજકાલ રાજકારણને આધ્યાત્મિક સ્વરૂપનું કરવા માગે છે. … … એનું જો કોઈ સ્થાયી પરિણામ આવશે તો તે એક પ્રકારનું ભારતીય રૂપ ધારણ કરેલું બૉલ્શેવિઝમ હશે.

એ પ્રકારના કાર્ય સામે પણ મારે વિરોધ નથી. જેને જેવી પ્રેરણા થતી હોય તે પ્રમાણે તે ભલે કરે. પણ મૂળ વસ્તુ તે એ નથી. અશુદ્ધ આધારમાં આધ્યાત્મિક શક્તિ રેડવાથી—કાચા ઘટમાં કારણોદધિના પાણીને રેડવાથી—પરિણામ એ આવશે કે કાચું પાત્ર ભાંગી જશે, પાણી ઢોળાઈ જશે, અથવા આધ્યાત્મિક શક્તિ ઊડી જશે અને પેલો અશુદ્ધ આધાર જ માત્ર બાકી રહેશે. હું આધ્યાત્મિક શક્તિ આપી શકું તેમ છું. પણ એ શક્તિનો ઉપયોગ શિવમંદિરમાં વાનરની મૂર્તિની સ્થાપના કરવા માટે થશે. … … આપણે ભારત માતાના મંદિરમાં હનુમાનની નહિ, પણ પ્રભુની, સ્વયં રામચંદ્રની જ, સ્થાપના કરવા માગીએ છીએ. … … …

વ્યક્તિગત રીતે સર્વમાં વ્યાપક રૂપે રહીને પણ કાંઈક તો થઈ શકે જ. પરંતુ સંઘ રૂપે સર્વમાં કાર્ય થાય તો સોગણું પરિણામ આવે. … … જેમને આદેશ મળ્યો છે તેઓ સંગઠિત થઈને સર્વ કર્મોને આત્માનુરૂપ, યુગાનુરૂપ આકાર આપશે. એ આકાર જડ નહિ હોય, અચલાયતન નહિ હોય, એ એક મુક્ત આકાર હશે. … … …

મેં મારા પોતામાં મનોમય ભૂમિકા ઉપર મન અને ઇન્દ્રિયોના બધા વિષયોને અને અનુભૂતિઓને ઘણા વખતથી આનંદમય કર્યા છે. હવે એ અનુભૂતિઓ વિજ્ઞાનના આનંદ રૂપ બની ગઈ છે. આવી અવસ્થામાં જ સચ્ચિદાનંદનું પૂર્ણદર્શન અને પૂર્ણ અનુભૂતિ શક્ય છે. … …

મારામાં પણ ઓછા દોષ હતા? …, મને પણ કાંઈ થોડો સમય નથી લાગ્યો. ભગવાને મને ઘડવાની ઇચ્છા કરી એ જ ઘણી મોટી વાત છે. … આપણી પોતાની શક્તિ નહિ, ભગવાનની શક્તિ જ આ યોગની સાધક છે.

મારે હજારો કે લાખો શિષ્યો જોઈતા નથી. પોતાના ક્ષુદ્ર અહંકારથી મુક્ત થયેલા સોએક માણસો ભગવાનના કરણ રૂપે કામ કરવા મને મળી આવે તો પણ ઘણું છે. ... ... ...

અપક્વ માનવ અપક્વ માનવોની વચ્ચે જઈને શું કાર્ય કરી શકે?'

૭ એપ્રિલ, ૧૯૨૦

'મારો યોગ માનવજાતિને માટે નથી એ સાચું છે; પણ તે મારે પોતાને માટે પણ નથી. અલબત્ત, હું સિદ્ધિને પ્રાપ્ત કરું એ બીજાઓને સિદ્ધિ મળે તે માટેની પૂર્વભૂમિકા છે.'

'જો હું મારી પોતાની મુક્તિ અને સિદ્ધિ વાંછતો હોત તો તો મારી યોગ સાધના ક્યારની યે પૂરી થઈ ગઈ હોત.' ૧૫ ઑગસ્ટ, ૧૯૨૫

'જો આ રૂપાંતર મારામાં સંપૂર્ણપણે થઈ શકે એનો અર્થ એ થશે કે બીજાઓ માટે તે વધારે સહેલું બનશે, અને બીજા માણસોમાં જો સફળ પણે સ્થાપન થાય તો જગતમાં એ ચાલુ રહેવા માટેની—એના સ્થાયી થવાની—આવશ્યક પરિસ્થિતિ અત્યારે છે એમ ફલિત થાય.' ૨ માર્ચ, ૧૯૨૬

આ બન્ને પત્રો—જોસેફ બાપ્ટિસ્ટાને જાન્યુઆરીમાં અને બારીન્દ્ર-કુમારને એપ્રિલમાં—૧૯૨૦ માં લખાયા છે. તે બન્ને ઉપરથી આપણને શ્રી અરવિંદના જીવનકાર્યની વધારે સ્પષ્ટ ઝાંખી થાય છે. રાજકીય કાર્ય પ્રત્યેનું દૃષ્ટિબિંદુ, એ કાર્ય કરવામાં એમનો મુખ્ય ઉદ્દેશ તથા પોતાના એક આધ્યાત્મિક કાર્યક્રમનો ઉલ્લેખ—એટલું આપણને બાપ્ટિસ્ટાના પત્રમાં જોવા મળે છે.

બારીનના પત્રમાં પોતાની અંદર ૧૯૧૦ થી કાર્ય કરી રહેલ શક્તિનો સ્પષ્ટ ઉલ્લેખ, એની સાથે પોતાના અદ્વૈતનો સ્વીકાર, કેવળ બ્રહ્મના અદ્વૈતનો સાક્ષાત્કાર તો માત્ર આરંભ છે એ ઉલ્લેખ, જગતની સમસ્યાના ઉકેલ માટે અતિમનસની આવશ્યકતા,—સંઘજીવન સ્થાપન કરવાની આવશ્યકતા, પોતાની સાધનાની ભૂમિકા, સંગીન કાર્ય માટે પૂર્ણતાની સાધના પર ભાર—એટલી વસ્તુઓ એ પત્રમાં જોવા મળે છે.

૧૯૨૦ મે-જૂન: મૃણાલિની ચટ્ટોપાધ્યાય, દોરાસ્વામી, નંબિયાર પોંડિચેરી આવ્યા.

મે જૂન: શ્રી માતાજીએ સાડી પહેરવાનો આરંભ કર્યો,—મૃણાલિની ચટ્ટોપાધ્યાયે શિખવાડ્યું.

૧૫ મી ઑગસ્ટ: 'સ્ટૅન્ડર્ડ બેરર' અંગ્રેજી સપ્તાહનો ચંદ્રનગરથી આરંભ. થોડા જ વખતમાં એ પત્ર બંધ પડ્યું. ચંદ્રનગર અને પોંડિચેરી વચ્ચેનો આંતરિક સંબંધ બંધ પડ્યો 'પ્રવર્તક સંઘ' ચંદ્રનગરના સાધકોની સ્વતંત્ર પ્રવૃત્તિ બની.

૧૯૨૦ મા બારીન્દ્રકુમાર ઘોષ, આંદામાન ગયેલા તે ૧૯૧૯ ના યુદ્ધ વિરામ પછી મુક્ત થયા અને પોંડિચેરી શ્રી અરવિંદને મળવાને આવ્યા. ઉલ્લાસકર દત્ત પણ આ વર્ષના અંતમાં કે ૧૯૨૧ માં આવ્યા હતા.

૧૯૨૦ માં એક વખત ખોરાકનો પ્રશ્ન નીકળ્યો. તે વખતે રીતસરનો આશ્રમ હતો નહિ. આશ્રમ ૧૯૨૬ પછી થયો. એક માણસને સિગારની ટેવ હતી. ઘર વ્યવસ્થા માટેના પૈસામાંથી સિગાર વેચાતી લેવાતી હતી. શ્રી અરવિંદે તે બંધ કરી. જ્યારે માગણી કરવામાં આવી ત્યારે એમણે કહ્યું, 'તેલ, સાબુ, વગેરે જરૂર છે એમ ગણી શકાય. સિગાર જરૂર નથી.'

ખાવાના સ્વાદ વિષે ફરિયાદ થઈ ત્યારે એમણે એક સાધકને કહ્યું, 'અમુક પ્રકારના કે અમુક સ્વાદવાળા આહાર માટે આગ્રહ કરવો જોઈએ નહિ. એમાં કશું સત્ય નથી. તમારે શરીર છે અને તમારે તેને સારી સ્થિતિમાં રાખવાનું છે. હલકા પ્રકારના ખોરાકથી શરીરને હાનિ થાય માટે સારી જાતનું અનાજ લેવું જોઈએ. સારો ખોરાક એટલે શરીરને માટે આવશ્યક એવો ખોરાક, જીભને ગમે તે નહિ.'

ગમે તે વખતે, ગમે તે પ્રકારનો આહાર આપવામાં આવતો તે શ્રી અરવિંદ વર્ષો સુધી લેતા રહ્યા હતા. સ્વાદ વિષે કદી કશું ઉચ્ચારતા નહિ. તે વખતની રસોઈ પારિયા રસોઈઆ કરતા; ઘણી વાર બહુ જ બેસ્વાદ બનતી. કોઈ

વાર સાથે જમનારા સાથીઓમાંથી કોઈ કહેતું—'આજે મીઠું ન હતું ખરું ને ?' ત્યારે શ્રી અરવિંદ ઉત્તર આપતા, 'હા, આજે મીઠું ન હતું !'

શ્રી માતાજી આવ્યા પછી—૧૯૨૦ પછી—ઘર વ્યવસ્થામાં ઘણા ફેરફાર થઈ ગયો ! રસોડું એમના રસોઈયાના ચાર્જમાં ગયું. શ્રી અરવિંદને માટે સ્નાન કરવાની વ્યવસ્થા મેડા ઉપર કરવામાં આવી.

શ્રી માતાજી ૧૯૨૦ની ૨૪મી એપ્રિલને દિવસે બીજી વાર હિંદમાં આવ્યાં.

૧૯૨૦ નવેમ્બર.

આ વર્ષે શ્રી માતાજી ગેસ્ટ હાઉસમાં,—નં. ૪૧ ફ્રાંસ્વા માર્તે સ્ટ્રીટમાં રહેવા આવ્યાં.

તે બનાવ આ પ્રમાણે બન્યો. શરૂઆતમાં શ્રી માતાજી આવ્યાં ત્યારે મેગરીની હોટેલમાં, ત્યાર પછી સુબ્બુની હોટેલમાં અને ત્યાર પછી દરિયા કિનારા પરની બીજી સ્ટ્રીટમાં ઘર નં.૧ માં રહેતાં હતાં.

નવેમ્બર ૨૪ મીને દિવસે સખત વાવાઝોડું થઈને પાછળથી ખૂબ વરસાદ પડયો. એ ઘરની અગાસીની છતમાંથી પાણી ઝમતું હતું, અને વરસાદ હજી પડયા કરતો હતો. એવામાં ગણપતિ મંદિરની સામે ઑલિયન્સ સ્ટ્રીટમાં એક ગોડાઉનની અગાસી પાણીથી ભીની થઈને બેસી ગઈ. શ્રી અરવિંદને શ્રી માતાજીવાળા ઘરના ઓરડાઓમાં પાણી ભરાતું હતું તેની ખબર પડી. કોઈ અકસ્માત થાય તેની સામે સાવચેતી તરીકે એમને નં. ૪૧ ફ્રાંસ્વા સ્ટ્રીટમાં લાવવાં સલામત લાગ્યું. એટલે રાત્રે આઠ નવ વાગે શરૂ કરીને લઈ જવાય એટલો સામાન બાર એક વાગ્યા સુધી ખસેડયો. બાકીનો બીજે દિવસે લઈ જવામાં આવ્યો. ત્યારથી શ્રી માતાજી શ્રી અરવિંદ જોડે એક જ ઘરમાં રહ્યાં. એમની સાથે મિસ. હૉડસન—દત્તા—પણ એ જ ઘરમાં રહેવા આવ્યાં હતાં.

૧૯૨૬ માં અતિમનસના અવતરણના અને સિદ્ધિના દિવસ તરીકે વર્ષો સુધી દર્શનનો ખાસ દિવસ બન્યો તે પણ એ જ તારીખે (૨૪મી નવેમ્બર) આવ્યો એ બીના અર્થસૂચક છે.

૧૯૨૦ ના અંતમાં વિલિયમ પીયરસન શાંતિનિકેતનથી આવ્યા શ્રી માતાજીને મળ્યા.

જેમ્સ કઝિન્સ પણ ૧૯૨૦ ના અંતમાં શ્રી અરવિંદને અને શ્રી માતાજીને પોંડિચેરીમાં મળ્યા હતા

૧૯૨૦ ના અતમાં શ્રી માતાજીનો 'મારુ જીવનકાર્ય મને કેવી રીતે મળ્યુ' —એ મથાળાનો નાનો લેખ ચંદ્રનગરથી નીકળતા એક માસિકમાં—(પ્રવર્તક?) —પ્રગટ થયો હતો

૧૯૨૦ ના સપ્ટેમ્બર પછી મૉની અને નલિની બંગાળ ગયા ત્યારે શ્રી અરવિંદ એમને સ્ટેશન પર મૂકવા ગયા હતા. શ્રી માતાજી ગેસ્ટ હાઉસમા —શ્રી અરવિંદવાળા ઘરમાં રહેવા આવ્યાં તેથી ઘરમાં ખળભળાટ થયો હતો

શ્રીમતી સરલાદેવી ચોધરાણીએ શ્રી અરવિંદની મુલાકાત લીધી હતી

## ૧૯૨૧

ડૉ. મુજે શ્રી અરવિંદને મળવાને આવ્યા. અને એમના અતિથિ તરીકે રહ્યા. રાજકીય વિષય ઉપર ઘણી લાંબી વાતો કરી. અવિનાશ ભટ્ટાચાર્ય, 'વંદેમાતરમ્' પત્રના સમયના ક્રાંતિકારી, શ્રી અરવિંદને મળવા આવ્યા અને મહિનો કે દોઢ મહિનો રહ્યા.

કર્નલ જોશુઆ વેજ્વુડ ઇંગ્લૅન્ડની પાર્લમિનેટના સભ્યે શ્રી અરવિંદની મુલાકાત લીધી.

શ્રી માતાજી સાથે રહેવા આવ્યાં ત્યાર પછીનો રોજનો કાર્યક્રમ આ પ્રમાણે હતો:

સવારે ૭ વાગે ચહા—બે કપ, ત્રણ ડબલ રોટીની કાપલી, ઉપર માખણ.
૧૧ાા સુધીમાં બધા નહાઈ કરી પરવારી જતા. શ્રી અરવિંદ છેલ્લા
૧૧ાા—૧૨ાા ભોજન.
બપોરે ૩ાા વાગે ચહા. વારાફરતી ઘરના માણસોએ તૈયાર કરવાની.

રાત્રે ૯ા વાગે ભોજન માટે ઘંટડી વગાડવામા આવતી માછલીની કરી, ભાત, દહીં અને રોટી આપવામાં આવતાં

વર્તન કરીને શ્રી અરવિંદનો એક રસોઈઓ હતો તેને નોકરીમાથી બરતરફ કરવામા આવ્યો ત્યારે એણે ધમકી આપી હતી કે તમે અહીં કેવા રહી શકો છો તે હુ તમને બતાવીશ એણે એ વેર લેવાને એક મુસલમાન ફકીરની મદદ લઈને શ્રી અરવિંદની સામે મેલી વિદ્યાનો પ્રયોગ કરાવ્યો પ્રયોગમા શ્રી અરવિંદના ઘરમાં જે છોકરા નોકરીમા ચા ( હતો તેને માધ્યમ તરીકે વાપરીને મન્ત્ર દ્વારા પ્રાણની સૂક્ષ્મ શકિતને એ છોકરા જોડે સાધી ત્યાર પછી શ્રી અરવિંદના ઘરમા પથરાઓ પડવા શરૂ થયા એ ઘટના ૧૯૨૧ ના શિયાળામા બની તેનુ વર્ણન શ્રી અરવિંદે પોતે આ પ્રમાણે આપ્યું છે

'પથરા પડવાની ક્રિયાનો આરભ બહુ જ થોડા પત્થરા રસોડા તરફ પડયા ત્યારથી થયો બહારથી જોતાં એમ લાગે કે સામી અગાસીમાથી કોઈએ નાખ્યા હશે પણ ત્યા અગાસીમા કોઈ હતું નહિ આ ઘટના ઘણુ ખરુ સાંજે શરૂ થતી અને શરૂઆતમા અરધો કલાક ચાલતી પરતુ દિવસે દિવસે એના ગાળામા વધારા થતો ગયો, પત્થરો મોટા થયા અને વધારે જોરથી પડવા લાગ્યા, એમનો વેગ પણ વધ્યો પછીથી થોડા કલાકો સુધી એ મારો ચા ( રહેવા લાગ્યો આખરે, મધરાતને સમયે તો રીતસર બ ૂકના મારા જે ( થઈ પડયુ, અને તે પણ રસોડા પર મર્યાદિત ન હતો,—બહારના વરન્ડામાં પણ પત્થરા પડવા લાગ્યા શરૂઆતમા તો અમે કોઈ માણસોની રચેલી બાજી હશે એમ ધારીને પોલિસને ખબર મોકલી પણ એમની શોધ બહુ જ થોડો વખત ચાલી અને જ્યારે પોલિસમાના એકના બે પગ વચ્ચે થઈને એક પત્થર 'સું' કરતો અમારા વરન્ડામાં પસાર થયો ત્યારે ભયભીત થઈને પોલિસે શોધ કરવી પડતી મૂકી ! અમે અમારી રીતે તપાસ કરી પણ જ્યાથી પત્થરા આવતા જણાતા કે આવી શકે તેમ હતું તે બધી જગોએ પૂરતી તપાસ કરતા જણાયુ કે ત્યા કોઈ જગોએ માણસો જ હતા નહિ

આખરે, જાણે કે અમારા પર દયા કરીને અમને સર્વ પ્રકારની શંકાથી મુક્ત કરવા ખાતર હોય નહિ તેમ, બંધ કરેલા ઓરડામાં પણ પત્થરો પડવા લાગ્યા! એમાંનો એક ખાસ્સો મોટો હતો તે પડયા પછી તરત જ મેં જોયો— ત્યારે લાંબો થઈને નેતરના ટેબલ પર નિરાંતે પડયો હતો! જાણે એને આરામ લેવાની જગો એ ટેબલ હોય નહિ. આ પ્રમાણે પત્થરો વધારે ને વધારે જોખમ-ભરેલી રીતે પડવા લાગ્યા. વિજયની ઓરડીના બારણા પર પત્થરો જોરથી પડતા,—એ સિવાય અત્યાર સુધી કાંઈ વધારે નુકસાન થયું ન હતું. છેલ્લા દિવસની આગલી રાતે હું એનું નિરીક્ષણ કરતો હતો. પત્થરો અંતરિક્ષમાં— હવામાં, જમીનથી થોડા ફીટ ઊંચે જોવામાં આવતા. તે દૂરથી આવતા નહિ પરંતુ ઓચિંતા પ્રગટ થતા અને જે દિશામાંથી તે આવતા જણાતા તે પરથી તો અમારા ખુલ્લા ચોકમાંથી કે અમારા વરન્ડામાંથી જ કોઈ નાંખતું હોય એમ લાગતું પરંતુ એ આખી જગોમાં પ્રકાશ હતો અને મેં જોયું કે ત્યાં કોઈ પણ હતુ નહિ—હોવાની શક્યતા જ ન હતી. છેવટે, તદ્દન મૂર્ખ એવો એક છોકરો નોકર હતો, જેના પર આ હુમલા કેન્દ્રિત હતા તેને બિજયે પોતાની ઓરડીમાં આશ્રય આપ્યો હતો તેના શરીર પર પથરા પડવા માંડયા! અને બંધ બારણાવાળી ઓરડીની અંદર પ્રગટ થયેલા પત્થરના ઘાથી એને લોહી નીકળવા લાગ્યું. બિજયે મને બોલાવ્યો, એટલે હું ગયો ને છેલ્લો પત્થર એ છોકરા પર પડતો મેં નજરે જોયો. એ અને બિજય પાસે બેઠા હતા પાસે અને એમની સામી બાજુથી પત્થર આવ્યો હતો, પણ નાંખનાર કોઈ હતું નહિ.

અત્યાર સુધી અમે નિરીક્ષણ કરતા હતા અને તપાસ ચલાવતા હતા પણ હદ થઈ લાગી. ઘટના જોખમભરેલી બની હતી અને કાંઈ કરવું જ જોઈએ એમ અમને લાગ્યું. શ્રી માતાજીને ગૂઢ વિદ્યાઓનું જ્ઞાન હતું તે પરથી એમણે નક્કી કર્યું કે ઘરમાં જે છોકરો નોકર હતો તેની અને ઘર વચ્ચે સંબંધને લઈને આ ઘટના બનવા પામે છે. એટલે એ ગાંઠ તોડવામાં આવે, અને છોકરાને ઘરથી જુદો કરવામાં આવે તો પત્થરો પડવા બંધ થવા જોઈએ.

અમે એ છોકરાને રીશીકેશને ઘેર મોકલી દીધા એટલે એકદમ પથરા પડવા બંધ થઈ ગયા ! ત્યાર પછી એક પણ પથરો પડયો નથી.

'આથી જોઈ શકાય છે કે ગૂઢ શકિતઓની ઘટનાઓ વાસ્તવિક હોય છે, અને ભૌતિકશાસ્ત્રની ઘટનાઓ જેમ અમુક નિયમ કે પ્રક્રિયા પર આધાર રાખે છે તે જ પ્રમાણે એમનાં પણ નિયમ અને ચોક્કસ પ્રક્રિયાઓ આવી રહેલાં છે જેમના વડે એ ઘટનાઓ ઉપજાવી શકાય છે એટલું જ નહિ પણ તેમને અટકાવી કે છેક વિનાશ પણ પમાડી શકાય છે.'

આ ઘટનાના સાક્ષી બારીન્દ્રકુમાર ઘોષ, શ્રી અરવિંદ, ઉપેન્દ્રનાથ બેનરજી, રીશીકેશ કાંજીલાલ, બિજોયકુમાર નાગ, ન્યેન, અમૃતા વગેરે હતા. ઉપેન્દ્રનાથ બેનરજી તો એવી ગૂઢ ઘટનાની શકયતાને પણ હસી કાઢતા હતા. હાથમાં લાઠી અને લેન્ટર્ન લઈને રાત્રે અગાસી પર દોડદોડ કરતા હતા ત્યારે પણ પથરા તો પડયે જતા હતા.

પછી સાત દિવસને અંતે જ્યારે શ્રી માતાજીએ છોકરાને બીજે ઘેર (રીશીકેશને ઘેર) મોકલી દીધો અને પોતાની શકિત વડે એ પ્રાણમય શકિતને પાછી ફેંકી ત્યારે વત્તેલની સ્રી દોડતી રડતી આવીને શ્રી અરવિંદ અને શ્રી માતાજીને પગે પડી. જેણે પ્રયોગ કર્યો હતો તેના પર એ શકિતએ હુમલો કર્યો હતો અને વત્તેલ ઓચિંતો મરણતોલ માંદો પડી ગયો હતો. શ્રી અરવિંદે ક્ષમા આપી અને એ જીવ્યો.

ઘણુંખરું જૂન કે જુલાઈમાં ક્રાંતિકારી ચળવળના જમાનામાં શ્રી અરવિંદ પાસેથી દીક્ષા પામેલા એક કાર્યકર્તા—ઉત્તરપાડાના—અમરેન્દ્રનાથ ચેટરજી ચાર સાધુઓને લઈને પોતે પણ સાધુ વેશમા તાંજોર, ત્રિચિનાપલ્લી વગેરે સ્થળોમાં મુસાફરી કરતા કરતા શ્રી અરવિંદને મળવાને પૉંડિચેરી આવ્યા.

તે વખતે શ્રી અરવિંદ સાથે શ્રી માતાજી, રીશીકેશ કાંજીલાલ—પાછળથી સ્વામી વિશુદ્ધાનંદ ગિરી, મોતીલાલ રાય, રામેશ્વર દે, નટવરદાસ, અમૃતા, આંદામાનથી આવેલા બારીન્દ્રકુમાર ઘોષ, મિસ હૉડસન વગેરે રહેતાં હતાં.

ઑગસ્ટના અંતમાં નલિની, ઇન્દુલેખા, અને મૉની પણ આવ્યાં. એમાંના કેટલાક જુદા ઘરમાં રહેતા હતા.

અમરેન્દ્ર ચેટરજીએ પોતાનું નામ કેવલાનંદ સ્વામી રાખ્યું હતું. માથે જટા, હાથમાં ચીપિયો, અને દંડ અને એવો વેશ કર્યો કે કોઈ ઓળખી શક્યું નહિ! આખરે એણે પોતે નટવરદાસને બોલાવીને એના કાનમાં પોતે કોણ છે તેની ખબર આપી. મોતીલાલ રાયને ખબર પડતાં એકદમ આવીને ભેટી પડ્યા. અને મેડા ઉપર શ્રી અરવિંદ રહેતા હતા ત્યાં એકદમ લઈ ગયા. એમની સાથેના સાધુઓને શંકા ન પડે એની સંભાળ લેવાની હતી! શ્રી અરવિંદ પોતાના ઓરડામાં હતા તેમને બારણું ઠોકીને બોલાવ્યા. અમરેન્દ્રનું બીજું નામ 'ગેબ્રિલ' હતું. ક્રાંતિકારી દળમાં શ્રી અરવિંદે એનું નામ 'ગેબ્રીએલ' રાખ્યું હતું. મોતી બાબુએ કહ્યું, 'ગેબ્રીએલ આવ્યો છે'. 'Good Lord!' શ્રી અરવિંદ બોલી ઊઠ્યા.

બધા મળ્યા. વાતચીત થઈ. થોડા સમયથી શ્રી અરવિંદને ખબર મળતી હતી કે કેટલાક પંજાબી સાધુઓ તાંજોર અને ત્રિચિનાપલ્લીમાં એમના તત્ત્વજ્ઞાનનો અને વિચારોનો પ્રચાર કરતા હતા. એ કોયડાનો ભેદ અમર ચેટરજી આવ્યો ત્યારે ઊકલ્યો. 'હું વિચાર કરતો હતો કે અહીંના સંદેશનો પ્રચાર કરનાર કોણ હશે?'

સાધુઓને ધરમશાળામાં ઊતરવાની ગોઠવણ કરી અને અમર ચેટરજી તે રાત્રે આશ્રમમાં બધા જોડે જમ્યા અને બીજે દિવસે સવારે રવાના થયા. રાજકીય કાર્ય સંબંધી શ્રી અરવિંદે એમને ક્રાંતિકારી ચળવળમાં ન પડવાની સલાહ આપી હતી.

ચંદ્રનગરના મોતીલાલ રાયનો ઉલ્લેખ આગળ આવી ગયો છે. એમણે ૧૯૧૦ થી ૧૯૧૫-૧૬ સુધીમાં શ્રી અરવિંદને આર્થિક મદદ કરી હતી. એ મદદ મોટે ભાગે ક્રાંતિકારી ચળવળ માટે સહાનુભૂતિવાળા લોકો પાસેથી મળતી. વચમાં વચમાં કે. વી. રંગાસ્વામી આયંગાર જેવા પણ મદદ કરતા. વળી કલકત્તા, ઉત્તરપાડા, ફરતા, અને પૂર્વ બંગાળના ભાગોમાંથી પૈસા

પોંડિચેરી મોકલવામાં રહેલી અગવડને લઈને કેટલાક લોક ચંદ્રનગર મોતીબાબુને રકમ મોકલતા, કારણ કે મોતીબાબુ ચંદ્રનગરના હોવાથી પોંડિચેરી પૈસા મોકલવા એમને સહેલું પડે. ચંદ્રનગરના ધનિકોમાંથી દુર્ગાદાસ શેઠે પણ મોતીબાબુને પોંડિચેરી મોકલવા માટે સારી રકમ આપી હતી એમ જાણવા મળ્યું છે.

૧૯૧૨નો શ્રી અરવિંદનો મોતીબાબુ ઉપરનો એક પત્ર તે વખતની આર્થિક મુશ્કેલીનો ખ્યાલ આપે છે. બદલામાં, શ્રી અરવિંદનાં બધાં બંગાળી પ્રકાશનો તથા શરૂઆતમાં અંગ્રેજી પુસ્તકો પણ ચંદ્રનગર પ્રવર્તક સંઘ તરફથી પ્રગટ કરવામાં આવતા.

શ્રી અરવિંદે મોતીલાલ રાયને પોંડિચેરી સાધના કરવા માટે બોલાવ્યા, જેથી ભાવિમાં શ્રી અરવિંદના કાર્ય માટે તેઓ તૈયાર થાય. મોતીલાલ પોંડિચેરી હતા તે દરમિયાન બારીન પણ આંદામાનથી છૂટીને આવી પહોંચ્યા હતા.

મોતીલાલને એવી આશા હતી કે શ્રી અરવિંદ આખરે જ્યારે પોતાના કાર્યનો બાહ્ય રીતે આરંભ કરવા માટે હિંદમાં પાછા ફરશે ત્યારે તેઓ ચંદ્રનગરને પોતાનું કેન્દ્ર બનાવશે અને મોતીબાબુની આજુબાજુ જે સંઘ શ્રી અરવિંદની પ્રેરણા વડે જામ્યો હતો તેના દ્વારા તેઓ પોતાના કાર્યનો આરંભ કરશે. શ્રી અરવિંદ જ્ઞાન સ્વરૂપ હશે અને મોતીબાબુ કર્મનું તત્ત્વ પૂરું પાડશે!

મળ્યો. એ પ્રસંગે 'wish you the Descent of Truth and Light'—'તમારામાં સત્યનું અને જ્યોતિનું અવતરણ થાઓ' એવો શ્રી અરવિંદનો તાર પણ આવ્યો હતો. મોતીબાબુ સાથે વાતચીત દરમિયાન મેં જણાવ્યું કે શ્રી અરવિંદે મને અહીં કામનું સ્વરૂપ જોવા માટે મોકલ્યો છે અને તેઓ તમને પ્રેરણા મોકલાવે છે એમ પણ મને કહ્યું હતું. ત્યારે મોતીબાબુએ મને કહ્યું કે, 'જ્યારે જ્યારે હું એકાગ્રતા કરુ છું ત્યારે ત્રાણ વીજળીના ગોળા જેવું મને દેખાય છે અને એ પ્રેરણાની મદદથી હુ કામ કરુ છુ.'

એ ૧૫ મી ઑગસ્ટે મોતીબાબુએ મને જણાવ્યુ કે એમની અને શ્રી અરવિંદની વચ્ચે કાઈક આધ્યાત્મિક મતભેદ જેવુ થયુ છે. ૧૯૨૩ માં જ્યારે હુ પોંડિચેરી સાધના કરવા માટે ગયો ત્યારે એ વાત મેં શ્રી અરવિંદને કરી. પછીથી મોતીલાલ રાય કેવી રીતે અને શા કારણે ગયા તે જાણવાનું મને મળ્યુ

આ વિષે શ્રી અરવિંદ સાથે થયેલો વાર્તાલાપ અહીં રજૂ કરું છું: 'મને પોતાને અતિમનસનો ખ્યાલ દસ વર્ષની સાધના પછી સ્પષ્ટ થયો. અતિમનસ સાધનાની શરૂઆતમાં નહિ પણ છેવટની અવસ્થામા આવે છે. એ ક્રમે ક્રમે વૃદ્ધિ પામતું સત્ય છે.'

પ્રશ્ન: જ્યારે તમે એમ કહ્યું કે પ્રાણની શક્તિઓ અતિમનસના અવતરણના માર્ગમાં આડે આવે છે ત્યારે તમે ચંદ્રનગર વિષે ઇશારો કરતા હતા?

ઉત્તર: તે વખતે મારા મનમાં એક પ્રકારનું બૌદ્ધિક ઘડતર હતું. અલબત્ત, એ માનસિક ઘડતરની પાછળ કોઈ વસ્તુ હતી જેને જ્ઞાન હતું કે એમાં સત્ય રહેલું છે. તે છતાં એ ઘડતર સફળતાપૂર્વક પાર પડશે એની મને ખાતરી ન હતી. ગમે તેમ પણ મારે એ વિચારને કાર્ય કરવાની તક આપવી હતી. એટલે મેં મોતીલાલ રાયને એ વિચાર આપ્યો. પછી એણે એ વિચારને અપનાવ્યો અને તમે જાણો છો કે એણે એની રીતે પૂર્ણ પ્રાણમય સત્ દ્વારા તથા અહં-પ્રધાન રીતે અમલમાં મૂક્યો. એટલે પ્રાણ શક્તિઓ—પ્રભુ

વિરોધી—ને તક મળી ગઈ. એમણે સમગ્ર પ્રવૃત્તિનો કાબુ લેવાનો પ્રયત્ન કર્યો.

મેં તમને કહ્યું નહિ કે આવા કેટલાક કડવા પાઠો શીખ્યા પછી કર્મના ક્ષેત્રમાં ધસી જવાનો ખ્યાલ મારે છોડી દેવો પડ્યો. આ યોગ સાધના જડ ચોકઠાની બનેલી કોઈ (યાન્ત્રિક) પદ્ધતિ નથી. એનો વિકાસ અનુભવ વડે થાય છે અને સાધકે અનુભવથી વિકાસ સાધવાનો છે.'

૨૧ ઑગસ્ટ ૧૯૨૬

૧૯૨૦ ના નવેમ્બર પછી શ્રી માતાજી શ્રી અરવિંદના જ ઘરમા રહેવા લાગ્યાં એ વાત શ્રી અરવિંદ સાથે રહેનારા ઘણા સાથીઓને પસંદ પડી ન હતી. માણસના મનના ઉપર સમાજ, ધર્મ, કુટુંબ વગેરે જે સંસ્કારો નાંખે છે તે સહેલાઈથી દૂર થતા નથી. વળી કટ્ટર રાષ્ટ્રવાદી માણસોને વિદેશી અને યુરોપિયન મહિલા ઘરમાં સ્થાન લે એ સ્થિતિ એકદમ સ્વીકારી લેવામાં માનસિક અને પ્રાણના સંસ્કારોની મુશ્કેલી નડે એ કાંઈક અંશે સ્વાભાવિક છે. અને સચેતન બનીને યોગસાધના કરનાર માટે એ વસ્તુ સવિશેષ મુશ્કેલ બને છે.

મોતીલાલ રાયને આ ફેરફાર રુચ્યો ન હતો, જો કે એમની અરુચિ ૧૯૨૧ માં કદાચ એમને પોતાને પણ સ્પષ્ટ ન થઈ હોય તો નવાઈ નહિ. એમની મુશ્કેલી સાધનાને અંગેની હતી. એમણે શરૂ કરેલો સંઘ એમની ગેરહાજરીમાં નહિ ચાલે એવી એમને બીક હતી. એક રીતે કહીએ તો એ કામ પ્રત્યે એમને આકર્ષણ અને આસક્તિ હતાં.

શ્રી અરવિંદે એમને પ્રકૃતિનું રૂપાંતર કરવા માટે આશ્રમમાં આવીને સાધના કરવા માટે સૂચના કરી હતી તેને અનુસરીને તેઓ પોંડિચેરી આવ્યા હતા. પણ ચંદ્રનગરથી અરુણચંદ્ર દત્ત વગેરેના કાગળો એમના ઉપર આવતા હતા તેમાં એમને પાછા આવવા માટે આગ્રહ કરવામાં આવતો. ઑગસ્ટ ૧૫ મી આવી ત્યારે પ્રશ્ન ઘણો ઉત્કટ બન્યો. મોતીબાબુએ 'મારે શું કરવું' એવો પ્રશ્ન શ્રી અરવિંદને પૂછયો ત્યારે એમણે પોતાના

જુલાઈ ૧૯૨૨ ના અમૃતાના એક પત્રમાં શ્રી અરવિંદ પોતે બે વર્ષથી વધારે પોંડિચેરીમાં નહિ રહે એવું લખેલું છે! તે વખતે પોંડિચેરી રહેનારાઓમાં એ વિચાર ચાલતો હતો.

સપ્ટેમ્બર ૧૯૨૨ માસમાં નં. ૧૦ ફ્રાંસ્વા માર્તે ઘરમાંથી નં. ૯ રૂ દ લા મારીન ઘરમાં રહેવા માટે શ્રી અરવિંદ શ્રી માતાજી વગેરે ગયાં. ત્યાર પછી નં. ૧૦ નું ઘર 'ગેસ્ટ હાઉસ' કહેવાતું થયું. સપ્ટેમ્બર ૧૯૨૨ થી ફેબ્રુઆરી ૮, ૧૯૨૮ સુધી એ ઘરમાં તેઓ રહ્યા.

નવેમ્બર ૧૮. સી. આર. દાસને એક પત્ર.

## ૧૯૨૩

ચંદ્રનગરસો પ્રવર્તક સંઘ અને પોંડિચેરી વચ્ચે દૃષ્ટિભેદ વધ્યો; પ્રકૃતિના ધર્મનું અનુસરણ કરવાથી વિજ્ઞાન એટલે અતિમનસ મળે કે નહિ? એ પ્રશ્ન હતો. અરુણચંદ્ર દત્ત સાથે પત્ર મોકલીને મોતીલાલ રાયે શ્રી અરવિંદને મળવા માટે માગણી કરી હતી. એનું કાંઈ પરિણામ આવ્યું ન હતું.

એપ્રિલ : બારીનને પત્ર; એપ્રિલ ૨ અને ૩; ભવાનીપુર, કલકત્તામાં સાધનાનું એક કેન્દ્ર બારીન મારફત ચાલતું હતું ત્યાંના સાધકો વિષે, એમની સાધના વિષે અને કેન્દ્રના સંચાલન વિષે સૂચનાઓ આપતા પત્રો.

પૈસા એકઠા કરવા માટે સૂચનાઓ.

રજનીકાંત પાલીતનો એમના નાના છોકરા રથીનની માંદગી વિષેનો પત્ર—એનો ઉત્તર; રજનીકાંતની સાધના વિષે સૂચનાઓ.

એપ્રિલ ૯. વર્તમાન રાજકીય પરિસ્થિતિ વિષે, અને ગામડામાં રચનાત્મક કાર્ય વિષે વાર્તાલાપ.

એપ્રિલ ૧૧. આશ્રમના એક સ્થાયી સાધક ડૉ. રાજંગમ્ સાથે સાધના વિષે વાર્તાલાપ

એપ્રિલ ૧૩. વિષ્ણુ ભાસ્કર લેલે વિષે, એમના ગુરુભાઈ નારાયણ સ્વામી વિષે, તથા સામાન્ય દત્તાત્રય યોગ વિષે વાર્તાલાપ; લેલેનો મેળાપ

થયો ત્યારે વડોદરામાં થયેલી અનુભૂતિનું વર્ણન

એપ્રિલ ૧૪. સાધના વિષે સૂચનાઓ; સૂરતના નટવરલાલ ભરતિયાનો પત્ર—સૂચના, સહજજ્ઞાન, અને પ્રેરણા એ ત્રણેના ભેદ વિષે વાર્તાલાપ. બારીનને પત્ર

એપ્રિલ ૧૭. વિલિયમ પીયરસન શાંતિનિકેતનથી આવ્યા. શાંતિનિકેતન વિષે વાર્તાલાપ.

એપ્રિલ ૧૯. અહિંસા અને હિંદુ મુસ્લિમ એકતા વિષે વાર્તાલાપ.

એપ્રિલ ૨૦. પ્રવર્તક પબ્લિશિંગ હાઉસ, ચંદ્રનગર અને આર્ય પબ્લિશિંગ હાઉસ કલકત્તા બન્નેની સાથે પ્રકાશન માટે વ્યવસ્થાની વાતચીત.

એપ્રિલ ૨૧. સાધના વિષે સૂચનાઓ.

એપ્રિલ ૨૨. ચંદ્રનગર અને મોતીબાબુ વિષે વાતચીત.

એપ્રિલ ૨૬. બિપિનચંદ્ર પાલનો શ્રી અરવિંદને પત્ર—વિષય : કવિતા.

એપ્રિલ ૨૭ સૂરતના ભરતિયા નટવરલાલને લેલેનો પત્ર. એના વિષે શ્રી અરવિંદની ટીકા અને સૂચના

એપ્રિલ ૨૮. અમેરિકામાં શ્રી રામકૃષ્ણ મિશન—આધ્યાત્મિકતા અને બાહ્ય જગત વિષે વાર્તાલાપ. સાધના વિષે સૂચના.

એપ્રિલ ૩૦. બંગાળના શ્રી અરુણાચલ મિશન તરફથી પત્ર, સિલોનથી રાજગોપાલનનો પત્ર.

મે ૨ ચદ્રનગર પ્રવર્તક સંઘ વિષે વાત.

મે ૮. બારડોલીના કાર્યક્રમ વિષે વાર્તાલાપ.

મે ૧૩. મોતીલાલ રાયને પત્ર, તેના વિષે વાત, બારીનનો પત્ર આવ્યો; 'બિજલી' પત્રમાં ઉપેન બેનરજીનો લેખ.

મે ૧૫. રશિયન સામ્યવાદ વિષે વાર્તાલાપ.

મે ૧૬ નેવિનસનનો શ્રી અરવિંદ વિષે અભિપ્રાય અને છાપ; અંગ્રેજ કવિ રોબર્ટ બ્રિજિસનો શ્રી અરવિંદ ઉપર પત્ર : સરકારે આપેલા સુધારાનો સ્વીકાર કરવાની હિમાયત અને માગણી. શ્રી કેશવરાવ દેશપાંડેના અપેરી આશ્રમ વિષે વાતચીત.

મે ૧૮. મદ્રાસના 'સ્વરાજ્ય' પેપરમાં મહાત્માજી અને શ્રી અરવિંદની સરખામણી કરતો જી. વી. સુબ્બારાવનો લેખ.

મે ૨૦. થિયોસૉફી વિષે વાર્તાલાપ, બારીનનો પત્ર—બારીન અને મોતીલાલ રાયનો મેળાપ.

મે ૨૬. સાધના વિષે સૂચનાઓ; બહારગામથી સાધક થવા ઇચ્છનારાઓના ફોટાઓ અને તેમનું વાંચન; વિજ્ઞાન યોગની સાધના માટે આવશ્યક તત્ત્વો. સમતા અને પૃથ્વી ઉપર પકડ—આ જગત પર દૃઢ પાયો. ગુરુ અને શિષ્યનો સંબંધ.

ગુરુ કૃપા વિષે વાર્તાલાપ.

પ્રશ્ન: તો પછી, વ્યકિતગત કૃપા—ગુરુના વ્યકિતત્વમાંથી પ્રગટતી કૃપા જેવુ કાંઈ છે જ નહિ?

ઉત્તર: એનો આધાર ગુરુ ઉપર છે. ગુરુનું વ્યકિત સ્વરૂપ એનામાં રહેલા પ્રભુથી સ્વતંત્રપણે અને પોતાની મરજી પ્રમાણે શિષ્યને શું આપવું તે નક્કી કરે છે એમ તો તમે કહેવા નહિ ઇચ્છતા હો. અને જ્યારે એની કૃપા એવું વ્યકિત સ્વરૂપ લેતી દેખાય ત્યારે પણ ખરું જોતાં કોઈ બીજી જ વસ્તુ નિર્ણય કરતી હોય છે.'

... ... ...

'તમે 'પતિતપાવન' અને 'અધમ-ઉદ્ધાર' કરવા વિષે જે કહો છો તેનો સાર એટલો જ છે કે માણસનું બાહ્ય જીવન ગમે તેટલું ખરાબ કે દેખીતી-રીતે પાપી હોય તો પણ એના અંતરમાં કોઈ એવી વસ્તુ હોય કે જે સત્યનો સ્વીકાર કરી શકે તો તે વ્યકિત નો ઉદ્ધાર થઈ શકે.' ૬ સપ્ટેમ્બર, ૧૯૨૬

મે ૩૦. શ્રી અરવિંદને સ્વપ્ન રૂપે થયેલો અનુભવ. આજે એક પ્રતીકાત્મક સ્વપ્ન આવ્યું તે સાંજે વર્ણવ્યું:

સ્વપ્નોના અર્થ કરવા અને બેસાડવા પડે છે. સર્વમાન્ય અર્થ એટલે કે બધા માણસોને આવતાં સ્વપ્નાંઓમાં લાગુ પડે એવો અર્થ ભાગ્યે જ આપી શકાય. પ્રત્યેકે પોતાના સ્વપ્નાનો અર્થ શોધી કાઢવાનો હોય છે. એ પ્રમાણે

પ્રસ્તાવના કરીને પોતાને આવેલું સ્વપ્ન કહ્યું : 'બે જણા હતા, એક ભૌતિક શાસ્ત્રવેત્તા અને બીજો જાદુગર. બન્ને જણા કોઈ વિદેશી દુશ્મનોના હાથમાં પડેલી એક સ્ત્રીને છોડાવવા માગતા હતા. જાદુગર ચૈત્ય પ્રકૃતિ અને માનસિક વિકાસવાળો માણસ હતો. એને સત્યની ખબર છે—તેનું જ્ઞાન છે પરંતુ જીવનમાં તેને પ્રત્યક્ષ કરવાની પ્રક્રિયાથી તે અજાણ છે.

જાદુગરે પણ સ્ત્રીને છોડાવવાનો પ્રયત્ન કરી જોયો. પણ એ નિષ્ફળ ગયો. પછી ભૌતિક શાસ્ત્રવેત્તાએ પ્રયત્ન કર્યો પણ દુશ્મનોથી એ ત્રાસી ગયો, કારણ કે તલવારના ઝટકાઓ મારતાં પણ એમના પર કશી અસર થતી જણાઈ નહિ! પણ એ દુશ્મનોના ટોળાને એમના રાજાની રાજધાની તરફ જવાની ઉતાવળ હતી એટલે એ ટોળું નાસી ગયું. પેલી સ્ત્રીને મૂકીને તેઓ નાસી ગયા કે લઈને તે જાણવામાં આવ્યું નહિ. પેલો ભૌતિકશાસ્ત્રવિદ હતો તેણે એવી શોધ કરી હતી કે પૃથ્વીના સ્તરોની ગણત્રી ઉપરથી, નહિ કે નીચેથી, કરવી જોઈએ! હવે પેલા દુશ્મનો નાસી ગયા તે પોતાની પાછળ વસ્તુઓ મૂકી ગયા હતા.

પેલા ભૌતિકશાસ્ત્રવેત્તા એ દુશ્મનો છોડી ગયા હતા એ વસ્તુઓમાં એક મહાકાય પુસ્તક જેવું—લગભગ, ઓરડા જેટલું મોટું! એ પુસ્તક ભૂસ્તર વિદ્યા ઉપર હતું. અને એ પુસ્તકના પૂઠા અને પાનાની વચ્ચે જે ખાલી જગ્યા હોય છે તેમાં પેલી સ્ત્રી તેને મળી આવી. સ્થૂલ પ્રકૃતિનું—પૃથ્વીનું—રહસ્ય આમ એક પ્રતીક મારફત સૂચવવામાં આવ્યું. ભૌતિક પ્રક્રિયાઓમાં નહિ પણ તેની પાછળ એ રહસ્ય છે. ૩૦ મે, ૧૯૨૩

જૂન ૧. પ્રાણમય ભૂમિકાનાં સત્ત્વો વિષે વાર્તાલાપ; ઇંગ્લાંડના રાજકુમારના હિંદમાં આગમન વિષે—અસહકાર પક્ષને સરકારની દરખાસ્ત; શ્રી અરવિંદનો અભિપ્રાય.

જૂન ૫. દેશબંધુ સી. આર. દાસે શ્રી અરવિંદની મુલાકાત લીધી—બપોરે ૩ાા વાગે આવ્યા. મોતીલાલ રાય, પ્રવર્તક સંઘ, તથા વર્તમાન રાજકારણ તથા દાસની પોતાની સાધના વિષે વાત થઈ હતી—'સ્વરાજ

પાર્ટી' વિષે પણ સઘળું રાજકીય કામ મૂકીને સાધના કરવા ઉપર એકાગ્રતા કરવાની શરતે શ્રી અરવિંદ એમને સાધના આપવા તત્પર હતા પણ દાસ એ પ્રમાણે કરી શકે તેમ ન હતું રાજકીય કામ ચાલુ રાખીને સાથે સાથે થઈ શકે તેટલી સાધના કરવાની સલાહ શ્રી અરવિંદે એમને આપી હતી એમ જાણવા મળ્યું હતું સ્વરાજ પાર્ટીને શ્રી અરવિંદે ટેકો આપ્યો હતો

જૂન ૧૦ ઋગ્વેદની ઋચાઓનો અનુવાદ—એના વિષે વાર્તાલાપ

'વેદરહસ્ય' મેં ઘણી જ ઉતાવળમાં લખેલું છે તથા ફરીને સુધારા માટે એને જોઈ જવાની જરૂર છે 'આર્ય' માસિકના દબાણથી મેં તે લખ્યું ન હોત તો કદાચ હું એ પુસ્તક લખત જ નહિ ઘણું ખરું કામ મારે સહજ જ્ઞાનથી કરવું પડતું અને એ શક્તિ હું સહેલાઈથી સક્રિય કરી શકતો

૧૫.૧૨.૧૯૨૩

જૂન ૧૨ મરુત અને અગ્નિ વિષે વાર્તાલાપ

શ્રી અરવિંદે કેટલીક ઋચાઓ વાંચી બતાવી

જૂન ૧૩ દત્તાત્રય યોગ વિષે તથા મહાત્માજી વિષે વાર્તાલાપ

જૂન ૧૮,૧૯ જૈનતત્ત્વ વિષે તથા ભૌતિક શાસ્ત્રો વિષે વાર્તાલાપ.

જૂન ૨૦ પોતાના અને શ્રી માતાજીના આધ્યાત્મિક અનુભવો વિષે વાત

જૂન ૨૩ અહિંસા અને આત્મશુદ્ધિ વિષે

જૂન ૨૬ હિંદુ મુસ્લિમ એકતા અને અહિંસા, માંસાહાર અને વનસ્પતિ આહાર વિષે વાર્તાલાપ

ઑગસ્ટ ૧ અરુણચંદ્ર દત્તનો શ્રી અરવિંદ સાથે મેળાપ

ઑગસ્ટ ૨ મોતીબાબુનો શ્રી અરવિંદને પત્ર—એનું વાંચન તથા એના વિષે વાતચીત

ઑગસ્ટ ૫ સમતા વિષે

ઑગસ્ટ ૭ રામજી હંસરાજ અમરેલીના શ્રી અરવિંદના દર્શન કરવા આવ્યા સાચા અને ખોટા સહજ જ્ઞાન વિષે વાર્તાલાપ

ઑગસ્ટ ૮ વેલજી ઠાકરસી, બીદડા, કચ્છના શ્રી અરવિંદને મળ્યા અહિંસા અને આયર્લેન્ડ

ઑગસ્ટ ૯. ગોકુલદાસભાઈ કચ્છના શ્રી અરવિંદના દર્શન કરવા આવ્યા. કર્મમાં અંગત ઉદ્દેશ અને આધ્યાત્મિક કાર્ય.

ઑગસ્ટ ૧૫ મી. બંગાળના યોગી બરદ ચરનનો શ્રી અરવિંદ વિષે અનુભવ; ઑગસ્ટની ઊજવણી વિષે વાર્તાલાપ; સાંજે ટૂંકું પ્રવચન—આહાર રોજના જેવો જ, સ્થૂલ ચેતનામાં જ્યોતિના અવતરણમાં મુશ્કેલીઓ; સાંજે વાર્તાલાપ—અતિમનસ વિષે.

## ૧૫ મી ઑગસ્ટ (૧૯૨૩) : ઉત્સવ

આજનો દિવસ કોણ વર્ણવી શકે? કલ્પનાના રંગો, કાવ્યની ઉપમાઓ અને ભવ્ય વિશેષણોનો આશ્રય લીધા સિવાય ફક્ત આટલાથી જ એ દિવસ વર્ણવી શકાય : 'એ તો ૧૫ મી ઑગસ્ટ હતી!' અને એ કદાચ એ દિવસનું સાચું વર્ણન છે. તે દિવસના આધ્યાત્મિક કાર્યની સઘનતા, હૃદયમાં ઉઠતા ભાવોની ભરતીની આરોહણ કરતી ગતિ અને એકેએક વ્યક્તિ જે રીતે દિવ્ય વાતાવરણમાં તરબોળ થઈ રહી છે તે જોતાં બીજો કોઈ દિવસ એની બરોબરીમાં આવી શકે તેમ નથી.

ગુરુદેવની એક અનોખી શક્તિ એ છે કે શિષ્યો સાથે સર્વ પ્રકારના સંબંધો તેઓ સાધી શકે છે અને એ દરેક સંબંધને વાસ્તવિક અને સ્થૂલ સુધી મૂર્ત કરી શકે છે. દરેક સાધક એમને પોતાના તરીકે ગણે છે અને જાણે છે અને પ્રત્યેકને તેઓ પોતાના તરીકે સ્વીકારે છે. દરેકને એમ લાગે છે કે ગુરુદેવ મને સૌથી વધારે ચાહે છે અને એ સાચું પણ છે કે તેઓશ્રી દરેકને સૌથી વધારે ચાહે છે. આ લાગણી મિથ્યા કે ભ્રમ કે આત્મવચના નથી, વાસ્તવિક છે,—અનુભવપ્રત્યક્ષ છે. જે પરમ સત્યનું તેઓ મૂર્ત સ્વરૂપ છે તેનો સાહજીક, ક્રિયાપ્રેરક નિયમ પ્રેમ છે,—દિવ્ય પ્રેમ છે.

આજે દરેક વ્યક્તિમાં આત્મસમર્પણનો આનંદ ઉભરાઈ રહ્યો છે, સઘળે સમર્પણનો પરમાનંદ અને એની ઝલક વ્યાપી રહી છે. સઘળું આહુતિ-

રૂપે અર્પણ થઈ રહ્યુ છે,! તમે કવા મુક્ત—મોકળા થઈ જાઓ છો! કેટલા ભાર મુક્ત! તમને કેટલું હલકું લાગે છે! તમારો બધો ભાર લેનાર કોઈ બેઠું છે, તમારી નજર સામે પરમ પ્રેમની કોઈ દિવ્ય શક્તિ છે. તમારો બધો ભાર લેનાર કોઈ છે, લેવાને તૈયાર કોઈ છે તમે એના પર અંધ વિશ્વાસ મૂકી શકો છો તમારે આપવાની છે તમારી લઘુજાત,—બાકીનું બધું એનું કાર્ય છે! તમારે કશી ચિંતા ફિકર કરવાની રહેતી નથી! જાતે ચેષ્ટા કર્યા વિના પ્રેમપૂર્વક સમર્પણનો માર્ગ લેવાનો છે કેટલું સહેલું!

આજે દરેક સાધકના મુખ પર સમર્પણની કાંતિ ઝળકે છે દરેક પરમ સુખમાં મગ્ન છે અને છતા આ પરમ સુખનુ કોઈ બાહ્ય કારણ, બાહ્ય સાધન જણાતું નથી આટલા બધા આનંદ માટે સ્થૂલ વસ્તુઓની કશી સામગ્રી દેખાતી નથી આ અસીમ આનંદની ધારા ક્યાંથી વહી રહી છે? સાંભળ્યું છે કે ગુરુદેવ આ વખતે (૧૯૨૩) જેટલા ખુશ મિજાજ છે એટલા છેલ્લાં બેત્રણ વર્ષમાં દેખાયા નથી

વહેલી સવારથી જ આશ્રમમાં પ્રવૃત્તિનો મધુર ગુંજારવ શરૂ થઈ ગયો છે: શણગારવાનું, પુષ્પોની સજાવટ, માળા ગુંથવી, સ્નાન, રસોઈ વગેરે સઘળા 'દર્શન' કરવા માટે ઉત્સુક છે. જેમ જેમ દર્શનનો સમય નજીક આવતો જાય છે તેમ તેમ અંતરમાં ઉઠતા ભાવોમાં પણ ભરતી ચડે છે. આજે 'દર્શન' છે. એમ તો એમને આપણે રોજ 'જોઈએ' છીએ પણ આજે 'દર્શન' છે!

એક પછી એક જઈને સાધક દર્શન કરે છે આટલી બધી પ્રવૃત્તિની વચ્ચે આપણી ચેતના એકાગ્ર બની જાય છે. આજે 'દર્શન' છે—કોઈ પુરુષના નહિ પરંતુ પરમ પ્રભુનાં 'દર્શન' છે આજે ચર્મચક્ષુ વડે પ્રભુને જોવાનો વિરલ પ્રસંગ સાંપડયો છે.

ઉપરની ઑસરીમાં (વરન્ડામાં) વિશાળ રાજ્યાસન જેવી ખુરસીમા પોતે બિરાજે છે—કોઈ સમ્રાટ પેઠે ભવ્ય અને પ્રતાપી. બેસવાની રીતમાં કોઈ દિવ્ય પ્રકારનો આત્મ વિશ્વાસ તરવરે છે. પોતાના યોગી હૃદયમા પણ ભાવનો મહાસાગર ઉછળી રહ્યો છે—દિવ્યતાના અનંત શિખરો પ્રત્યે

આરોહણ કરતુ—ધસતુ—એ ઘોઘપુર છે કે માનવજાતિ ઉપર વર્ષી રહેલ આશીર્વાદની, કરુણાની ૅલ છે? એ મહાસાગરની દિવ્યતાનો જેને સ્પર્શ થયો હોય તે જ એ પ્રશ્નોના ઉકેલની ઝાખી કરી શકે એકવાર જેણે એ મહાસાગરમા સ્નાન કર્યું છે, ડૂબકી મારી છે, તે એમાથી કદી બહાર નહિ આવે, નહિ આવી શકે લાલ અને શ્વેત કમળોની માળા ધારણ કરીને પોતે બેઠા છે—સાધકોના સમર્પણની એ માળાઓ પ્રતીક છે હદયો ધબકે છે, પ્રાર્થનાઓ, યાચનાઓ, ભાવનાઓ આતર ઉદ્ગારો ઉભરાય છે સામેથી આશીર્વાદની ઝડી વર્ષે છે અને એના વેગમા સઘળુ ખેંચી જાય છે અશ્રદ્ધાને શ્રદ્ધા મળે છે, શકાને સંતોષ મળે છે, સશયને ખાતરી મળે છે માનવની સઘળી જરૂરો પ્રભુ પૂરી પાડે છે,—પૂરી પાડીને એની કરુણા ઉપરથી વહે છે પ્રેમ અને કરુણાનો અસીમ ધોધ વહે છે

એ દૃષ્ટિપાત! એ આનંદ સમાધિમા લીન કરનારા, હૃદયને પરવશ કરનારાં નેત્રો!—પ્રેમ, કરુણા અને દિવ્યતાનો પ્રવાહ વહેતા નેત્રો! કોણ કદી યે ભૂલી શકે? અહીં જો કોઈ પરાત્પર દિવ્યતા ન હોય તો બીજે કયા તે હોઈ શકે?

આમ રોજ તો પોતે જ્ઞાન સ્વરૂપ હોય છે પણ આજે જૂદા લાગે છે આજે કેવળ પ્રેમ સ્વરૂપ જ થઈ ગયા છે જાણે મહા કવિ! જાણે પ્રેમની સાક્ષાત મૂર્તિ! એક જ દૃષ્ટિમાં પૃચ્છા, પ્રેમ અને આશીષ! દૃષ્ટિથી અને નેત્રો વડે માણસ ચમત્કારો કરે છે એ તો સુવિદિત છે,—પરતુ અહીં પોતે દૃષ્ટિ અને નેત્રો વડે જે કરી શકે છે તેને માટે તો દિવ્યતા જ જોઈએ!

શુ માગવુ? એ પણ એક મૂઝવણ છે,—પ્રેમ કે આશીર્વાદ? કે, પ્રેમ અને આશીર્વાદ બન્ને? અનધિકારી સાધકના સ્વીકાર માટે પ્રાર્થના કરવી? શાશ્વતીને કિનારે ઉભા રહીને જ્યારે અતરાત્માએ એમને નિહાળ્યા—એ સ્વપ્ન ઘેરા, પ્રેમભર્યા નેત્રો સાથે નેત્રો મેળવ્યા તે જ ક્ષણે તે સદાને માટે એમનો થઈ રહ્યો! દિવ્ય પ્રેમની અગમ્ય રહસ્યમય ઘટના અહીં પ્રત્યક્ષ અનુભવ રૂપ છે એક ઘટનાને કોણ સમજાવી શકે? અનુભવ એટલે અનુભવ

મન પૂછે છે 'શું આપવું?' હૃદય પૂછે છે, 'શું માગવું?' બન્ને જવાબ દેવાની કે સાંભળવાની ના પાડે છે બન્ને પ્રશ્નો પ્રશ્નો જ રહે છે મન પોતાના અર્પણની નિર્જીવતા અનુભવે છે અને મૂગું રહે છે હૃદયને પોતાની સ્વાર્થ વૃત્તિની, પોતાની ભિખાવૃત્તિની શરમ લાગે છે,—એને તો પોતાનું અભિમાન પણ ધવાતું લાગે છે! આ મીઠી અમૂઝણનો ઉન્વ કેવી રીતે લાવવો? છેવટે હૃદય જીતી જાય છે 'આજ મારો સ્વીકાર પોતે કેવી રીતે કરશે? આજે મને શું શું થશે?' એવું કુતૂહલ એનામા જાગે છે

પણ એ બધું તો 'દર્શન' પૂર્વે હતુ! જ્યારે નામે જઈને ઉભા રહેવાનુ થયુ ત્યારે સઘળુ કુતૂહલ, અભિમાન, વિચારો, સંકલ્પો, વિકલ્પો, પ્રશ્નો, નિશ્ચયો સઘળુ દિવ્યતાના કોઈ નાયગ્રા ધોધમા ઘનઘઈ જાય છે કેવી પરમ પ્રેમની દિવ્ય મૂર્તિ! શી પારદર્શકતા! પોતાનામા પણ આજે ભાવની ભરતી જણાય છે વગર જાણે હૃદય નમ્રણે ઢળે છે—પોતાનું સમર્પણ કરી દે છે અહીં વાણીને માટે સ્થાન જ ક્યા છે? અહીં એક જ વાચાને સ્થાન છે, દેહની અને એના અંગની, સમર્પણના પર્યાય રૂપ શરીરના સાષ્ટાંગ નમસ્કારની, હૃદયના ધબકારાની, નેત્રોમાથી અશ્રુના પ્રવાહની એ વાચાને જ અહીં સ્થાન છે દિવ્યતાના ગર્ભવાળી કેવી મધુર શાંતિ! આ અનુભૂતિ પોતે કેટલી સુંદર છે!

દરેક સાધક નમતા જાળવવા પ્રયત્ન કરે છે દરેક સાધક શાંત અને સ્થિર રહેવાનો સબળ પ્રયત્ન કરતો હોય છે પરંતુ આજે દિવ્ય પ્રેમની એટલી પ્રબળ ભરતી આવે છે કે માનવતાના બધા બંધો ધસડાઈ જાય છે, અંતરાત્મામાં સમતા છે પરંતુ પ્રકૃતિમાં સઘળે મન્થન થઈ રહ્યુ છે કારણ કે અજાણ્યાં નવા પાણીના પૂર એમા ધસી આવ્યા છે જ્ઞાન અભરાઈ પર મૂક્યુ છે! આજે તો પ્રેમની રેલમછેલ છે આજે પ્રભુના કાર્યના વિજયની જે ખાતરી મળી લેવી આગળ કદી મળી ન હતી

દિવસની સઘળી ક્રિયાઓમા આનંદ, પરમાનંદ વ્યાપી રહ્યો છે—સઘળે આજે આનંદનું સામ્રાજ્ય છે દિવ્ય કરુણાના સ્વામી! શી તારી

અદ્ભુત કલા છે! એકે એકને આટલો બધો આનંદ! અંતર ભરીને બહાર ઉભરાઈ જાય એટલો આનંદ!

ચાર વાગે ઑમ્બરીમા ગેજની બેઠકને ઠેકાણે બધા ભેગા થાય છે, સપૂર્ણ નીરવતામા આશાભર્યા બધા બેસે છે કોઈક કોઈક ધીમી ધીમી કાનમા વાત કર છે આખી મડળીનુ અતર મૌનમા ઝખે છે 'ક્યારે આવશે?—એ આવે!' સવા ચાર અને બારણા પાછળથી પરો પરિચિત 'ટક' સભળાય છે ધીમેથી બારણુ ખુલે છે પોતે પહેલા બહાર આવે છે, પાછળ આછા પીળા રગની લાલ ચટક કોરવાળી સાડીમા શ્રી માતાજી છે પોતે ગજની જાપાનીઝ ખુરસીમા બેઠા જમણી બાજુ શ્રી માતાજી નાના સરખા ચોરસ બાજઠ પર બેઠા પાચ મિનિટ સપૂર્ણ મૌન!

ત્યાર પછી એકત્ર થયેલાઓમાના એકએક પર પોતે જુદી જુદી દૃષ્ટિ નાખે છે કાળની ક્ષણો મૌનમા વિલય પામતી જાય છે મૌના અતરમાં ફરીને ભાવનુ એક મોજુ આવ્યુ ફરીને બધા દિવ્ય ભાવમા સ્નાન કરી રહ્યા આ અનુભૂતિમા જ સઘળી શાશ્વતી વહી જાય તો કેવુ ભવ્ય સુદર! માણસો બિચારા કાળનો દોષ કાઢે છે કાળના પોતાના પ્રવાહમા દોષ ક્યા છે? આટલા અસીમ દિવ્ય પ્રેમને અને આટલા નિરવધિ આનંદને લીલા કરવાની તક મળતી હોય તો કાળ બિચારો શો ને વહેતો! છોને એને પણ એની શાશ્વતી મળે! અને ભલે જગત દિવ્ય થાય!

એ જ ક્ષણે એક બીજી અભીપ્સા અતરમા ઉઠી કશા પણ આવિર્ભાવની, કોઈ પણ પ્રકારની અભિવ્યક્તિની શી જરૂર છે? આ દિવ્ય, આનંદસભર મૌનમા જ ભલે આખી શાશ્વતી વિતે

જ્યારે પોતે સાયંકાળના વાર્તાલાપ માટે ગેજની પેઠે આવ્યા ત્યારે ચારેબાજુ આનંદનાં મોજા પ્રસરતા હતા સ્મિત સહિત પ્રશ્ન કર્યો 'આજે તમારે શુ જોઈએ છીએ—વાચા કે મૌન?' જાણે આજે માગીએ તે વરદાન આપવા તત્પર ન હોય! થોડા સમય માટે તો મૌનનુ જ સામ્રાજ્ય પ્રસરી ગયુ પછી જાણે એ નીરવતાના હૃદયમાંથી કોઈ પ્રવાહ નીકળવાનો

હોય એમ લાગ્યું સાધકોના હૃદય ઉત્સુક્તાપૂર્વક વાટ જોઈ રહ્યા આજે કોઈ માનવ વાચા નહિ પરંતુ પ્રભુની વાણીને શ્રવણ કરવાના હતા માનવની શ્રવણેન્દ્રિય વડે પ્રભુને શ્રવણ કરવા—કેવી ચરિતાર્થતા!

ઑગસ્ટ ૨૦ બારીન્દ્રકુમાર કલકત્તાથી આવ્યા, ભવાનીપુર, કેન્દ્ર વિષે, 'બિજલી' પત્ર વિષે, તથા પૈના એકઠા કરવા વિષે વાતચીત

નપ્ટેમ્બર ૧૨ ઇસ્લામી સંસ્કૃતિ

નપ્ટેમ્બર ૨૫ સી આર દાસ તરફથી 'ફોરવર્ડ' પત્ર માટે સંદેશો માગતો એક તાર જવાબમાં નકાર કારણો ૧ જાહેરપણે રાજકીય વિષય પર મત અત્યાર સુધી ઉચ્ચાર્યો નથી તેની શરૂઆત થાય ૨ બીજા પત્રો પણ એવી માગણી કરે ૩ સ્વરાજ પાર્ટીને અને ખાસ કરીને દેશબંધુના કાર્યને જે મૂગો ટેકો આપી રહ્યા છે તેમાં દખલ થવાનો સંભવ છે

નપ્ટેમ્બર ૨૮ સાધનામાં નાચું વલણ

ઑક્ટોબર ૧૯ પાટણ પાસેના ગામથી મણિલાલ નામના એક જુવાન આવ્યા તેમને શ્રી અરવિંદ મળ્યા નહિ એ વિષે લાંબો વાર્તાલાપ

શ્રી અરવિંદ સાથેની એક મુલાકાત

[પોંડિચેરીમાં ૧૯૧૦ મા આવ્યા ત્યારથી શ્રી અરવિંદ સાધના સિવાય બીજા કોઈ હેતુ માટે કોઈને મળતા નહિ છતા ઘણા જિજ્ઞાસુઓ એમને મળવા આવતા બહારના લોકોને નહિ મળવા વિશેનો કડક નિયમ નને ૧૯૨૦ પછી કાઈક વધારે ઉદાર બન્યો હતો ૧૯૨૦ થી ૧૯૨૬ સુધીમા શ્રી અરવિંદને ઘણા લોકો મળ્યા છે તેમાના એક શ્રી જી વી સુબ્બારાવ, આંધ્ર અને તામીલનાડના પીઢ મહાસભાવાદી દેશભક્ત અને જાહેર કાર્યકર્તા તથા 'ગોષ્ઠિ' પત્રના તંત્રી છે એમણે થોડા સમય ઉપર પોતાની શ્રી અરવિંદ સાથેની મુલાકાતનું વર્ણન કાકિણમાં કર્યું હતું તેનો સાર અહીં આપ્યો છે ]

સન ૧૯૨૩ ના ઑક્ટોબરમા હુ શ્રી અરવિંદને પહેલ વહેલો મળ્યો પોંડિચેરીમા એમના ઘરના મેડા ઉપરના લાકડા વરડાની બરાબર વચમા એક નીચી ખુરસીમા તેઓ બેઠા હતા પીઠ તરફ એક બારણ હતું એમની

જાવતા હતા પરંતુ એ આધ્યાત્મિક શક્તિની પ્રકૃતિ, એના અવતરણની શરતો અને પરિસ્થિતિ વગેરેનું જ્ઞાન મેળવવાનું બાકી હતું એ જ્ઞાન મેળવવા માટે તેઓ બાહ્ય કાર્યક્ષેત્રમાંથી તાત્કાલિક વિરત થયા હતા

શ્રી અરવિંદ યોગસાધનાના જે માર્ગ શોધી કાઢયો છે તે એક રીતે અદ્વિતીય છે એ પ્રકારની સાધના પૂર્વે કદી થયેલી નથી સામાન્ય કર્મ, જ્ઞાન અને યોગથી એ જુદી પડે છે એ સાધનામાં માનસિક ચેતનાથી ઉપર રહેલી અતિમનસની ચેતનામાં આરોહણ કરવું અને પછીથી અતિમનસનું માનવ ચેતનામાં અવતરણ કરાવવું આવશ્યક છે અતિમનસની ચેતનાનું અવતરણ થતાં માનવના મનોમય, પ્રાણમય અને અન્નમય કોશોનું રૂપાંતર સધાય છે એવું રૂપાંતર થયા પછી જ પ્રભુના દિવ્ય સંકલ્પને માનવ પોતાના જીવનમાં તેના શુદ્ધ સ્વરૂપમાં પ્રગટ કરી શકે છે આમ હોવાથી શ્રી અરવિંદની યોગસાધનામાં સંન્યાસ માર્ગની પેઠે જીવનનો ત્યાગ કરવાનો હોતો નથી એ સાધનામાં જીવનનો સ્વીકાર કરવાનો હોય છે અને એનો ઝોક માનવ પ્રકૃતિનું રૂપાંતર કરવા ઉપર છે જેથી કરીને તે જીવનમાં પ્રભુને પ્રગટ કરી શકે આ સાધના ઘણી જ મુશ્કેલ છે અને એમાં પ્રભુને સંપૂર્ણ આત્મસમર્પણ કરવું અનિવાર્ય હોય છે અતિમનસનું અવતરણ એક પછી એક કોશમાં ક્રમે ક્રમે કરાવવાનું હોય છે તેને માટે પ્રત્યેક કોશને અતિમનસ પ્રત્યે ખુલ્લો કરવો પડે છે પ્રભુની દિવ્ય શક્તિના કાર્યને પોતાની અંદર ટકાવવા માટે સાધકની પ્રકૃતિ ઘણી સમર્થ હોવી જોઈએ

ગુરુ તરીકે શ્રી અરવિંદ માનવ પ્રકૃતિની સઘળી અસ્વસ્થતાના અને આધ્યાત્મિક વ્યાધિના અસાધારણ વૈદ્ય છે એકને માટે ફોટો જોઈને કહે છે 'આ માણસ યોગી થવાને જન્મેલો છે', બીજાને માટે કહે છે, 'એની ચૈત્ય ચેતના આગળ પડતી છે એને બહુ ઉતાવળ કરવા દેવી ન જોઈએ' કોઈ સાધકની માનસિક સ્થિતિમાં અવ્યવસ્થા થઈ ગયેલી તેનો પત્ર બારીન્દ્ર કુમાર તરફથી આવ્યો તેના ઉત્તરમાં જણાવે છે —'તમને અનુભવ નથી આવા કેસમાં તદ્દન શાંતિ અને સંભાળપૂર્વકની કાળજીની જરૂર હોય છે

હુ ઘણો દૂર છુ પણ મને વારવાર પત્રથી ખબર આપતા રહેજો ' એક વાર બારીન્દ્રે પત્ર લખવામાં મોડુ કર્યું એટલે શ્રી અરવિંદે એમને ઝાટકયા — 'આ પ્રમાણે મારી સૂચનાઓ પ્રત્યે બેદરકારી નહિ ચાલે, અતિમનનના કાર્યમા નવગુ ક્રમવાર અને ચોક્કસ થવુ જોઈએ' દૂર રહેનાર શિષ્યોને તેઓ જેવી વ્યકિત તે પ્રમાણે સૂચનાઓ કાળજીપૂર્વક આપતા કોઈને દવા લેવાનુ કહેતા, કોઈને દવા લેવાની મના કરતા, કોઈને હવાફેર કરવા તો કોઈને સાધના થોડો વખત મુલતવી રાખવા સૂચના કરતા પોતે પત્રો લખતા, તાર મોકલતા—પરન્તુ આ બધામા દૂર વસનાર દરદી જાણે એમનો નિકટનો સ્વજન ન હોય એવી કાળજી સ્પષ્ટ દેખાઈ આવતી એક વાર આવા એક શિષ્યને એક નરનામે તાર મોકલ્યો પણ તે એમને મળશે કે નહિ તેની ખાતરી ન હોવાથી બીજે નરનામે તાર મૂક્યો અને પોતાના મનની ખાતરી કરી કે એને મળશે જ ત્યારે એમને સતાપ થયો !

સૂક્ષ્મ ભૂમિકાઓમા થતાં દર્શનો વિષે એમણે કહ્યુ કે ' એવા અનુભવો આધ્યાત્મિક જીવનમા અને સામાન્ય જીવનમાં પણ સાધારણ હોય છે શ્રી મીરાને—શ્રી માતાજીને—એવા ઘણા દર્શનો થયા છે' તે વખતે પણ શ્રી માતાજી એક અસાધારણ વ્યકિત ગણાતા હતા અને ૧૯૨૩ મા પણ શ્રી અરવિંદનાં તેઓ પ્રથમ શિષ્ય ગણાતાં તથા શ્રી અરવિંદ યોગસાધના તથા અન્ય વિષયોમા એમની સલાહ લેતા હતા આજે તેઓ વર્ષોથી શ્રી અરવિંદના આશ્રમના માતાજી છે એમા જરા યે આશ્ચર્ય નથી

શ્રી અરવિંદનું જીવન એક અસાધારણ અને મહિમામય જીવન છે એની બરોબરી કરે એવુ અન્ય જીવન આપણી દૃષ્ટિએ ચડતું નથી કેવળ બુદ્ધિનુ સર્જન જ લઈએ તો જગતમા બુદ્ધિના સર્જનોનો હિમાલય જેવા શિખરોને તેઓનું સર્જન ગુણમા અને સંખ્યામાં ટપી જાય છે એક જ સ્થાનમાં ચાલીશ વર્ષનો એકાંતવાસ આપણા કે બીજા દેશના કોઈ મુનિના એકાંતવાસથી ચડી જાય છે અને ત્યાં બેસી એમણે જે શાતિ, જ્ઞાન પ્રસાર્યા છે તથા પોતની આજુબાજુ સર્વ સમર્પણ કરનાર શ્રદ્ધાળુ ભકતોને આટલી મોટી સંખ્યામાં

આકર્ષ્યા છે એ વસ્તુ તો આ જગતમાં એક નવું આશ્ચર્ય જ છે!

આવા જીવનકાર્યનું ભાવિ કેવું હશે એ પ્રશ્ન આપણને થાય એવો છે પણ એનો ઉત્તર આપવો કઠિન છે.

જી. વી. સુબ્બારાવ

નવેમ્બર ૬. રામલાલ માણેકલાલ સૂરતીને પત્ર

નવેમ્બર ૮ શ્રી માતાજીના પગે સોજા આવવાને લીધે ધ્યાન બંધ રહ્યું.

નવેમ્બર ૨૨. સ્વરાજ પક્ષની મુંબાઈમાં જીત, એલ્યુમિનિયમ કંપનીના માલિક જીવાભાલાલ શ્રી અરવિંદના દર્શન માટે આવ્યા.

નવેમ્બર ૨૩. એક સાધકની સાધના વિષે વાતચીત, મનોમય ચૈત્ય, પ્રાણમય ચૈત્ય અને અન્નમય ચૈત્ય વિષે વાર્તાલાપ

ડિસેમ્બર ૨૦ કેતકરના પત્રનો ઉત્તર

ડિસેમ્બર ૨૩ આર બી. આઠવલેની મુલાકાત, સાધના વિષે સૂચના, માનવજાતિ વિષે તથા માયાવાદ વિષે, યોગની આવશ્યક શરતો વિષે વાતચીત.

ડિસેમ્બર ૨૬. નટવરલાલ ભરતિયાનો લેલે વિષે પત્ર મુંબાઈમાં બનેલી ઘટના

ડિસેમ્બર ૨૭. આર. બી આઠવલેને સાધના સંબંધી સૂચનાઓ— આધ્યાત્મિક સહાય કેવી રીતે સ્વીકારવી.

આ વર્ષ દરમિયાન સાધકોની સંખ્યા ૧૧ થી ૧૫

## ૧૯૨૪

જાન્યુઆરી ૧. રઘુનાથ પુ ઠાકર, રાજકોટ પાસેના વીરપુર ગામના બ્રાહ્મણ શ્રી અરવિંદના દર્શન માટે અને સાધના વિષે પૂછવા માટે આવ્યા. થોડા દિવસ રહ્યા.

જાન્યુઆરી ૩. 'સૌરાષ્ટ્ર' પત્રના તંત્રી અમૃતલાલ શેઠ શ્રી અરવિંદને મળ્યા: જાહેર કામ અને પોતાને મળતા માન વિષેની અંગત નિર્બળતા દૂર કરવાના ઉપાય વિષે પ્રશ્ન પૂછ્યો. તેના ઉત્તરમાં સંકલ્પબળ અને માનસિક

સંયમનો પ્રયોગ સૂચવ્યો.

જાન્યુઆરી ૫. આંખનો પલકારો માર્યા વગર એક જ બિંદુ ઉપર દૃષ્ટિને સ્થિર કરવાથી 'સિદ્ધિ' મળે છે એવો રઘુનાથ ઠાકરનો ખ્યાલ હતો. એ ક્રિયાને ત્રાટક કહે છે. એના વિષે શ્રી અરવિંદે કહ્યું, 'એનાથી દૃષ્ટિ વિશદ થાય છે અને આખરે ત્રાટકથી ચૈત્ય ભૂમિકા પરની સૂક્ષ્મ દૃષ્ટિ ખુલ્લી થવામાં મદદ થઈ શકે છે. એથી વધારે એની ઉપયોગિતા નથી એમ મને લાગે છે'

જાન્યુઆરી ૬. કોકનડા મહાસભામાંથી ઘણા માણસો પોંડિચેરી આવ્યા. એમાંના કેટલાકને ફ્રેન્ચ પોલિસ સાથે નામ નોંધવવાની બાબતમાં ઝઘડો થયો. એમાં આશ્રમના માણસોના ઓળખીતા પણ હતા. શ્રી અરવિંદે આ પ્રસંગે કહેલું: 'અહીં ઘણી મુશ્કેલીથી મેં શાંતિનું વાતાવરણ સ્થાપન કર્યું છે તેને તોડવાનો બહારની શક્તિઓનો આ પ્રયત્ન છે.'

જાન્યુઆરી ૨૨. શ્રી અરવિંદ સાથે સમૂહ ધ્યાન થતું હતુ તે આજથી બંધ પડયું. સમૂહ ધ્યાન વિષે વાતચીત દરમિયાન કહ્યું: 'એને માટે આવશ્યક આધ્યાત્મિક વાતાવરણ ઉત્પન્ન કરે એવી વ્યક્તિની હમેશાં જરૂર હોય છે. એ વાતાવરણ એની સન્નિધિને લીધે જ ઉત્પન્ન થાય છે, પ્રયત્નથી નહિ.'

આજથી સાંજની બેઠક પણ બંધ થઈ.

ધ્યાન અને સાંજની બેઠક બંધ થવાથી ઘણા સાધકોને આઘાત થયો અને કેટલાક વ્યગ્ર પણ થઈ ગયા. કેટલાક સાધકોને માટે ખાસ ધ્યાનમાં મદદ કરવા માટે મંગળ અને શનિવાર રાખ્યા. બીજાઓને મળવાને અને વાતચીત માટે ગુરુ અને શનિવારે સવારનો સમય રાખવામાં આવ્યો. સોમ, બુધ અને શુક્રવાર બીજાઓને માટે.

ધ્યાન બંધ કરવાનાં કારણોમાંનું એક એ હતું કે 'શ્રી અરવિંદને પોતાની ચેતનામાંથી નીચે ઊતરવાની ફરજ પડે છે.' એના કરતાં સ્થૂલ ભૂમિકા ઉપર તેઓ પૂર્ણતા પ્રાપ્ત કરે ત્યાર પછી બધાને મદદ કરે એમાં બધાની સાચી સલામતી રહેલી છે ત્યાર પછી—એટલે નવેમ્બર ૨૪, ૧૯૨૬ પછી,—શ્રી માતાજી દ્વારા કાર્ય કરવાનું એમણે ઠરાવ્યું.

જાન્યુઆરી ૨૪ કે ૨૫ શ્રી દિલીપકુમાર રાયની શ્રી અરવિંદ સાથે મુલાકાત

જાન્યુઆરી ૩૦ સાંજની બેઠક પહેલાની પેઠે શરૂ થઈ

જાન્યુઆરી ૩૧ કિરપારામ નામના એક સાધકનો આગ્રાથી પત્ર; તેમાં રાધાસ્વામી સંપ્રદાય વિષે ઉલ્લેખ, પોતાના અનુભવો વિષે દોરવણીની માગણી

રવજી ઠાકરશીનો પત્ર

ફેબ્રુઆરીના આરંભમાં મૂળજીભાઈ વલ્લભભાઈ ઝવેરી અને મુંબઈના સાધક ધુરંધર શ્રી અરવિંદને મળ્યા સાધના વિષે વાતચીત કરી

મહાત્માજી આ સમય દરમિયાન જેલમાંથી છૂટ્યા ત્યાર પછી એમણે એક જાહેર નિવેદન કર્યું તે વિષે વાત કરી 'એ એક ઐતિહાસિક નિવેદન છે'

ફેબ્રુઆરી ૮ કેશવરાવ દીક્ષિતને રજાનો પત્ર

ફેબ્રુઆરી ૯ અહિંસા વિષે વાર્તાલાપ

ફેબ્રુઆરી ૧૫ ભરૂચના હરિભાઈ ઝવેરભાઈ અમીન, પોંડિચેરી આવ્યા શ્રી અરવિંદની મુલાકાત ત્રણ દિવસ ૧૬, ૧૭ અને ૧૮ તારીખે જેકસ બોહિમના પુસ્તક—'સુપ્રામેન્સ્યુઅલ લાઈફ'—ઉપર ચર્ચા

ફેબ્રુઆરી ૨૨ હિંદને રામસે મેકડોનાલ્ડ તરફથી રાજકીય સુધારા, એ વિષે ચર્ચા

ફેબ્રુઆરી ૨૬ વિજ્ઞાનમય પૂર્ણતા વિષે ચર્ચા, સવારે વાતચીત દરમિયાન અમૃતાને શ્રી અરવિંદે આહાર વિષે કહ્યું —'અમુક પ્રકારના આહાર માટે,— સારા કે નરસા માટે—સાધકે આગ્રહ રાખવો જોઈએ નહિ પ્રકૃતિએ તમને એક સ્થૂલ દેહ આપેલો છે તેને તમારે વ્યવસ્થિત રાખવાનો છે ખરાબ આહાર શરીરમાં વ્યાધિ ઉત્પન્ન કરે એટલા માટે સારો આહાર લેવાનો છે પણ 'સારો' એટલે શરીરને હિતકારી, જીભને ગમતો હોય તે નહિ તે જ પ્રમાણે તમારે વાંચવું હોય તો ભલે વાંચો, પણ તે તમારા મનને કાબૂમાં નથી રાખી શકતા એટલા માટે નહિ તમારે અમુક માહિતી અને જ્ઞાન મનમાં મેળવવાનાં છે તેટલા માટે વાંચો એનું નામ કર્મની સ્વતંત્રતા છે યોગ

એટલે અધોગામી પ્રકૃતિના ઉપર વિજય તથા એને ઠેકાણે ઊર્ધ્વ પ્રકૃતિના કાર્યની સ્થાપના. એ પ્રમાણે તમારી મુક્ત જાતને તમારે ભગવાનને અર્પણ કરવાની છે. ત્યાર પછી પ્રભુ પોતે તમારી અંદર કાર્યની પસંદગી કરશે.'

માર્ચ ૭. હિંદુ-મુસ્લિમ એકતા અને ખિલાફત; હરીન્દ્ર અને ટાગોરની કવિતા વિષે ચર્ચા; ગાંધીજીનો મહમદ અલીને પત્ર; એના વિષે ચર્ચા.

માર્ચ ૮. દીક્ષિત કેસરલાલના પોંડિચેરી આવવા વિષે પત્ર; રજનીકાંત પાલીતનો એમનાં પત્નીની માંદગી વિષે સૂચનાઓ માગતો પત્ર.

માર્ચ ૯. મહાત્માજીના કલા વિષેના વિચારોની ચર્ચા.

માર્ચ ૧૨. સર હરિસિંગ ગૌરે દિલ્હીથી એસેમ્બ્લીમાં રાષ્ટ્રીય પક્ષની વિરુદ્ધ મત આપ્યો. શ્રી અરવિંદ પછી કૅમ્બ્રિજમાં આવેલા હિંદી વિદ્યાર્થીઓમાંના સર હરિસિંગ ગૌર એક હતા. શ્રી અરવિંદે વાર્તાલાપ દરમિયાન એક સંસ્મરણ કહ્યું : 'હરિસિંગ ઇંગ્લાંડમાં મારી સાથેના વિદ્યાર્થીઓમાં હતા અને હિંદી વિદ્યાર્થીઓની મજલિસમાં અને કૉલેજ યુનિયનમાં મેં એમને બોલતાં સાંભળેલા છે. બહુ ગભીર વસ્તુ એમનામાં હશે કે નહિ તે કોણ જાણે, પણ હોંશિયાર હતા અને ઘણી સારી રીતે બોલી શકતા. એક વાર એમણે ભાષણ દરમિયાન કહેલું—'ઇજીપ્તની પ્રજાનો એકેએક માણસ દેશને ખાતર ઊભો થઈ ગયો.' આ વાક્ય બે ત્રણ વાર આવ્યું. એટલે શ્રોતાઓમાંથી એક જણ બોલી ઊઠયો : 'પણ એ લોકો બેસી કેટલી વાર ગયા ?'

માર્ચ ૨૬. વિજ્ઞાનયોગનો ઉદ્દેશ અને પદ્ધતિ; અવતાર વિષે વાર્તાલાપ. સાંજના વાર્તાલાપમાં વિજ્ઞાનયોગના ઉદ્દેશ અને અત્યારની સાધનાની અવસ્થા ઉપર કેટલોક પ્રકાશ પડે છે : —'પૂર્વે આ યોગની સાધના કરવામાં આવી ન હતી,—જે કાંઈ પ્રયત્નો થયેલા તે બધા તૈયારી જેવા હતા. વળી કોઈએ એવો પ્રયત્ન કર્યો હશે તો તેની પરંપરા જળવાઈ રહેલી નથી. કાળના પ્રવાહમાં તે નષ્ટ થઈ ગઈ હશે.'

'પરંતુ વિજ્ઞાનમય સત્યનું અવતરણ થયું હોય અને તે પાછું પોતાની ઊર્ધ્વ ભૂમિકામાં ચાલી ગયું હોય એમ ન બને ?' એ પ્રશ્નના ઉત્તરમાં પોતે કહ્યું :

'પૃથ્વી ઉપર પ્રભુનો અવતાર થયો હોય તો તે માનવજાતિને માટે ભાવિની પૂર્ણતાના એક વચન રૂપે છે, આશા છે પરંતુ જડતત્ત્વમા ઊર્ધ્વનુ સત્ય કદી પ્રગટ થયુ ન હતું વધારમા વધારે એટલું કહી શકાય કે કદાચ એને માટે પ્રયત્ન થયા હશે પરંતુ આ પૃથ્વીના ઉપર એને એક નક્કિય વસ્તુ બનાવી શકાઈ ન હતી મુશ્કેલી જડતત્ત્વના ઉપલા સ્તરોમા જ્યોતિનુ અને સત્યનુ અવતરણ કરાવવામા નથી પણ સૌથી નીચના, ઘન અચિત્‌મા સત્યને ઉતારી લાવવાની મુશ્કેલી છે એને માટે સમસ્ત પાર્થિવ જીવનનો અત્યાર જે નિયમ પ્રવર્ત છે તેને સમૂળગો ફેરવી નાખવાની જરૂર છે એ કાર્ય કરવા માટે પ્રથમ વાતાવરણ તૈયાર કરવું જોઈએ જ્ઞાન કે શક્તિ પોતાનામા હોવાનો પ્રશ્ન નથી, એમને અહીં જડ ભૂમિકામા ઉતારી લાવવાનો પ્રશ્ન છે

આ બાબત લોકોના ખ્યાલો ઘણા જ બાલિશ છે ઊર્ધ્વ શક્તિનુ અવતરણ કરાવવાની આખી ક્રિયા ઘણી જટિલ છે ઊર્ધ્વમા સત્ય રહેલુ છે અને જેમ જેમ તમે જ્ઞાન અને શક્તિમા વૃદ્ધિ પામતા જાઓ છો તેમ તેમ તમે વધારે ને વધારે ઊ ચે આરોહણ કરો છો પરંતુ એ જ્ઞાન અને એ શક્તિ અહીં એકદમ તો નથી જ અવતરતા જ્યારે સઘળી પરિસ્થિતિ તૈયાર થાય છે ત્યારે તે નીચે આવે છે એક વાર એ શક્તિના કાર્યને આ પાર્થિવ ભૂમિકાના નિયમ તરીકે સ્થાપન કરી શકાય તો પછી તે સ્થાયી બનશે જ્યા સુધી પ્રકૃતિમા ભેળભેળ ક્રિયાઓ ચાલે છે ત્યા સુધી એને નીચે વહન કરાવવુ મુશ્કેલ હોય છે'

'આ વખતે, આપના જીવનમા, તેનું અવતરણ થશે કે નહિ?' એ પ્રશ્નના ઉત્તરમા કહ્યુ,—'એ કાર્ય—પરમ શક્તિનુ અવતરણ કરાવવાનું કાર્ય—શક્ય છે તે હુ જાણુ છુ પરંતુ હુ ભવિષ્ય ભાખવા માગતો નથી એટલે એ કાર્ય થશે જ એમ હુ કહી શકતો નથી હા, એટલું કહી શકાય કે આ વખતે કાંઈક કાર્ય જરૂર થશે માનસિક ચેતનામા કોઈ જગ્યાએ શકા રહેલી છે એટલે અનિશ્ચિતતા પણ છે આસુર દેખાવોની પાછળ બધુ બરાબર તૈયાર થઈને રહેલું છે જો મનોમય ભૂમિકામાં એ કાર્ય એક નિશ્ચયા

ત્મક વસ્તુ હોત તો કદાચ ક્યારની યે સિદ્ધ પણ થઈ ગઈ હોત. જ્યારે એવી ખાતરી હોય છે ત્યાર પછી ઝૂઝવાને સ્થાન રહેતું નથી. અત્યાર સુધી એ થઈ શકયું નથી કારણ કે વિરોધી શક્તિઓ કદાચ ઘણી બળવાન હતી.'

'જ્યારે હું માયાવાદનો સ્વીકાર કરતો નથી ત્યારે એમ નથી સમજવાનું કે એની પાછળ જે સત્ય રહેલુ છે તેનો મેં સાક્ષાત્કાર કર્યો નથી, અથવા તો, 'સર્વમાં એક' અને 'એકમાં સર્વ'—સર્વભૂતેષુ આત્માન્—સર્વભૂતાનિ આત્મનિ—એનું મને જ્ઞાન નથી માયાવાદ ન સ્વીકારવાનું કારણ એ છે કે એના જેટલા સમર્થ બીજા સાક્ષાત્કારો પણ મને થયેલા છે અને એમને દબાવી દઈ શકાય તેમ નથી. મહર્ષિ સાચા છે અને બીજા બધા પણ સાચા છે' ૨૯.૧૨.૧૯૩૮

'આત્માનો સાક્ષાત્કાર થવો પૂરતું નથી. એનાથી પર બીજી ઘણી વસ્તુઓ બાકી રહે છે. અંતરના દિવ્ય ગુરુએ મને અનુભવોની પરંપરામાંથી કોઈને ય છેવટની ગણીને ત્યાં ન અટકવાને અને ઊંચે ને ઊંચે જવાને પ્રેરણા આપી. એ રીતે આખરે મને અતિમનસની ઝાંખી થઈ ત્યાં સુધી બન્યું' ૨૯.૧૨.૧૯૩૮

શંકા વિષે :—

'બૌદ્ધિક શંકા, આપણામાંથી કોનામાં ન હતી? મારી પોતાની બાબતમાં વર્ષો સુધી તે મારી પાછળ પડી હતી અને છેલ્લાં બે વર્ષ થયાં જ યોગ અને માનવ પ્રકૃતિની અત્યારની અવસ્થામાં એનો અભ્યાસ અને વ્યવહારુતા વિષેની શંકાની છેલ્લી છાયા મારા મનમાંથી દૂર થઈ ગઈ છે.'

૧૪ એપ્રિલ, ૧૯૨૩

'ઉદાહરણ તરીકે, હું આ ઓરડામાં ચારે તરફ નજર કરું છું ત્યારે બધું મને બ્રહ્મ સ્વરૂપ લાગે છે એ કાંઈ વિચાર નથી—અધન, નક્કર અનુભૂતિ છે,—આ ભીંત અને ચોપડીઓ પડી છે તે પણ બ્રહ્મ છે હું તમને જોઉં છું તે મણિલાલ તરીકે નહિ પરંતુ પ્રભુમાં રહેલી એક દિવ્ય ગત તા તરીકે જોઉં છું'
૧ ૧ ૧૯૩૯

એપ્રિલ ૪ વિજ્ઞનયાગ વિષે વાર્તાલાપ

એપ્રિલ ૫ બહાઈઝમ વિષે, સ્થૂલમાં વિજ્ઞાન ચેતના, પ્રેતાત્માઓની શકિત વિષે વાર્તાલાપ

એપ્રિલ ૯ ગાંધીજી અને અહિંસા વિષે

એપ્રિલ ૧૪ હરિભાઈ અમીન અને એમની સાથે એક વેઇનસ્કૉટ નામનો અંગ્રેજ શ્રી અરવિંદની મુલાકાતે આવ્યા

એપ્રિલ ૨૦ ઇન્દ્રિયો વિષે, આજે નવાગે કારીકાલના ફ્રેન્ચ રાજ્યમાં જાહેર કાર્ય કરનાગ મૉ. વાઈયાને શ્રી અરવિંદ મળ્યા

એપ્રિલ ૨૪ 'નેત્ર વગર દૃષ્ટિ'—પુસ્તક વિષે ચર્ચા

મે ૮ ગાંધીવાદ વિષે, દેવ અને અસુર વિષે વાર્તાલાપ

મે ૨૦ કારીકલના રાજકીય કાર્યકર્તાઓ મૉ. વાઈયા શ્રી અરવિંદની મુલાકાતે આવ્યા ફ્રેન્ચ ઇન્ડિયાની ચૂંટણી વિષે વાતચીત

અહિંસા અને સાધનાચતુષ્ટય વિષે વાર્તાલાપ

જૂન ૭ અખિલ હિંદની કૉન્ગ્રેસ કમિટીનો ફરજિયાત કાંતવા બાબતનો ઠરાવ—એની ચર્ચા

જૂન ૧૨ 'ફ્યુચર પોએટ્રી'ના પ્રકાશન વિષે, મૉડ શર્મા—ઉર્ફે મિસિસ ઠાકુર દત્તે શ્રી અરવિંદને પોતાનાં કાવ્યો મોકલાવ્યાં અમેરિકા ગયેલા એક હિંદી ઠાકુર દત્ત શર્માએ રૂ ૧૦૦૦) પોતાના પ્રેમના ચિહ્ન તરીકે મોકલ્યા હરીનની કવિતા વિષે વાતચીત જી એવ સુબ્બારાવનો શ્રી અરવિંદને પત્ર —જેમાં મહાત્માજીએ દેવદાસ ગાંધીએ શ્રી અરવિંદની મુલાકાત લીધી

હતી તેનો ઉલ્લેખ કરેલો હતો.

જૂન ૧૭. પૅસિવ રેઝિસ્ટન્સ—વિષે વાર્તાલાપ. ચિતાગોંગથી સુરેન નામના સાધકનો પત્ર; ઘણી ભારે આર્થિક મુશ્કેલી—પોતાની જમીન વેચીને પોંડિચેરી આવી જવા માગણી કરે છે.

જૂન ૧૯. સત્યાગ્રહ અને પૅસિવ રિઝિસ્ટન્સનો ભેદ.

જૂન ૨૨. ખાદીની સફળતા વિષે, કલા વિષે વાર્તાલાપ.

જુલાઈ ૨. દરિદ્રનારાયણ અને ચરખા વિષે વાર્તાલાપ.

જુલાઈ ૪. મહાત્માજીનો જાહેર પત્ર. 'Defeated and humbled'—એની ચર્ચા

જુલાઈ ૬. સાંજે શ્રી અરવિંદ સાથેની બેઠક આજથી વધારે ને વધારે મોડી થવાની શરૂઆત થઈ.

જુલાઈ ૮. ગરીબાઈ એ હિંદુ સંસ્કૃતિનો આદર્શ છે? એ વિષે ચર્ચા.

જુલાઈ ૧૦. તત્ત્વજ્ઞાનના કેટલાક પ્રશ્નોની ચર્ચા—નિર્વિકલ્પ સમાધિ વિષે વાત. તારકનાથ દાસ, (એક સાધક) નો પત્ર,—એના અનુભવોની પત્ર દ્વારા સમજૂતી.

જેલમાં થયેલી અનુભૂતિઓ વિષેનું એક સંસ્મરણ: 'મારે ક્રૂરતા, હિંસા વગેરેનો આપણી જૂની પ્રણાલિ પ્રમાણે ત્યાગ કરવો હતો. પરિણામ એ આવ્યું કે બધા રૂઢ વિચારો અને સંસ્કારો ભાંગીને ચૂરો થઈ ગયા. આઠ દસ દિવસ સુધી ઘૃણા ઉપજાવે એવી ક્રૂરતાની, તિરસ્કારની એમ અનેક અધમ વૃત્તિઓ ઉભરાયા જ કરી! જ્યારે મન એમના પ્રત્યે કોઈ પણ પ્રકારનું પ્રતિકાર્ય કરતું અટકી ગયું ત્યારે એ વૃત્તિઓ બંધ પડી.'

જુલાઈ ૨૮. કપાલી શાસ્ત્રી અને શ્રી અરવિંદની મુલાકાત. પ્રકૃતિના રૂપાંતર વિષે, સ્થૂલ દેહ સુધી દિવ્ય ચેતનાનું અવતરણ કરાવવા વિષે શ્રી અરવિંદનું વિધાન; અતિમનસ આપી શકે એવી બે જ સત્તાઓ: ૧ શ્રી અરવિંદ, ૨ મહા શક્તિ પોતે. એ વિષે અંગત વાર્તાલાપ દરમિયાન સ્પષ્ટતા. કપાલી શાસ્ત્રીએ, અને મેં પણ, શ્રી અરવિંદના શરીરના રંગમાં

આશ્ચર્યકારક પરિવર્તન નોંધ્યું હતું. પહેલાં શરીરનો વર્ણ શ્યામ હતો—આ વર્ષે ગૌરવર્ણ થયો હતો.

ઑગસ્ટ ૨. મોતીલાલ નહેરુનો અલાહાબાદના એમના પત્ર માટે લેખની માગણી કરતો પત્ર.

ઑગસ્ટ ૩ નટવરલાલ ભરતિયા, સૂરત, એમનો તાર; એના ઉત્તરમાં પત્ર.

ઑગસ્ટ ૧૫ ઉત્સવ જુઓ પ્રવચન સાંજે વાર્તાલાપ. શ્રી અરવિંદ બેસે છે તે વરન્ડા, એમા પડતા બારણાં વગેરે આખો બહારનો મેટો મોગરાના ફૂલોની માળાથી શણગારવામાં આવ્યો હતો કમળો પાન, પહેલી વખત, થોડા માઇલ દૂરથી લાવવામાં આવ્યાં હતાં. સાંજે ૪ા વાગે શ્રી અરવિંદે પ્રવચન કર્યું સાંજે ૬ા વાગે રોજની પેઠે બેઠકમા પોતાની સાધના અને જીવનકાર્ય સંબંધી પ્રશ્નોત્તરો થયા હતા. સાધકોની કુલ સંખ્યા ૨૦ ૨૨.

૧૫ મી ઑગસ્ટ ઉજવવા વિષે:—

'૧૫ મી ઑગસ્ટનો અર્થ શો છે? હું એ દિવસને બીજા દિવસો જેવો સામાન્ય બનાવવા ઇચ્છું છું. એને અને પેટને શો સંબંધ છે? એનો કોઈ પણ અર્થ હોય તો તે અંતરની સાથે જોડાયેલો છે. એ આંતરના અર્થને અનુરૂપ ઉજવણી કરવાની કોઈ પદ્ધતિ હોય તો હું તેની વિરુદ્ધ નથી. પહેલાં જે પ્રમાણે થતું તે પ્રમાણે હવે સાધનામાં નવું પ્રસ્થાન કર્યા પછી કરું અને ૧૫ મીને દિવસે પ્રાણની ભૂમિકા પર અભિવ્યક્તિ થવા દેવી એને હું પસંદ કરતો નથી.' ૬ ઑગસ્ટ, ૧૯૨૩

૧૫ મી ઑગસ્ટને જીભ અને પેટ સાથે શો સંબંધ છે?

જો એ દિવસની કોઈ વિશેષતા હોય તો તે અંતરના જીવનને લગતી વિશેષતા છે. એ સત્યને જીવનમાં ઉતારીને આપણે ૧૫ મીની ઉજવણી કરી શકીએ. પણ ૧૫ મીના દિવસને મહત્વ આપવાની શી જરૂર છે? તે દિવસે કેવળ પ્રાણમય ભૂમિકા ઉપર કશી પ્રવૃત્તિ મારે જોઈતી નથી. પહેલાં હું વાંધો લેતો ન હતો પણ હવે એ ન જોઈએ. અને એ દિવસ જો સત્યનો

તિર્નિધિ છે,—પ્રતિક છે, તેને અનુરૂપ રીતિએ ઉજવણી કરવામાં આવે તો તો મને વાંધો નથી ૯ ઑગસ્ટ, ૧૯૨૩

૧૫ ઑગસ્ટ, ૧૯૦૮ સમય સાંજના ૭ા શ્રી અરવિંદનું પ્રવચન

આજને દિવસે મારા તરફથી પ્રવચનની આશા રાખવાનો રિવાજ પડ્યો છે પરંતુ હું નીરવ ચેતના દ્વારા આપલે કરવી વધારે પસંદ કરું છું, કારણ કે વાણી કેવળ મનને સ્પર્શે છે જ્યારે નીરવ ચેતના વધારે ઊંડાણમાં કાર્ય કરી શકે છે આપણે બધા અહીં જે યોગસાધનાનો અભ્યાસ કરીએ છીએ તે કેટલાક મૌલિક તત્ત્વોમાં અત્યાર પહેલા પ્રચલિત યોગમાર્ગોથી જુદી પડે છે પ્રાચીન યોગમાર્ગોમાં તમારે બુદ્ધિ, કે ભાવ, કે સંકલ્પશક્તિ એમાંનું કોઈ એક કરણ પસંદ કરવાનું હોય છે અથવા તો પુરુષ અને પ્રકૃતિ વચ્ચે ભેદ કરવાનો અભ્યાસ કરવાનો હોય છે એ માર્ગે પ્રયત્ન કરીને જ્ઞાનના અનંત રાશિને, સર્વપ્રેમમય અને સર્વસૌન્દર્યનિધિ પરમાત્માને, અથવા તો અપૌરુષેય, અનંત એવી એક સંકલ્પશક્તિને આપણે પામીએ છીએ અથવા તો, નીરવ બ્રહ્મને,—આપણી માનસિક ચેતનાથી પેલે પાર, આપણા ભાવોથી પર, આપણી વ્યક્તિતાથી અનેકગુણ ઊર્ધ્વમાં રહેલા, એવા અનંતને આપણે પ્રાપ્ત કરી શકીએ છીએ એ અપૌરુષેય, નિર્વ્યક્તિક અનંતને, અનંત જ્ઞાન, અનંત ચૈતન્ય અને અનંત આનંદ સ્વરૂપ બ્રહ્મને, પ્રાપ્ત કરવો એટલો જ આપણા યોગનો ઉદ્દેશ નથી આપણે એક પરમ, ઉત્તમ પુરુષનો સાક્ષાત્કાર કરવા માટે પણ પ્રયત્ન કરીએ છીએ તે અનંત જ્ઞાન સ્વરૂપ છે અને માનવના જ્ઞાનની મર્યાદિત અનંતતાથી તો તે કયાંયે વધારે જ્ઞાન ધારણ કરે છે તે અનંત શક્તિ સ્વરૂપ છે, જેમાં આપણી વ્યક્તિગત સંકલ્પશક્તિનું મૂળ છે, અને તે એક એવા આનંદનું સ્વરૂપ છે જેને આપણા ભાવોની, ચેતનાની સપાટી પર થતી ગતિ કદી ગ્રહણ કરી શકે તેમ નથી

આમ, આપણે જે પરમ સત્યને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરીએ છીએ તે કેવળ નિર્વ્યક્તિક, અનંત નથી પરંતુ દિવ્ય પુરુષ પણ છે એના વિષે સચેતન થવું હોય તો પ્રથમ આપણે આપણી પોતાની નાની વ્યક્તિતા વિષે જાગ્રત

થવુ જોઈએ તમારે તમારા અંતરાત્માને જાણવો જોઈએ ઘણી વાર ભૂલથી ધારી લેવામા આવે છે કે આ અંતરાત્મા એટલે આપણા બહિર્મુખ મનની સપાટીની પાછળ રહેલુ અંતરતર મન છે, અથવા તો તે પ્રાણની બહિર્મુખતાની પાછળ રહેલ અંતરતર પ્રાણ છે, અથવા તો, અન્નમય ચેતનાની પાછળ રહેલ સૂક્ષ્મ અન્નમય મન છે એ વસ્તુઓ તમારો અંતરાત્મા નથી અંતરાત્મા એટલે તમારુ સાચુ વ્યક્તિત્વ, પરમાત્મા સાથે તે સીધેસીધા સંપર્કમા હોય છે પ્રત્યેક માણસે તેનામાં રહેલા આ અંતરાત્માના સાક્ષાત્કાર કરવાનો છે, એ અંતરાત્માનુ સાચુ, અને દિવ્ય સ્વરૂપ અતિમનનમા અથવા તો, વિજ્ઞાનમા હોય છે પ્રત્યેક માનવનો અંતરાત્મા મૂળમા પ્રભુ સાથે એક હોય છે, પરતુ પોતાની પ્રકૃતિમા પ્રત્યેક વ્યક્તિ પરમ પુરુષનો આંશિક આવિર્ભાવ હોય છે

આપણા યોગનો આ ઉદ્દેશ હોવાથી સાધનાની ઊંચામાં ઊંચી અનુભૂતિને પ્રાપ્ત કર્યા પછી આપણે જીવન પ્રત્યે પાછા વળવાનુ છે, અને તેનુ રૂપાંતર કરવાનું છે પ્રાચીન યોગમાર્ગો જીવનનુ રૂપાંતર સાધી શક્યા ન હતા કારણ કે એ માર્ગો મનથી પેલી તરફ ગયા ન હતા, એમનો પ્રયત્ન માનસિક અનુભૂતિઓ પ્રાપ્ત કરવા માટેનો હતો અને જ્યારે જીવન ઉપર એ સાક્ષાત્કારનો પ્રયોગ કરવાનો પ્રસંગ આવતો અને તેઓ પ્રયત્ન કરતા ત્યારે તેઓ તેને એક માનસિક સૂત્રનુ રૂપ આપી દેતા ઉદાહરણ તરીકે, અનતનો માનસિક ભૂમિકા ઉપર સાક્ષાત્કાર કરવા જતા, અથવા તો, વિશ્વ પ્રેમના તત્ત્વનો પ્રયોગ કરવા જતાં તેઓ એ પ્રયત્નને માનસિક સૂત્રનું રૂપ આપતા

આપણે તો, આપણી, સત્તાની બધી ભૂમિકાઓ ઉપર સચેતન થવાનું છે, અને તેમાંની પ્રત્યેકના ઉપર અતિમનસની જ્યોતિ, શક્તિ અને આનંદ ઊર્ધ્વમાંથી લાવવાના છે જીવનની છેક બાહ્ય અને સ્થૂલ ક્રિયાઓમાં પણ એનાથી જ સચાલિત થવાનું છે પુરુષ તરીકે આપણી જાતને પ્રકૃતિથી છૂટી પાડીને પ્રકૃતિમા જે કાઈ બનતું હોય તેનુ સાક્ષી તરીકે આપણે અવલોકન

કરવું જોઈએ. નાનામાં નાની બાબત, સ્થૂલમાં સ્થૂલ ક્રિયા, પણ આપણી જાણ બહાર રહેવી જોઈએ નહિ. માનસિક અને પ્રાણમય ભૂમિકાઓ ઉપર પ્રકૃતિનું અવલોકન કરવાની અને એમના વિષે સચેતન થવાની આ ક્રિયા પ્રમાણમાં સહેલી હોય છે. પરંતુ સ્થૂલમાં * અને સ્થૂલમય પ્રાણમાં અજ્ઞાનની શક્તિઓનું પૂરેપૂરું ચલણ હોય છે. એ શક્તિઓ એમના સનાતન માની લીધેલા નિયમો પ્રમાણે વર્તવાનો પોતાનો દૃઢ આગ્રહ રાખે છે. ઊર્ધ્વમાંથી આવતા પ્રકાશનો માર્ગ એ શક્તિઓ રૂંધે છે, અને પોતાનો વાવટો તેઓ ફરકાવે છે. સ્થૂલ ભૂમિકામાં અંધકારની શક્તિઓ સાધકની ચેતનાને ફરી ફરીને આવરી લે છે. સ્થૂલ પ્રાણની ભૂમિકાને જ્યોતિ પ્રત્યે ખુલ્લી કરવામાં આવે છે ત્યારે પણ અવિદ્યાનાં તત્ત્વો નીચેના સ્તરોમાંથી ઉપર આવે છે. આ સ્થૂલમાં કરવાનું કાર્ય ઘણું ધીરજનું કાર્ય છે. અન્નમય અને સ્થૂલ પ્રાણમય ચેતનાઓ ઊર્ધ્વની ચેતનાનો અને તેના નિયમનો સ્વીકાર કરતી નથી. વળી પોતાના કાર્યને અને તેને ચાલુ રાખવાની વૃત્તિને એ અવિદ્યા શક્તિઓ બુદ્ધિની દલીલોના અને બીજા ટેકાઓ વડે ટકાવવાના અને જુદા જુદા વેપ ધારણ કરીને સાધકને છેતરવાના પ્રયત્નો કરે છે.

આપણું પ્રાણમય સત્ ઘણું અધીર હોય છે, એને અન્નમય અને સ્થૂલ પ્રાણમય ભૂમિકાઓ ઉપર બધું એકદમ કરી નાંખવાની ઉતાવળ હોય છે. પરતુ એનાં પ્રતિકાર્યો ઘણાં જ આકરાં આવે છે. એટલે મનોમય

---

* 'જ્યારે તમે સ્થૂલતમ જડ તત્ત્વની ભૂમિકા પર સાધના કરવા પ્રયત્ન કરો છો ત્યારે ત્યાંની મુશ્કેલીઓ ખાસ કરીને એવી દુર્જેય—લગભગ અજેય—જેવી લાગે છે. મેં તો મારું સૂત્ર સ્વીકાર્યું છે: "વિજય કે મૃત્યુ".—('વિજયં સાધયામિ વા દેહંપાતયામિ') ૨૩ નવેમ્બર, ૧૯૨૩

'વળી, ત્યાં, સ્થૂલમાં, પરિણામ આખરે શું આવશે તે હું જાણતો નથી. અંતરમાંથી મને ઇંગિત મળ્યુ છે તેથી એમ જણાય છે કે આ વખતે જ સિદ્ધિ થશે. છતાં, મારા સાહસના અંતની મને પોતાને ખબર નથી.'
૨૩ ડિસેમ્બર, ૧૯૨૩

અને પ્રાણમય સત્‌ની ફરજ એ છે કે ઊર્ધ્વની શકિતને અને જ્યોતિને પકડી લઈને એનો પ્રયોગ કરવાને બદલે એમણે પોતે એ ઊર્ધ્વની શકિતને સમર્પિત થઈ જવું જોઈએ. આપણે આંશિક, એટલે થોડું ઘણું, રૂપાંતર સાધીને સંતોષ માનવાનો નથી. ઊર્ધ્વમાં રહેલી અતિમનસની શકિતને આપણે સ્થૂલ-અન્નમય ભૂમિકા ઉપર લઈ આવવાની છે અને તેની સહાય વડે જીવનની સૌથી સ્થૂલમાં સ્થૂલ ક્રિયાઓનું સંચાલન કરવાનું છે. આ કાર્ય માનસિક શકિતથી થઈ શકે તેવું નથી. એને માટે મનથી ઉપર જે પ્રકાશ, શકિત અને આનંદ રહેલા છે તેમને આપણે અત્યારની આપણી પ્રકૃતિનું રૂપાંતર કરવા માટે સાદ કરવાનો છે આને માટે સૌથી પ્રથમ પાયામાં જ સંપૂર્ણ સત્યનિષ્ઠા આપણા આધારના એકેએક ભાગમાં હોવી આવશ્યક છે. અંતરમાંથી સત્ય અને કેવળ સત્યને માટે જ માગણી થવી જોઈએ.

એ ઊર્ધ્વમાં રહેલા અતિમનસના પ્રકાશનું આપણામાં અવતરણ થાય અને આપણા જીવનની ઝીણામાં ઝીણી બાબતનું સંચાલન તે કરે તે માટેની બીજી શરત એ છે કે સાધકે પોતાના દિવ્ય વ્યકિતત્વ વિષે, પોતાના અંતરાત્મા વિષે સચેતન થવું જોઈએ.

કેટલીક વાર કેવળ અનુભૂતિઓ મેળવીને સંતોષ માનવાની વૃત્તિ સાધકમાં હોય છે. પરંતુ અનુભૂતિઓથી સંતોષ પામીને બેસી રહેવું જોઈએ નહિ. વળી, એક બીજી બાબત પણ આપણે ધ્યાનમાં રાખવાની છે તે એ કે આપણે બધા અહીં બધો ય વખત એક જ સત્યની ઉપાસનામાં લાગ્યા છીએ, અને અત્યાર સુધીમાં આપણે અમુક પ્રકારની સંગીન એકતા પ્રાપ્ત કરી શક્યા છીએ. એટલે, આપણે પરસ્પર પ્રગતિમાં મદદ કરી શકીએ છીએ, અથવા તો, બાધા નાંખી શકીએ છીએ.

પ્રકૃતિનું રૂપાંતર પ્રાપ્ત કરવા માટેની શરતોમાં ૧. ઊર્ધ્વના પ્રકાશ પ્રત્યે આપણી જાતને ખુલ્લી કરવી. અને ૨. એને સંપૂર્ણ આત્મસમર્પણ કરવું એ બે મુખ્ય છે. એટલે તમારામાં મૌલિક સત્યનિષ્ઠા હશે તથા ઊર્ધ્વની જ્યોતિ પ્રત્યે તમે ખુલ્લા થયા હશો તથા તમારા આધારની બધી ભૂમિકાઓ ઉપર ચેતનાનો ક્રમે ક્રમે વિકાસ થતો આવતો હશે તો આ યોગના તમે

આદર્શ સાધક બની શકશો'

જ્યારે મારી સાધના મનોમય ભૂમિકા ઉપર ચાલતી હતી ત્યારે પ્રગતિ કેટલી બધી સહેલાઈથી થતી, જાણે છોકરાની રમત પ્રાણમા સાધના સહેલી ન હતી તો પણ રસ પડે એવી તો હતી પરતુ આ સ્થૂલ—અન્નમય ભૂમિકા તો તદ્દન શુષ્ક છે, ક ઠુ છે પ્રાચીન યોગીઓએ એના પર કાર્ય કર્યા વગર એને રહેવા દીધી છે એના પર કોઈએ ધ્યાન જ આપ્યુ લાગતુ નથી અલબત્ત, કશો જ પ્રયત્ન થયો ન હતો એવું નથી પરતુ સ્થૂલ પ્રાણ અને સ્થૂલ અન્નમય ભૂમિકા બન્નેની ઉપેક્ષા કરવામા આવી હતી પ્રકૃતિની સઘળી એકત્ર થયેલી મુશ્કેલી ત્યાં આવીને પડેલી છે એના પર વિજય મેળવવાનો પ્રયત્ન કરવો એટલે મહેનત અને મજૂરીનુ કામ. એ ટ્રેન્ચમા ઊતરીને વગર અટકયે યુદ્ધ કરવા જેવુ કપરુ કામ છે તમારે લડી લઈને જીતવુ જોઈએ અથવા તો ખલાસ થઈ જવુ જોઈએ જૂન ૧૯૨૬

પ્રશ્ન પણ એમ થાય તો પણ શરીર તો ખલાસ થઈ જ જવાનુ ને?

ઉત્તર આપણા જેવાના કાર્યમાં જો શરીર ખલાસ થઈ ગયુ તો બધુ જ ખલાસ થયુ સમજવુ એટલે કે બધું જ કાર્ય તમારે ફરીથી કરવાનુ રહે છે! તમે બીજી કોઈ ભૂમિકા પર પતન પામો કે ખલાસ થઈ જાવ તો તેમાથી તમે પાછા ઊભા થઈ શકો છો ઉ ત પ્રાણ કે માનસિક પ્રકૃતિમા તમે ખલાસ થઈ જાઓ તો તે એટલુ બધુ જોખમ ભરેલુ નથી પરતુ આ સ્થૂલમા ખલાસ એટલે સંપૂર્ણ પણે ખલાસ થયા સમજવુ શરીર વિષે તમે ઉદાસીન હો તો જુદી વાત છે અલબત્ત, શારીરિક ક્ષોભ થાય ત્યારે માનસિક વલણ જાળવી રાખવું એ તદ્દન સહેલી બાબત છે—એમાં કશી મુશ્કેલી નથી હુ પોતે વ્યાધિની, મૃત્યુની કે એવી બીજી વસ્તુઓની પરવા કરતો નથી એ વસ્તુઓ તદ્દન સ્વાભાવિક છે પરતુ હુ એ વસ્તુઓ વિષે કાળજી રાખું છુ કારણ કે એમનો સ્વીકાર એટલે આ યોગના આખા પ્રયત્નની નિષ્ફળતા એ નિમ્ન તત્ત્વો અત્યાર સુધીના સ્થૂલ શરીરનુ આધ્યાત્મિક રૂપાતર કરવાનો સર્વ પ્રયત્નોને નિષ્ફળ બનાવતા રહ્યા છે / જૂન, ૧૯૨૬

શ્રી અરવિંદ: 'જ્યારે સાધના સ્થૂલ અન્નમય ભૂમિકા ઉપર અને અવચેતનાના સ્તર પર ઊતરે છે ત્યારે પરિસ્થિતિ ઘણી મુશ્કેલ બને છે. મારે પોતાને બે વર્ષ સુધી મથામણ કરવી પડી હતી. કારણ કે અવચેતન પથ્થરના જેવી કેવળ જડ હોય છે. મારુ મન એ બાબત વિષે તદ્દન નચેતન હતું તે છતા ચેતનાના નીચેના એ સ્તર ઉપર તે કશો પ્રભાવ પાડી શકતું નહિ. એ મજૂરી તો ખરેખર હરક્યુલીસના જેવી કઠણ છે. કારણ કે જ્યારે માણસ ત્યા પ્રવેશ કરે છે ત્યારે વણ શોધાયલા કોઈ પ્રદેશ જેવી એ ભૂમિકા લાગે છે ભૂતકાળના યોગીઓ પ્રાણમય ભૂમિકા સુધી નીચે ઊતરેલા જણાય છે. સાધનામા આ મુશ્કેલી રહેલી છે તે મને પહેલા બતાવવામા આવી હોત તો કદાચ, હુ સાધના વિષે હતો તેના કરતા ઓછો ઉત્સાહી બન્યો હોત. એને અંધશ્રદ્ધાનુ એક ઉદાહરણ ગણી શકાય પણ મે જો સાધના ત્યાં જ મૂકી દીધી હોત તો જે ખરેખરુ કાર્ય છે તે થાત જ નહિ એક વાર સ્થૂલમાં વિજય પ્રાપ્ત કરી શકાય તો મારી પછી જે લોકો આવશે તેને માટે એ કાર્ય સહેલુ બને છે,—સર્વમા એકનો સાક્ષાત્કાર કરવાનો અર્થ જ એ છે.' ૧૦.૧૨.૧૯૩૮

ઑક્ટોબર મહિનામાં જાપાનના હીરોગવા શ્રી માતાજીને ઓળખતા હતા તેમનું પોંડિચેરી આવવુ

નવેમ્બર ૧૪. દિલીપકુમાર રાયનો મૅાનીને પત્ર. જેમાં રૉમાં રોલાંનો એક પત્ર 'આર્ય'ના ફ્રેન્ચ અંકોની માગણી કરતો પણ એમણે બીડ્યો હતો. દિલીપના પત્રનો—ખાસ કરીને લગ્નના પ્રશ્નનો—ઉત્તર.

## ૧૯૨૫

જાન્યુઆરી તા ૩ એ પૂનમચંદ મોહનલાલ શાહ પાટણના સાધક, પોંડિચેરીમા હતા તેમને પગે નેક્રોસિસ—હાડકાનું સડવું, જણાયાથી મદ્રાસ જવાની જરૂર ઊભી થઈ.

મદ્રાસમાં ડૉ. રંગાચારીએ ઓપરેશન કર્યું. શ્રી અરવિંદને દર્દની વિગતો તથા ઓપરેશનનો સમય તારથી જણાવવામાં આવ્યો હતો. ઓપરેશન સફળ

થયું હતુ,—જો કે ઘા રુઝાતા ત્રણેક મહિના લાગ્યા હતા

જાન્યુઆરી ૪ શ્રી માતાજીના ડાબા ઘૂંટા૧ પર સધિવાના સોજા, થોડો તાવ અને લીવરનો દુખાવો ડૉ કાનુગાને તાર.

જાન્યુઆરી ૫ લાલા લજપતરાય શ્રી અરવિંદની મુલાકાત માટે આવ્યા સાથે ડૉ નિહાલચંદ્ર, કૃષ્ણદાસ અને પુરૂષોત્તમદાસ ટન્ડન આ યા હતા ૪૫ મિનિટ મુલાકાત ચાલી, દરમિયાન રાજકીય વિષય ઉપર છૂટથી વાતચીત થઈ હતી

જાન્યુઆરી ૬ શ્રી અરવિંદ સાંજની બેઠક માટે બહાર આવ્યા નહિ,—શ્રી માતાજીની માદગીને લીધે ડૉ કાનુગાની આવવાની અશકિતનો તાર, એન્ટી-ફ્લોજિસ્ટીન લગાડવાની સૂચના

જાન્યુઆરી ૭ લીવર માટે સુદર્શનના ઉકાળાનો ઉપયોગ, સારુ પરિણામ શ્રી અરવિંદ થોડા સમય માટે બહાર આવ્યા હતા

જાન્યુઆરી ૮ શ્રી માતાજીની માદગી વા ુ,—સુધારા પર

જાન્યુઆરી ૧૬ ડૉ બેનરજી મીરજાપુરથી શ્રી માતાજીની ચિકિત્સા કરવા માટે આવ્યા શ્રી માતાજીને જોયાં સાધારણ સધિવાનુ નિદાન કર્યું શ્રી અરવિંદ ઘણી ચિંતાથી મુકત થયા દાકતરની કહેલી દવા—બેલાડોના વગેરે—લગાડવાની શ્રી માતાજીએ ના કહી કેટલીક ફ્રેન્ચ દવાઓથી ઘણો ફાયદો થવા માડયો

જાન્યુઆરી ૧૭ ડૉ બેનરજી શ્રી માતાજીની ચિકિત્સા માટે ફરી એક વખત મળ્યા

જાન્યુઆરી ૧૮ આર્ય પબ્લિશિંગ હાઉસ સાથે પુસ્તકોના પ્રકાશનની શરતો વિષે રતિકાત નાગ સાથે ચર્ચા થઈ

જાન્યુઆરી ૨૧ અનિલબરન રાયનો પત્ર (જેલમાથી)

જાન્યુઆરી ૨૫ અનિલબરન રાયના પત્રનો ઉત્તર

જાન્યુઆરી ૨૬ શ્રી અરવિંદે સાંજના બહાર આવીને વાર્તાલાપની બેઠક શરૂ કરી

માર્ચ ૫ અને ૨૩ અનિલબરન રાયના પત્રો

મે ૯. રજનીકાંત પાલીત, પોસ્ટલ સુપ્રિન્ટેન્ડન્ટનો એમની પત્નીની માંદગી વિષે પત્ર.

મે ૧૧. મૉની લાહિડીનો પત્ર. સાંજની વાતચીત દરમિયાન કહ્યું : 'લેલે પાસેથી મને ત્રણ વસ્તુઓ મળી : ૧. મનની નીરવતા અને નીરવ બ્રહ્મચેતના—અફાટ અનંત, વિશાળ સત્ તા. એ અનુભૂતિ સ્થૂલ ગણાય એટલી સઘન હતી.

૨. સ્થૂલ મનનો ઉપયોગ કર્યા વગર લખવાની અને બોલવાની શક્તિ.

૩. મનથી ઉપરની કોઈ ઉચ્ચ વસ્તુની દોરવણી તળે મારી જાતને મૂકવાની ટેવ.

સાંજની વાતચીત દરમિયાન બારીને લેલે સાથેનો પોતાનો અનુભવ કહ્યો.

મે ૧૩ મોતીલાલ રાયનો તાર : મુલાકાત માટે માગણી. ઉત્તર : 'સમય અનુકૂળ નથી, મુલાકાત શક્ય નથી. શા માટે પત્ર લખતા નથી ?'—

ગૌરીપુરના જમીનદાર બીરેન્દ્રકિશોર રાયચૌધરીનો એમની પત્નીની બીમારી વિષે તાર

મે ૧૭. અનિલબરન રાયનો પત્ર.

મે ૨૦. મોતીલાલ રાયનો ચંદ્રનગરથી પત્ર.

મે ૨૧. બીરેન્દ્રકિશોર રાયચૌધરીનો પત્ર.

મે ૨૫. પોંડિચેરીના યૌગિક વાતાવરણની સ્થિતિ વિષે પત્રમાં ઉલ્લેખ : 'અહીં અત્યારની પરિસ્થિતિ બહુ સારી નથી. હું અત્યારે સ્થૂલ ભૂમિકા ઉપરની મુશ્કેલીઓનો—અર્થાત્ વ્યાધિનાં બળોનો—સામનો કરી રહ્યો છું.'

જુલાઈ ૧. સી. આર. દાસના મૃત્યુ પછી ક્રૉનિકલે શ્રી અરવિંદને તારથી કાંઈક લખી મોકલવા માગણી કરી તેનો ઉત્તર : 'ચિત્તરંજનનું મૃત્યુ એક મહાન હાનિ,—એમનામાં મુત્સદ્દીની બુદ્ધિ, કલ્પનાશક્તિ, વ્યક્તિતા, સંકલ્પનું બળ, પ્રસંગોચિત સમયસૂચકતા અને મનની અસાધારણ નમનીયતા વગેરે બક્ષિસો પુષ્કળ પ્રમાણમાં હતી. આ બધી બક્ષિસોવાળા એ લોકમાન્ય ટિળક પછી સ્વરાજ પ્રાપ્તિ કરવામાં હિંદના નેતા થઈ શકે એવા એક જ પુરૂષ હતા.'

સ્વર્ણપ્રભા, એક સાધિકાનો પત્ર : સાધના વિષે; બારીનને પત્ર, ભવાની-પુર કેન્દ્ર બંધ કરવાની સલાહ.

જુલાઈ ૧૧. વેલજી ઠાકરસી, કચ્છ બીદડીના પોંડિચેરી આવ્યા.

જુલાઈ ૧૨. શ્રી માતાજીના પૂર્વ ગુરુ થેઑં વિષે વાર્તાલાપ. આજે સાંજે કહ્યું : 'અતિમનસનું અવતરણ થવા માટે માનસિક અને પ્રાણમય સત્‌નો સંપૂર્ણ અને સમૃદ્ધ વિકાસ થવો જોઈએ એવું જરૂરી નથી. ઊર્ધ્વ શક્તિનું કાર્ય શરૂ કરવા માટે માણસમાં પાયો પૂરતા પ્રમાણમાં હોય તો બસ છે. એવા માનસિક કે પ્રાણના વિકાસ માટે વાટ જોતાં તો સૈકાઓ લાગે. કોઈક વાર એવો વિકાસ ઉલટો બાધા રૂપ નીવડે છે મન જે વસ્તુ મહા મુશ્કેલીથી પ્રાપ્ત કરી શકે છે તે અતિમનસમાં તદ્દન સરળતાથી અને સીધેસીધી મળી જાય છે. જે વસ્તુની જરૂર હોય છે તેને અતિમનસ પોતાના અવતરણ સાથે જ લેતું આવે છે અને સંપૂર્ણપણે લેતું આવે છે મારી પોતાની બાબતમાં માનસિક પ્રયત્ન મોટી બાધા રૂપ નીવડયો છે. પરંતુ આવશ્યક જ્ઞાન મેળવવા માટે મારે એ પ્રયત્ન કરવો પડયો હતો.'

ઑગસ્ટ ૧૫.મી શ્રી અરવિંદ સવારે ૧૦ વાગે બહાર આવ્યા હતા. બધો વરન્ડા મોગરાની માળાઓથી શણગાર્યો હતો. કુલ્લે ૨૭ જણા હાજર હતા. તેમાં એસ. દોરાસ્વામી અય્યર, કપાલી શાસ્ત્રી, કેસરલાલ દીક્ષિત, ચંદ્રશેખર અય્યા, નાગરત્નમ્ વગેરે પણ હતા.

ઑગસ્ટ ૨૩ મી. જૉન ઑફ આર્ક વિષે વાર્તાલાપ.

ઑગસ્ટ ૩૧. પુરુષોત્તમ. એમ. પટેલનો પત્ર.

સપ્ટેમ્બર ૧૯. ધીરેનનો પત્ર—એનો ઉત્તર.

સપ્ટેમ્બર ૨૧. નર્મદાશંકર ભટ, દુણાવાડાનાની શ્રી અરવિંદ સાથે મુલાકાત. ગાયત્રી જપ વિષે સૂચનાઓ. રજનીકાંત પાલીતનો પત્ર.

સપ્ટેમ્બર ૨૯. શ્રી અરવિંદના સસરા શ્રી ભૂપાલચંદ્ર બોઝનો પત્ર. એમના એક જમાઈની માંદગી વિષે.

સપ્ટેમ્બર ૨૪. ચંદ્રનગરના હારાધન બક્ષીનો પત્ર—ઉત્તર. ભવાનીપુર કેન્દ્ર બંધ થયું. તેને લીધે કુમુદબંધુ બાગચી ઘણો જ અકળાઈ ગયો.

## ૧૯૨૬

જાન્યુઆરી ૧. થિયોસૉફી પર વાર્તાલાપ.

જાન્યુઆરી ૨૫ થિયોસૉફી પર વાર્તાલાપ

જાન્યુઆરી ૨૬ કલા વિષે, વૈષ્ણવ ધર્મ વિષે વાતચીત

જાન્યુઆરી ૨૮ આજે સાંજે કલા વિષે વાતચીત દરમિયાન કહ્યું: 'ખરુ જોતા, ચિત્રકલાની રુચિ અને કદર કરવાની શક્તિ મને અલીપુર જેલમાંથી મળ્યા ત્યાં હુ ધ્યાનમા બેસતો અને હુ અનેક રંગવાળા ચિત્રો જોતો ત્યાર પછી ચિત્રકલાની સૂક્ષ્મ સમજણ અને સમીક્ષા કરવાની શક્તિ મારામાં જાગ્રત થઈ આનો અર્થ હુ ચિત્રો વિષે બુદ્ધિ વડે જાણતો થયો એમ નથી, પણ એની પાછળની વસ્તુ,—એનો આત્મા, હુ પકડી શકયો મારી સ્વાભાવિક રુચિ સ્થાપત્ય અને મૂર્તિકલા પ્રત્યે છે'

જાન્યુઆરી ૨૯ યોગ અને નીતિ વિષે વાર્તાલાપ.

જાન્યુઆરી ૩૦. આજે સાંજે વાર્તાલાપ દરમિયાન કહ્યું: 'કોઈ કોઈ વાર પહેલાં મને તાવ આવી જતો. તે વખતે ઉપરથી એક શક્તિ ઊતરતી અને તાવને સફળતાપૂર્વક બહાર કાઢી નાંખતી. પરંતુ અન્ય પ્રસંગે, મારે પોતાને ફરી ફરીને એને બહાર કાઢવાના પ્રયત્નો સતત જારી રાખવા પડતા. એવા પ્રસંગો હોય છે જ્યારે દૃઢમાં દૃઢ શ્રદ્ધા સફળ નીવડતી નથી વળી એવા પણ પ્રસંગો હોય છે જેમાં સમર્થમાં સમર્થ સંકલ્પશક્તિનો પ્રયોગ કરવા છતાં કાર્ય સફળ થતુ નથી. એનો અર્થ એવો નથી કે શ્રદ્ધા જરૂરી નથી, અથવા તો સંકલ્પશક્તિ ઉપયોગી નથી. એનો અર્થ એ છે કે એ બે ઉપરાંત કોઈ બીજી વસ્તુની,—એને પ્રભુની કૃપા કહો, તેની—જરૂર રહે છે.'

ફેબ્રુઆરી ૪. આજે સાંજે વાર્તાલાપમાં કિવનાઈન વિષે ચર્ચા ચાલતી હતી ત્યારે પોતે કહ્યું, 'મેં છેલવેલ્લુ કિવનાઈન અલીપુર જેલમાં ૧૯૦૯માં લીધું હતું. એની કશી અસર થઈ ન હતી. તાવ ખૂબ ચડેલો હતો. જેમ તેમ કરીને જેલની ઓરડીના બારણા સુધી હુ ગયો અને પહેરો ભરનાર સિપાહીને

પાણી લાવવા કહ્યું. એ ઠંડુંગાર—લગભગ બરફ જેવું ઠંડું પાણી લઈ આવ્યો. એ લાવ્યો હતો તે બધું હું પી ગયો. અને પછી બહુ નબળાઈ લાગવાથી હું પથારીમાં પડ્યો. ત્યાર પછી દસ મિનિટમાં તાવ ઊતરી ગયો! ત્યાર પછી મને તાવ આવ્યો નથી.'

હિંદીઓની રસવૃત્તિની અને સૌન્દર્યગ્રાહક શક્તિની અવનતિ અને એનાં કારણો વિષે વાર્તાલાપ. સયાજીરાવ ગાયકવાડ વિષે વાર્તાલાપ દરમિયાન કહ્યું, 'સૌન્દર્યગ્રાહક શક્તિનો એમનામાં છાંટો પણ ન હતો. અને આજના આપણા રાજાઓમાંના નવ દશાંશ એવા જ છે. રજપૂત યુગ સુધી એમનામાં કાંઈક રહ્યું હતું. ત્યાર પછી અવનતિ શરૂ થઈ. એનાં કારણોમાંનાં બે આ પ્રમાણે છે: ૧. સમગ્ર પ્રજામાં પ્રાણશક્તિની ઓટ અને ૨. પાશ્ચાત્ય સંસ્કૃતિનો પ્રસારો અને હિંદીઓના જીવન ઉપર એને ફરજિયાત લાદવામાં આવી તે.'

ફેબ્રુઆરી ૨૪. તિરુપતિ નામે એક આંધ્ર સાધકનું મન અસ્થિર થઈ ગયું હતું એટલે એને વિજયનગર, એને ગામ, મોકલવામાં આવ્યો હતો. ત્યાંથી વગર રજાએ એ આજે સાંજે પૉંડિચેરી આવ્યો. એને તાર કરવામાં આવ્યો હતો કે—પૉંડિચેરી આવવું નહિ. તાર આ પ્રમાણે હતો: 'તિરુપતિને જણાવો હું ગુસ્સે છું. અહીં આવતાં અટકાવો. એને અહીં મળવાની હું ના પાડું છું'

પ્રશ્ન: રુદ્રભાવ કેવો હોય? રામકૃષ્ણે આપેલા ઉદાહરણમાં નાગને ક્રોધ દર્શાવવા માટે નારદે સૂચના કરી હતી એવું જ કાંઈ એનું સમજવું?

ઉત્તર: ના. જરાયે નહિ, રુદ્રભાવ એક સાચી વસ્તુ છે, કોઈ અન્યાય કે અસત્ય સામે જાગ્રત થતી એ વિનાશક ઉગ્રતા છે. ઉ. ત. શીવનો રુદ્ર ભાવ. ક્રોધને માણસ એની લાગણીના સ્પંદન વડે ઓળખી લઈ શકે છે. ક્રોધ નીચેના સ્તરોમાથી ઉપર ચડતો અનુભવાય છે. રુદ્રભાવ હૃદયમાંથી જાગ્રત થાય છે. એનો હું એક દાખલો આપીશ: 'મ' શ્રી માતાજી સાથે દાદરની ટોચે વાત કરતાં કરતાં ઘણો ગુસ્સે થઈ ગયો અને બૂમાટા પાડવા લાગ્યો અને

હાથની મૂઠ્ઠી બતાવવા માંડયો જેવા એનો બૂમાટો નાભળ્યો કે મારા અંતરમા એક પ્રકારનો ઉગ્ર ભાવ—બીલકુલ અવિરોધ્ય એવો રૂદ્રભાવ—ઉતરી આવ્યો હું બહાર ગયો અને મે કહ્યુ —'શ્રી માતાજી નામે એ કોણ બૂમો પાડ છે? અહીં બગડા કોણ કર છે?'—એ માણસીને 'મ' શાત થઈ ગયો' ૧ ૧ ૧૯૩૯

જરૂર પડે ત્યારે શ્રી અરવિંદ કેટલા કડક થઈ શકતા તેનો દાખલો એમણે તિરુપતિને પોંડિચેરી આવ્યા પછી જે કાગળ મોકલ્યો તેમા આપણને જોવા મળે છે 'એકદમ વિજયનગર પાછા ચાલ્યા જાવ અને હુ તમારી માગણી વગર મારી મરજી બોલાવુ ત્યા સુધી ત્યા જ રહો આ જ તમારી છેલ્લી તક છે, મારી આજ્ઞાનુ ઉલ્લઘન કર્યા તા હુ તમને છેવટને અને હમેશને માટે દૂર ફેકી દઈશ તમને જે "પ્રેરણાઓ" આવે છે તે બધુ તમારા મને ઉત્પન્ન કરેલુ જણાય છે, તમે તમારા મનની આજ્ઞાઓ માની છે અને મારા આદેશને માન્ય રાખ્યા નથી એ પ્રમાણે હવેથી બનશે તો આપણી વચ્ચેના સબધનો અત આવ્યો એમ સમજજો'

માર્ચ ૨ પુરુષ પ્રયત્ન અને પ્રભુનું કાર્ય વિષે વાર્તાલાપ

માર્ચ ૮ ચંદ્રન કરમા કાઈ સાધકનુ લગ્ન, તે વિષે ચર્ચા

માર્ચ ૧૨ યોગમા વ્યક્તિના પ્રયત્નનુ સ્થાન—સૂક્ષ્મભૂમિકામા સાધકોને દર્શનો થાય છે તે વિષે પોતે કહ્યુ—'મને પોતાને સૂક્ષ્મ દર્શનનો ઘણો ધ્યાન એ વે એવો અનુભવ થયો હતો તે વખતે હુ વડોદરે હતો અને મારી સૂક્ષ્મ દૃષ્ટિનો વિકાસ થયો ન હતો અમુક દર્શન થયા પછી જે રૂપ એની અસર તરીકે પાછળથી દૃષ્ટિમા રહે છે તેના પર મનને એકાગ્ર કરીને તથા જાગ્રત અને નિદ્રા વચ્ચેના સમયમા જે અતરમા કાર્ય થાય છે તેના પર ધ્યાન આપીને હુ એ સૂક્ષ્મ દૃષ્ટિને ખીલવવાનો પ્રયત્ન કરતો હતો પછી મે જ્યોતિનુ એક લાલ રગનું ચક્ર વર્તુલ જોયુ જ્યારે મે પ્રાણાયામનો અભ્યાસ શરૂ કર્યો ત્યારે એ વર્તુલ ઘણુ સઘન બન્યુ'

માર્ચ ૧૩ ચૈત્ય પુરુષ વિષે વાર્તાલાપ

માર્ચ ૩૧. વડોદરાનું એક સંસ્મરણ આજે સાંજના વાર્તાલાપ દરમિયાન પોતે કહ્યું : 'જ્યારે હું વડોદરા રાજ્યની નોકરીમાં જોડાયો ત્યારે પૈસા મેળવવાનો મને અભ્યાસ ન હતો. એટલે જ્યારે પૈસા મળવા માંડયા ત્યારે પહેલી વૃત્તિ પૈસા બચાવવાની થઈ આવી. એ પ્રમાણે મેં થોડા પૈસા બચાવ્યા અને પછી એકીવખતે બધા જ ખરચી નાંખ્યા.' દીનેન્દ્રકુમાર રાય પણ એમનાં સંસ્મરણોમાં પૈસા વડોદરામાં શ્રી અરવિંદ પાસે રહેતા જ ન હતા એ હકીકત નોંધે છે.

બીજું પણ એક સંસ્મરણ : '૧૯૦૯માં મને એક પ્રકારનો યૌગિક તરંગ આવ્યો કે ચોખા, ઘી અને કેળાં પર રહેવું છે, જો કે માંસ ખાવાની વૃત્તિ તો અંતરમાં હતી જ.'

સાંજની બેઠક દરમિયાન અવનીન્દ્રનાથ અને રવીન્દ્રનાથ ટાગોરની કલા વિષે વાર્તાલાપ.

એપ્રિલ ૭. હિંદનાં રાજકીય બંધારણો અને સંસ્થાઓ વિષે વાતચીત.

એપ્રિલ ૧૪. આજે સાંજે એક અનુભૂતિ વિષે પોતે ઉલ્લેખ કર્યો : 'મને વિશ્વચેતનાનો અનુભવ થયો ત્યારે હું સ્થૂલની અચેતનામાં સરી ગયો ન હતો—સ્થૂલ વિષે અચેતન થઈ ગયો ન હતો (સ્થૂલ શરીરની ચેતનામાં હું સજાગ હતો). વળી, એ વિશ્વચેતના પણ એકદમ પાછી જતી રહી ન હતી. એ મહિનાઓ સુધી કાયમ હતી. જેવું મેં મારા મનને નિઃસ્પંદ કર્યું કે તુર્ત મનથી ઉપર હું તેને જોઈ શકયો. મારા મનમાં એનું જ પ્રતિબિંબ પડતું હતું.'

મે ૬. તિરુપતિ પાછો પોંડિચેરી આવ્યો. એને આદેશ આપતો—દૃઢતા અને સખ્તાઈભર્યો એક લાંબો પત્ર.

મે ૧૨. ફ્રેન્ચ ડૉ. ગુસ્તાવ ઝીલેના ગૂઢ ભૂમિકા વિષેના પુસ્તક 'એકટોપ્લાઝમીક તત્ત્વ અને કર્લ્ટરૅવાયન્સ'—અન્યના મનના વિચાર જાણવાની વિદ્યા વિષે વાર્તાલાપ અને ચર્ચા.

મે ૧૮. શકિત અને યોગ વિષે વાર્તાલાપ.

મે ૨૦. આઉસ્પેન્સ્કી અને ડૉ. બકનાં પુસ્તકો વિષે વાર્તાલાપ અને ચર્ચા.

જૂન ૧. પ્રાણમય ભૂમિકા અને અસુરો વિષે વાર્તાલાપ.

જૂન ૪. પ્રતીકો અને વાસ્તવિકતા વિષે ચર્ચા.

જૂન ૧૦. ઊર્ધ્વ શકિતનું કાર્ય કેવા સ્વરૂપનું થશે તે વિષે અને શ્રી અરવિંદની પોતાની સાધના વિષે વાર્તાલાપ આ સમય દરમિયાન શ્રી અરવિંદ બિલાડીઓને ખવડાવવાની માછલી તૈયાર કરતા હતા આજે ચર્ચામાં પોતે કહ્યું, 'એક સમયે હું ઘણો જ કટ્ટર માસાહારમાં માનનારો હતો. પછી મને માલૂમ પડ્યું કે મારુ પ્રાણમય સત્ એની માગણી કરતુ હતું ત્યાર પછી મેં માંસાહારનો ત્યાગ કર્યો અને મને જણાયું કે લોકો જેને સ્વાદ વગરનો અને ખરાબ આહાર કહેતા હોય છે તેમાં પણ એનો પોતાનો સ્વાદ રહેલો હોય છે'

જૂન ૧૧. આઇનસ્ટાઇન અને ભૌતિકશાસ્ત્રો વિષે વાર્તાલાપ

જૂન ૧૨. અંત કરણના જુદા જુદા ભાગોનો પરસ્પર સંબંધ—ચર્ચા.

જૂન ૧૫ અમરતા અને સ્થૂલ ભૂમિકા ઉપર અતિમનસના વિજય વિષે વાર્તાલાપ.

અપવાસ વિષે ચર્ચા નીકળતાં કહ્યું:'એક વાર જેલમાં મેં અપવાસ કરવાનો પ્રયત્ન કર્યો હતો પણ એ તો ફકત ૧૦ દિવસ માટે જ હતો તે વખતે હું ત્રણ દિવસે એક રાત સૂતો હતો. મારું વજન દસ રતલ ઘટી ગયું. પણ દસ દિવસને અંતે હું ઉલટો વધારે મજબૂત બન્યો હતો એમ મને લાગ્યું. હું જાગતો હતો તે નિદ્રા પર વિજય મેળવવા ખાતર નહિ પરંતુ સાધનાના દબાણને લઈને જાગતો હતો.'

જૂન ૧૮. જ્યોતિષ અને ભવિષ્યવાણી વિષે વાર્તાલાપ.

જૂન ૨૫. દુ:ખ અને આધ્યાત્મિકતા: વાર્તાલાપ.

જૂન ૨૬. દેવતાઓ વિષે વાર્તાલાપ.

જૂન ૨૯. હિંદના અને યુરોપના રાજકારણમાં ભેદ.

જુલાઈ મહિનાની શરૂઆતમાં થોડા દિવસો તિરુપતિ વિષે વાર્તાલાપો થયા હતા.

જુલાઈ ૧૦. આજે સાંજે વાર્તાલાપ દરમિયાન પોતે કહ્યું : 'જેલમાં—સાધના દરમિયાન વિવેકાનંદ આવતા અને મને સહજજ્ઞાન જેમાં કાર્ય કરે છે તે માનસની માહિતી આપતા. તે વખતે મને એ વિષે કશો ખ્યાલ હતો નહિ. જ્યારે જીવતા હતા ત્યારે એમને પણ એ જ્ઞાન ન હતું. બે ત્રણ અઠવાડિયાં અમારો સંબંધ રહ્યો અને ત્યાર પછી એ જતા રહ્યા.'

જુલાઈ ૧૧. હિંદમાં કાયાકલ્પની પદ્ધતિઓ વિષે વાર્તાલાપ.

ઑગસ્ટ ૬. લાગણીઓ અને ભાવ વચ્ચે સંબંધ. આજની વાતચીત દરમિયાન વડોદરાનું સંસ્મરણ કહ્યું. વડોદરામાં જીવન આરામભર્યું બનતું જતું હતું. હમણાં મારામાં જે શકિત છે તે તે વખતે ન હતી. હું એ નોકરીને વળગી રહ્યો હોત તો કૉલેજનો પ્રિન્સિપાલ થાત, થોડીક કવિતા લખત અને મધ્યમ વર્ગના સુખી માણસ પેઠે સુખચેનમાં જીવન ગાળત. હમણાં મારામાં જે શકિત છે તે બધી યોગસાધનાને આભારી છે. રાજકીય કાર્યમાં પણ જે શકિત મેં મૂકી હતી તે પણ યોગસાધનામાંથી જ આવી હતી.'

ઑગસ્ટ ૧૩. માનસશાસ્ત્ર વિષે વાર્તાલાપ.

ઑગસ્ટ ૧૪. સૌન્દર્યસંવિત્ અને અંતરાત્માનો સંબંધ.

ઑગસ્ટ ૧૬. બરેલી જિલ્લામાં બનેલી ઘટના પરથી ભૂતકાળના જીવનની સ્મૃતિ વિષે વાર્તાલાપ.

ઑગસ્ટ ૧૮. યોગસાધનામાં ઊર્ધ્વ શકિત પ્રત્યે 'ખુલ્લા થવું' એટલે શું તેના વિષે. 'આર્ય' માસિક વિષે વાર્તાલાપ.

ઑગસ્ટ ૨૨. દેવતાઓના રૂપ વિષે વાર્તાલાપ.

ઑગસ્ટ ૨૪. દેવતાઓની ભૂમિકા વિષે વાર્તાલાપ.

ઑગસ્ટ ૨૬. કેળવણી વિષે વાર્તાલાપ.

ઑગસ્ટ ૨૭. સૌન્દર્ય અને કલા વિષે ચર્ચા.

ઑગસ્ટ ૩૧. ભૌતિકશાસ્ત્રો વિષે—કાલ અને દિશા વિષે વાર્તાલાપ.

સપ્ટેમ્બર ૨. આ વર્ષના ઑગસ્ટથી આશ્રમમાં રહેનારી ત્રણ ચાર સાધિકાઓ શ્રી માતાજી પાસે ધ્યાન કરવા જતી હતી. તેમાં સપ્ટેમ્બરથી બેચાર સાધકો ઉમેરાયા.

સપ્ટેમ્બર ૩. પં. દોલતરામ, પંજાબના એક વકીલ, પૉંડિચેરી સાધના માટે આવ્યા અને રહ્યા.

સપ્ટેમ્બર ૭. પ્રજાકીય માનસના વિશિષ્ટ ગુણો વિષે વાર્તાલાપ.

સપ્ટેમ્બર ૧૯. ધીરેનનો કાગળ અને તેનો ઉત્તર—સ્વપ્નો વિષે સમજૂતી.

સપ્ટેમ્બર ૨૦ યોગ સાધના માટે લાયકાત વિષે વાર્તાલાપ.

સપ્ટેમ્બર ૨૫. વડોદરાનું એક રમૂજી સંસ્મરણ : 'જ્યારે સયાજીરાવનો શિક્ષક ઇલિયટ વડોદરે આવ્યો ત્યારે પાવરી (પારસી અધિકારી) એ બોલે તેના અપરિચિત ઉચ્ચારને લઈને કશું સમજી શકતો નહિ. એટલે એ જે કાંઈ કહે તેને પાવરી 'yes'—'હા' ભણતો ગયો. પછી ઇલિયટે એવો સવાલ પૂછયો જેમા જવાબમાં પાવરીએ 'ના' કહેવી જોઈએ, તેને બદલે એણે તો રીત પ્રમાણે 'હા' કહી ! એટલે ઇલિયટ ગુસ્સે થઈ ગયો અને પૂછ્યું : 'તમે ગધેડા છો એમ મારે માની લેવું, ખરું ?'—પાવરીએ જવાબ આપ્યો 'yes !' 'હા'. ખૂબ હસાહસ.

ઑક્ટોબર ૧૨. કવિતા વિષે વાર્તાલાપ.

ઑક્ટોબરના ત્રીજા અઠવાડિયામાં રજનીકાંત પાલીત આવ્યા. તેમણે પણ શ્રી માતાજી સાથે ધ્યાન કરવાની રજા મેળવી.

નવેમ્બર ૫. દેવો અને અસુરો વિષે—દેવોનું અવતરણ, જુદી જુદી ભૂમિકા ઉપરના દેવો, અતિમનસની ભૂમિકા પરના અને અતિમનસના દેવો વિષે ચર્ચા. હમણાં ચાલતી સાધનાની અવસ્થાને આ વિષય જોડે ઘણો ઘનિષ્ઠ સંબંધ પણ છે.

## ૨૪મી નવેમ્બર—સિદ્ધિ દિન

૨૪ મી નવેમ્બરની મહત્તા બરાબર સમજવા માટે ૧૯૦૮ ની સાલમાં જેલની ઓરડીમાં થયેલા અનુભવ જોડે એને સાંકળી લેવાની જરૂર છે. ઉપરાંત ૧૯૨૦ માં બારીન્દ્રકુમારને શ્રી અરવિંદે જે પત્ર લખ્યો હતો તેમાં પોતાની સાધનાની અવસ્થા વિષે કરેલા ઉલ્લેખો પણ આપણે ધ્યાનમાં લેવા જોઈએ.

એ ૧૯૨૦ના પત્રમાં એમણે પોંડિચેરી ૧૯૧૦ માં આવ્યા ત્યારે પ્રારંભિક દશા—એટલે કે વિજ્ઞાનયોગની—હતી તેમાંથી : 'અંતર્યામી જગદ્‌ગુરુએ મને મારો માર્ગ પૂરેપૂરો બતાવ્યો. તેનું સમગ્ર તત્ત્વ યોગનાં દસ અંગોમાં આવી જાય છે. છેલ્લાં દસ વર્ષથી—(૧૯૧૦ થી ૧૯૨૦ સુધી) પ્રભુ એ વસ્તુની મને અનુભૂતિ આપીને મારામાં એ તત્ત્વનો વિકાસ સાધી રહ્યા છે. જો કે એ કાર્ય હજી પૂરું થયું નથી.' ... ...

'વિજ્ઞાનમય ભૂમિકામાં પહોંચ્યા વિના જગતના અંતિમ રહસ્યને જાણવું અસંભવિત છે. તેના વિના જગતની સમસ્યા ઉકેલાવાની નથી.... ...

પરંતુ એ વસ્તુ સિદ્ધ થવી સહેલી નથી. આજે પંદર વર્ષો પછી હજી હમણાં જ હું વિજ્ઞાનભૂમિકાના ત્રણ સ્તરોમાંના નીચેના સ્તરમાં ઊર્ધ્વ ગતિ કરીને તેમાં મારી સર્વ વૃત્તિઓનું આકર્ષણ કરવાના પ્રયત્નમાં છુ. પરંતુ જ્યારે એ સિદ્ધિ પૂર્ણ થશે ત્યારે ભગવાન મારા દ્વારા બીજાઓને અલ્પ આયાસે પણ વિજ્ઞાનની સિદ્ધિ આપશે એમાં સંદેહ નથી. ત્યારે મારા મૂળ કાર્યનો આરંભ થશે. કાર્યસિદ્ધિ માટે મને ઉતાવળ નથી ... ...

ગાંડા માણસ પેઠે દોડાદોડ કરીને, માત્ર પોતાના ક્ષુદ્ર અહંકારની શક્તિ લઈને કર્મના ક્ષેત્રમાં કૂદી પડવાની મને ઇચ્છા નથી. ... ...

આ કાર્ય કોઈ મારું નથી, ભગવાનનું છે ...મારે હજારો કે લાખો શિષ્યો જોઈતા નથી. પોતાના ક્ષુદ્ર અહંકારથી મુક્ત થયેલા એવા સોએક માણસો ભગવાનના કરણ તરીકે કામ કરવા મને મળી આવે તો ઘણું છે.... અપક્વ માનવ પોતે અપક્વ માનવોની વચ્ચે જઈને શુ કાર્ય કરી શકે?'

આ પત્રમાં મોટા અક્ષરો મેં કર્યા છે. એના ઉપરથી કેટલાક ઉપયોગી મુદ્દાઓ ફલિત થાય છે. તે વિચારવા જોઈએ શ્રી અરવિંદ માર્ગ જાણતા ન હતા કે તેની શોધમાં હતા એવુ મુદ્દલે હતું નહિ. ૧૯૧૦ પછી અંતર્યામીએ એમના યોગનું સુકાન પોતાના હાથમાં લીધેલું હતું એટલે માર્ગનું જ્ઞાન પોંડિચેરી આવ્યા ત્યારે દસ અંગમાં અંતર્દર્શનમાં પ્રગટ કરવામાં આવ્યું

હતું ઊર્ધ્વમા વિજ્ઞાનમય ચેતનાનુ દર્શન પણ જાગ્રત હતુ પરનુ ૧૯૨૦ સુધીમા એ ભૂમિમના નીચેના સ્તરમા જ પોતાની ચેતનાનું આગેકૂચ ગાધી શકયા હતા વળી કાર્ય કરવા માટે પોતે અધીર ન હતા એ કાર્ય માનવનાં અજ્ઞાની કરણોમાથી કરવાનુ ન હતું પરનુ મનથી કોઈ ઊર્ધ્વ ચેતનામાથી કરવાનુ હતુ અને પોતાને વિશ્વાસ હતા કે એ કાર્યની સિદ્ધિ થાય તો એમના દ્વારા અન્ય માનવોને ઘણા જ અલ્પ પ્રયત્નથી એ સિદ્ધિ અને તેના લાભ આપી શકાય શ્રી અરવિંદના આ પ્રયત્ન ચા ુ હતો તે સમયે જ સદ્ભાગ્યે શ્રી માતાજી એમના આધ્યાત્મિક કાર્યમા વધાર નિકટ ભાવ જોડાયા

૧૯૨૬ ની શરૂઆતથી જ સ્ફૂલ સાધકને દોરવણી આપવાનુ કામ શ્રી માતાજીના હાથમા આવવા લાગ્યુ હ ુ રા વર્ષ દરમિયાન આશ્રમમાં જે ત્રણ ચાર સાધિકાઓ રહવા લાગી હતી તે બધી શ્રી માતાજી પાસે ધ્યાન કરવા માટે જતી હતી ઑગસ્ટ ૧૫ મી પછી શ્રી માતાજી પાસે ધ્યાન ત્વા માટે જનારાઓની સખ્યા વધવા માડી ધીમે ધીમે, અજ્ઞાત રીતે, જાણે શ્રી અરવિંદ પોતાની જાતને પાછળ ખેચી લેતા હોય અને સ્વાભાવિક- પણે જ શ્રી માતાજી આગળ આવીને સાધનાનુ રાને ભાવિ ર ાશ્રમનુ પત- સુકાન પોતાના હાથમાં લેતા હોય એમ લાગતુ હતુ સાધકો ધ્યાન કરતા તેમાં પણ ખૂબ એકાગ્રતા અને સઘનતા આવી હતી શ્રી અરવિંદ સાજે સાધકો જોડે બેસતા તેમા આવવાનુ વધારે ને વધારે મોડુ થવા લાગ્યુ ખૂબી એ હતી કે આ બધા ફેરફારામા કોઈને કશુ અસ્વાભાવિક લાગતું ન હતુ આમ શ્રી અરવિંદ અને શ્રી માતાજીના ભગીરથ કાર્યમા પોતાને કાઈ મહત્ત્વનો ભાગ ભજવવાનો હતો નહિ તો પણ પરિસ્થિતિના—અંતરે કે અંતરના અને બહારના વાતાવરણના—ફેરફારોના એ સાધકો સાક્ષી બનતા અને તેને અનુભવતા

ઑગસ્ટની ૧૫ મી પછીની સાજની બેઠકોમા જે કેટલાક વાર્તાલાપો થયા તે ઉપરથી વિજ્ઞાન અને માનવની માનસિક ચેતના એ બેની વચ્ચે સબંધ સ્થાપન કરનાર આવશ્યક ભૂમિકા તરીકે અતિમનસની અગત્ય વધારે ને

વધારે સ્પષ્ટ થતી જતી હતી. જે ભૂમિકામાં પોતે ૧૯૨૦માં આરોહણ કરવાનો આરંભ કર્યાનો ઉલ્લેખ બારીનના પત્રમાં કર્યો છે તેનાથી ઘણા ઊર્ધ્વમાં છ વર્ષની સાધના દરમિયાન પોતે ગયા હતા એ તો ખુલ્લું છે. એટલું જ નહિ પરંતુ એ ઊર્ધ્વ ભૂમિકામાં રહેલી શક્તિનું અવતરણ કરાવવાનું અતિ કઠણ કાર્ય પણ પોતે ઘણે અંશે સાધ્યું હતું ઑગસ્ટની ૧૫મી પછી અને નવેમ્બરના આરંભમાં કેટલાક દિવસની સાંજની બેઠકમાં ઊર્ધ્વ ભૂમિકામાંથી દિવ્ય ચેતનાના અવતરણની શકયતા અને પ્રક્રિયા વિષે વાર્તાલાપ દરમિયાન ચર્ચા કરી હતી. તે ઉપરથી પણ એવા પ્રકારનું અવતરણ નજીક છે, થોડા સમયમાં જ થવામાં છે એવો ખ્યાલ બધા સાધકોને આવ્યો પણ હતો. વાર્તાલાપોમાં દેવોના અવતરણની શક્યતાનો ઉલ્લેખ પણ થયો હતો આ નવી ઊર્ધ્વ ભૂમિકાને એમણે 'અધિમનસ' નું નામ આપવાનું આ સમયે જ શરૂ કર્યું. જ્યારે લાઈફ ડિવાઇન—દિવ્ય જીવન—પુસ્તક પોતે ફરીને લખ્યું તેમાં આ 'અધિમનસ' વિષેના આખરી નિર્ણયો, એનુ સ્વરૂપ, ધર્મો, ક્રિયાપદ્ધતિ વગેરે વિષે—આપ્યા છે તેમાંના થોડાંક મુદ્દાઓ અહીં આપવાથી ૨૪ મી નવેમ્બરે જે અવતરણ થયુ હતું તેના પર પ્રકાશ પડવાનો સંભવ છે.

'જે અંતિમ દિવ્ય વાસ્તવિકતા છે તેની શક્તિઓને આપણે દેવતાઓ તરીકે ગણીએ તો આપણે એમ કહી શકીએ કે અધિમનસ લાખો દેવતાઓને કર્મના ક્ષેત્ર ઉપર કાર્ય કરવાને મુક્ત કરે છે,—એમાંનો પ્રત્યેક દેવ પોતાનું જુદું જગત સર્જવા માટેની શક્તિથી સજ્જ હોય છે અને એવું પ્રત્યેક જગત બીજાં જગતો સાથે સંબંધ, આપલે, અને કાર્યપ્રતિકાર્ય કરનારુ હોય છે. વેદમાં દેવોની પ્રકૃતિનાં જુદાં જુદાં બંધારણોનો ઉલ્લેખ છે: એમ કહેવામાં આવે છે કે સત્ એક છે તેને જ્ઞાની લોકો જુદાં જુદાં નામો આપે છે.' (પ્રકરણ ૨૮)

આગળ અધિમનસ વિષે કહે છે:—'આ પ્રમાણે અધિમનસ સચ્ચિદાનંદના અદ્વૈતને અનંત શકયતાઓનો એક તરવરતો સમૂહ બનાવી મૂકે છે, અને એ અનંત શકયતાઓનો અનંત જગતોમાં વિકાસ કરી શકાય છે,

અથવા તો, સર્વે શકયતાઓનો એક જ જગતના ઉપર પ્રક્ષેપ કરી શકાય છે. અને એ એક જગતમાં એ બધી શકયતાઓની લીલાનું અંત વગરના વિકારને પ્રાપ્ત થયા કરનારું જે પરિણામ આવે છે તે એ સૃષ્ટિનું, એની પ્રક્રિયાનું એની દિશાનું અને પરિપાકનું નિર્માણ કરે છે.' ... ...

'અધિમનસમાંનો પ્રત્યેક દેવ બીજા બધા દેવોને તથા જીવનમાં તેમના સ્થાનને જાણતો હોય છે,' અધિમનસ એ વૈશ્વિક સત્યનું તત્ત્વ છે અને અમાપ, અનંત સર્વગ્રાહકતા એનો આત્મા છે, એમાં કાર્ય કરનારી શકિત વિશ્વવ્યાપી ક્રિયાશીલતાવાળી હોય છે તથા સાથે સાથે જુદી જુદી વ્યકિતગત ક્રિયાશીલતાનુ સ્વરૂપ પણ તે જ હોય છે.'— (ગ્ર. ૧, પ્રકરણ ૨૮ મું)

આ અધિમનસ ચેતનાનું અવતરણ થોડા સમયમાં જ થશે એવી ઉત્સુકતા બધા જ સાધકોના મનમાં પોતપોતના અનુભવને અને આજુબાજુના વાતાવરણને પરિણામે બંધાઈ હતી વળી આશ્રમના અંતરના અને બહારના જીવનમાં પણ મોટા ફેરફારો થવામાં છે એમ પણ ઘણાંને લાગતું હતું. સાંજની બેઠકમાં શ્રી અરવિંદ મોડા ને મોડા આવવા લાગ્યા તે સાંજે ચાર વાગે ભેગા મળવાનો નિયમિત સમય હતો તેને બદલે છ, આઠ અને રાતના દસ અગિયાર પણ થવા માંડયા અને એક દિવસ તો રાત્રે બે વાગે પોતે આવ્યા! એ તો સ્પષ્ટ હતું કે ઊર્ધ્વ ચેતનાનું અવતરણ કરાવવાના મહાન કાર્યમાં એમની સઘળી ચેતના સંપૂર્ણ પણે એકાગ્ર થઈ ગઈ હતી. પોતાના મહાન જીવન-કાર્યની સિદ્ધિ માટેના પ્રયત્નમાંથી એક ક્ષણ પણ નકામી ગુમાવવા કે અન્ય દિશામાં ખર્ચવા તેઓ બિલકુલ ઇચ્છતા ન હતા. એટલે જ સાધકો સાથે પણ બહારનો સંસર્ગ કરવા માટે સમય કાઢવો મુશ્કેલ બનતું હતું. જે લોકો એમના મહાન કાર્ય વિષે કાંઈ જાણતા નથી તેમને શ્રી અરવિંદે પોતાને પ્રભુ તરફથી સોંપાયેલા કાર્યની સિદ્ધિ માટે કેવો એકાગ્ર પ્રયત્ન અનન્ય ભકિત વડે અને દિલની સચ્ચાઈપૂર્વક કર્યો છે તેનો ખ્યાલ પણ આવવો મુશ્કેલ છે

બહારના અધીર માણસો તો એમના આ મહાન પ્રયત્નને પરિણામે કોઈ 'વ્યવહારુ' કાર્ય સિદ્ધ થશે કે કેમ એ વિષે શંકાશીલ બનવા લાગ્યા હતા.

એમના પર મોટી મોટી આશાઓના મહેલ ચણનારા સાચા પ્રશસકો પણ નિરાશ થવા માંડયા હતા કેટલાક તો એવી બાલિશ માન્યતા પણ સેવતા હતા કે શ્રી અરવિંદ તો નિરપેક્ષ, કેવલ, પરબ્રહ્મના અફાટ પ્રદેશમાં ભૂલા પડી ગયા છે, અથવા તો અનતના અગમ્ય ગૂછળાઓમાં કોઈ જગ્યાએ ભરાઈ પડયા છે એમને તો એમ જ લાગતું હતું કે આ પાર્થિવ ચેતના ઉપરની શ્રી અરવિંદની પકડ જ જતી રહી છે, દુ ખી માનવજાતિના આ બળતા અને જલ્દી ઉકેલ માગતા પ્રશ્નો પ્રત્યે તેઓ ઉદાસીન કે બધિર બન્યા છે એમ ન હોય તો, આટઆટલી યાતનાઓ સહન કરતી માનવજાતિને પોતાની દિવ્ય સહાયથી બચાવવા માટે તેઓ દોડી ન આવે? હમણાં નહિ તો પછી ક્યારે એ મદદ કામમાં લાગવાની છે?

અને છતાં આ વિરોધાભાસ તો છે જ કે જેઓને શ્રી અરવિંદની સમીપમા રહેવાનું સદ્ભાગ્ય મળ્યું છે તેમને એ બાબત સારી રીતે જાણીતી હતી કે શ્રી અરવિંદ જે શકિતની સાધના કરતા હતા તે 'વ્યવહારુ' કાર્ય કરી શકે તેવી હતી એટલુ જ નહિ પરતુ તેનો એ મનસાતીત સત્ય સાથેનો સંપર્ક એટલો બધો ઘનિષ્ઠ અને પ્રત્યક્ષ હતો કે પોતાની ચેતનાના સ્પર્શથી, દૂર કે સમીપ, અન્ય વ્યકિતને તેઓ એ સત્ય સાથે સંબંધ કરાવી આપી શકતા હતા એ શકિત સૂક્ષ્મના અને સ્થૂલ શરીરના વ્યાધિઓમાથી કેટલાયને બચાવતી હતી તેના ઉદાહરણો રોજ ને રોજ જોવા જાણવા મળતા હતાં કેવલ અનત બ્રહ્મમાં પોતાનો માર્ગ ભૂલવાનુ તો દૂર રહ્યુ પરતુ તેઓ દિન પ્રતિદિન પોતાનો માર્ગ વધારે ને વધારે સ્પષ્ટપણે જોતા હતા, પોતાને કરવાનું કાર્ય અને પ્રકૃતિની સમુત્ક્રાતિમા તેની અંતિમ અનિવાર્યતા તેઓ વધારે ને વધારે અનુભવતા હતા શ્રી અરવિંદની જોડે રહેનારા સાધકો એ પણ જાણતા હતા કે તેમના કરતાં માનવજાતિને માટે વધારે ઊ ડી લાગણી કે સહાનુભૂતિવાળા માણસો જગતમાં હતા નહિ શ્રી અરવિંદના સમર્થ મૌનમાથી પ્રસરતી મૂક સહાય માનવજાતિને મદદ કરતી તેની પણ અમને કોઈ કોઈ વાર ઝાખી થતી ત્યારે પોતે સાવિત્રીમા લખેલી લીટી 'His spirit's stillness helped the toiling world'—

એમના જ પોતાના વિષયમાં કેટલી સાર્થક છે તેનો અનુભવ થતો. વળી, જીવનમાં કહેવાતી 'વ્યવહારુતા' કેટલી છેતરનારી નીવડે છે અને કોયડાઓને અણઉકેલ્યા રહેવા દઈને કર્તાને ખોટો સંતોષ આપે છે તે પણ કેટલાક જાણતા હતા. શ્રી અરવિંદના પગ આ પૃથ્વી ઉપર એટલા તો દૃઢપણે સ્થાપિત હતા કે એવો માયાવી સંતોષ તેઓને છેતરી શકે તેમ ન હતું. એમનું 'કર્મસુ કૌશલમ્' સત્ય ચેતનામાંથી સ્ફુરતા કર્મોના આચરણમાં રહેલું હતું. એટલે છેક સ્થૂલ, અન્નમય ભૂમિકા સુધી એ દિવ્ય ચેતનાનું અવતરણ થાય નહિ, છેક પાર્થિવ તત્ત્વ સુધી એ ઊર્ધ્વ શક્તિ ઊતરે નહિ, ત્યાં સુધી બાહ્ય કાર્યનો તેઓ આરંભ કરવા માગતા ન હતા. એ પ્રકારના કાર્યને પરિણામે જ પૃથ્વી ઉપર કોઈ નવજીવનનો, દિવ્યતાને મૂર્ત કરનાર જીવનનો, આરંભ થઈ શકે. માનવજાતિ માટે એમણે આરંભેલા આધ્યાત્મિક પ્રયત્નની સિદ્ધિમાં માનવની બધી સમસ્યાઓનો આખરી ઉકેલ રહેલો છે.

દિવસો, મહિનાઓ અને વર્ષો વહી ગયાં પરંતુ શ્રી અરવિંદ ઝટ દઈને કાર્યનો આરંભ કરી દેવાની ઉતાવળમાં જણાયા નહિ. પરંતુ આખો સમય તેઓ અહીં પાર્થિવ ભૂમિકામાં એ ઊર્ધ્વ શક્તિના અવતરણ માટેની પરિસ્થિતિ તૈયાર કરતા હતા, કારણ કે એવા કોઈ આધ્યાત્મિક કાર્યની સામે અવિદ્યાની શક્તિઓનો વિરોધ ઘણો જબરો હોય છે જ. એક વાર વાર્તાલાપમાં એમણે કહ્યું પણ હતું કે સ્થૂલ ચેતનાને અને જડ ગણાતા શરીરના કોષોને પણ દિવ્ય જ્યોતિ પ્રત્યે ખુલ્લા કરવાના ભગીરથ કાર્યમાં પોતે રોકાયા છે અને અચિત્‌નો વિરોધ ઘણો દુર્જેય છે એમ પણ બોલ્યા હતા. જ્યારે વિચાર આવે છે કે એ કાર્ય તેઓ પોતાને જ માટે નહિ પરંતુ માનવજાતિ માટે ચેતનાનું એક નવું પ્રસ્થાન કરવા માટે કરતા હતા ત્યારે સાવિત્રી માટે વાપરેલા શબ્દો 'The world unknowing, for the world she stood'—'દુનિયાથી અજ્ઞાત પોતે જગત માટે મથતા હતા'—એ એમને પોતાને માટે કેટલા સાચા હતા તે સમજાય છે. એટલે જ્યારે શ્રી અરવિંદની પાસે રહેતા સાધકોને પણ શ્રી અરવિંદ અને શ્રી માતાજીના પ્રતાપથી

પોતાની અનુભૂતિમા ઊર્ધ્વ ચેતનાના અવતરણનું દબાણ થતું જણાવા લાગ્યું ત્યારે એમના અતર એકાગ્ર ઉત્સુકતાવાળા અને ઉત્સાહિત બને એ સ્વાભાવિક હતુ .

અને એ મહાન દિવસ આવ્યો ! નવેમ્બરના આરભથી ઊર્ધ્વ શકિતનું દબાણ દુ:સહ થવા માંડ્યુ ૨૪ મી નવેમ્બરને દિવસે જ્યારે સૂર્ય લગભગ આથમવાની તૈયારીમાં હતો અને બધા સાધકો પોતપોતાના કાર્યમા રોકાયેલા હતા,—કેટલાક સમુદ્રકિનારે ફરવા પણ નીકળી ગયા હતા, ત્યારે સાડા પાંચ વાગ્યાને સુમારે શ્રી માતાજીએ કહેવડાવી મોકલ્યુ કે અપવાદ વગર બધા જ સાધકોએ રોજ ધ્યાન કરવા ભેગા મળતા હતા તે મેડા પરના વરન્ડામા એકદમ ભેગા મળવાનુ છે એકથી બીજાને ખબર પહોચતા વાર લાગી નહિ. છ વાગ્યે ઘણા ખરા આવી ગયા અને ૬ ૩૦ વાગ્યા સુધીમા બધા જ હાજર થઈ ગયા અધકાર થઈ ચૂક્યો હતો ઉપરના વરન્ડામા શ્રી અરવિંદને બહાર આવવાનુ જે બારણું હતુ તેની અને એમની ખુરશીની પાછળની ભીંતની આગળ કાળો રેશમી પડદો લટકાવવામા આવ્યો હતો તેમા સોનેરી ભરત કરીને ચીનના ત્રણ ડ્રૅગન—રાક્ષસી પ્રાણીઓ—વ્યાલીઓ—નીચેના ભાગથી ઉપર સુધીમા એકબીજાને પૂછડેથી અડકીને વ્યાપેલા દર્શાવ્યા હતા. (પછીથી ખબર પડી કે ચીનમાં એવી પ્રચલિત ભવિષ્યવાણી છે કે જ્યારે પૃથ્વીમા, અંતરિક્ષમાં અને આકાશમા વ્યાપેલ વિરાટ તત્ત્વ—વ્યાલી એક-બીજાને મળશે ત્યારે પૃથ્વીના ઉપર સત્ય પ્રગટ થશે ) આજે ૨૪ મી નવેમ્બરે સત્યનુ અવતરણ થયુ હતુ એટલે એ પડદો સાર્થ હતો

સાધકો ભેગા થવા લાગ્યા ત્યારથી ગભીર મૌન પ્રસરેલું હતું ઘણાને એક પ્રકારનો મહાસાગર ઉપરથી નીચે ધસી આવતો હતો એવી સ્પષ્ટ અનુભૂતિ થઈ દરેકે દરેક જાણે મસ્તક ઉપરથી કોઈ ભારે વસ્તુ દબાણ કરતી અને નીચે ઊતરવા માટે પ્રયત્ન કરતી અનુભવી સમગ્ર વાતાવરણમાં જાણે વીજળીની શકિત વ્યાપેલી હોય એવુ તગ (વાતાવરણ) હતું એ મૌન, ઉત્સુકતાની એકાગ્રતાવાળા વિદ્યુતપૂર્ણ વાતાવરણમાં રોજનો પરિચિત

પણ આજે જાણે નવો જ હોય એવો 'ટકોરો' બારણાની પાછળ સંભળાયો. ઉત્સુકતાનુ પૂર ઊલટયુ શ્રી અરવિંદ અને શ્રી માતાજી ઊઘડેલા એક બારણામાથી જોઈ શકાતાં હતાં શ્રી માતાજીએ મૂક, નેત્રાભિનય કરીને શ્રી અરવિંદને આગળ જવા માટે માગણી કરી શ્રી અરવિંદે એવા જ મૂક અભિનય વડે એમને પ્રથમ બહાર આવવાની સૂચના કરી! ગૌરવભર્યાં ધીમે પગલે શ્રી માતાજી પહેલાં એક ડગ઼ુ બહાર આવ્યા પાછળ શ્રી અરવિંદ એમની ગભીર ગતિએ આવ્યા તેમના બેસવાની વિશાળ ખુરસીની સામે રોજ જે ટેબલ હતું તે આજે દૂર કરવામા આવ્યુ હતું જ્યારે શ્રી અરવિંદે પોતાની ખુરસીમા આસન લીધું ત્યાર પછી એમની જરાક જમણી બાજુએ નાનું સરખું સ્ટૂલ શ્રી માતાજી માટે મૂકવામા આવ્યુ હતું તેના પર તેમણે આસન લીધુ

નિ શબ્દ નીરવતા સપૂર્ણ અને સજીવ, સજીવ માત્ર નહિ, પણ કોઈ દિવ્યતાથી ઊભરાતી! એ નીરવતામા ૪૫ મિનિટ ધ્યાન ચાલ્યું હશે ત્યાર પછી એક પછી એક સાધકે શ્રી માતાજીને પ્રણામ કર્યા અને શ્રી માતાજીએ અને શ્રી અરવિંદે પ્રત્યેકને આશીર્વાદ આપ્યા જ્યારે જ્યારે સાધક શ્રી માતાજીને નમતો ત્યારે ત્યારે શ્રી અરવિંદનો જમણો હાથ પણ શ્રી માતાજી-ના આશીર્વાદની ક્રિયા સાથે સંવાદિતપણે આગળ (હવામાં) આવતો,— જાણે શ્રી માતાજી દ્વારા પોતે આશીર્વાદ આપતા હતા એવો સ્પષ્ટ સસ્કાર બધાના મન પર પડયો બધાને આશીર્વાદ અપાઈ ગયા. અને પાછુ એ જ નીરવતામા પાંચેક મિનિટ ખુલ્લી આખે ધ્યાન થયુ

આ ટૂંકા સમયમા ઘણાંને ઊર્ધ્વમાથી નીચે ઝરતા કોઈ દિવ્ય પ્રવાહનો અનુભવ થયો અને ત્યારે જાણે કોઈ દિવ્ય સ્વપ્નમાથી જાગ્યા હોય એમ આ સમગ્ર ઘટનાની ભવ્યતા, એની કાવ્યમયતા અને નરી સુંદરતાનું ભાન થયું દુનિયાના એક ખૂણામાં થોડા સાધકો એક અસાધારણ પ્રસગે પોતાના મહા ગુરુ અને શ્રી માતાજીના આશીર્વાદ જ માત્ર લેતા હતા એટલો જ આ ઘટનાનો અર્થ ન હતો પૃથ્વીની ચેતના ઉપર કોઈ ઊર્ધ્વ ચેતનાનું

અવતરણ થયું હતું એ નિઃસંદિગ્ધ હતું. આ પરમ મૌનમાં કોઈ મહાન આધ્યાત્મિક કાર્યનો પ્રચંડ અંકુર, વડના અંકુર પેઠે, ફૂટયો હતો. પણ આ પ્રસંગે જે મહત્તા લાગતી હતી તે મૌનની દિવ્ય સક્રિયતામાં, એના અલૌકિક ગૌરવમાં, અને સઘળી ક્રિયાઓમાં—શ્રી અરવિંદ અને શ્રી માતાજીના દેહની એકેએક ક્રિયામાં પણ—પ્રગટેલી નરી સુંદરતાને આભારી હતી. આવો ઊંડે કદી ન ભૂસાય એવો દિવ્યતાનો સંસ્કાર સૌના મન ઉપર પડ્યો હતો તે તો એક અનોખી જ વસ્તુ હતી.

શ્રી અરવિંદ અને શ્રી માતાજી પાછાં અંદર ગયાં. તુર્ત જ દત્તા—મિસ હૉડસન—ને પ્રેરણા થઈ. એણે ઉચ્ચ અવાજે એ ગંભીર મૌનમાં કહ્યું: 'આજે સ્થૂલ ભૂમિકામાં ભગવાનનું અવતરણ થયું છે.'

પછીથી અમને જાણવા મળ્યું કે એ પ્રસંગે ઘણા સાધકોને—કેટલાકને તો ખુલ્લી આંખે—મહાન આધ્યાત્મિક દર્શનો થયાં હતાં. શ્રી અરવિંદ અને શ્રી માતાજીના જન્મ દિવસ જેટલી જ મહત્તા ૨૪ મી નવેમ્બરને આપવામાં આવી તે યોગ્ય જ છે, કારણ કે એ દિવસે ઊર્ધ્વ શક્તિનું અવતરણ થયું તે પ્રસંગ એમના જીવન કાર્યના વિજયના પ્રતીક રૂપ હતો. જે દિવ્ય આનંદમય ચેતના અધિમનસને લઈને શ્રી કૃષ્ણમાં મૂર્ત થઈ હતી તેણે આજે સ્થૂલ ચેતના સુધી પોતાનું અવતરણ સિદ્ધ કર્યું જેથી ભાવિમાં અતિમનસના—વિજ્ઞાનના—પરમ સત્યનું અવતરણ શક્ય બને.

નવેમ્બર ૨૪. સિદ્ધિનો દિવસ. સાધકો હાજર હતા તેમનાં નામ: ૧. બિજય નાગ, ૨. નલિનીકાંત ગુપ્ત, ૩. અમૃતા, ૪. મૉની, ૫. પવિત્રા, ૬. બારીન્દ્રકુમાર ઘોષ, ૭. મિસ હૉડસન ઉર્ફે દત્તા, ૮. રાજંગમ્, ૯. સત્યેન ૧૦. પુરાણી, ૧૧. પૂનમચંદ, ૧૨. ચંપાબહેન, ૧૩. લીલાવતી, ૧૪. રજની પાલિત, ૧૫. રતિ પાલિત, ૧૬. ડૉ. બેનરજી, ૧૭. ચંપકલાલ, ૧૮. કનાઈ ગંગુલી, ૧૯. ખિતીશચંદ્ર દત્ત, ૨૦. ચંદ્રશેખર અય્યા, ૨૧. પૂજાલાલ, ૨૨. પુરુષોત્તમ, ૨૩. રામભાઈ, ૨૪. ડૉ. બેનરજીનાં બહેન,—નન્ની બાલાદેવી. બધાં મળીને ૨૪ થાય છે. શ્રી માતાજી તરફથી પછીથી જાણવા મળ્યું કે

ચોવીસની સખ્યા એમના કાર્યમા આવશ્યક પ્રતીક જેવી છે એમણે સ્વામરેલા કમળના પ્રતીકમા પણ ૨૪ પાંખડીઓ છે

આ દિવસે જે શક્તિનું અવતરણ થયું હતું તે અધિમનસની ચેતના હતી શ્રી અરવિંદે ૨૧ ૮ ૧૯૩૫ ના પત્રમા લખ્યું કે, '૧૯૨૬—નવેમ્બર ૨૪ મીએ જે અવતરણ થયુ હતું તે અધિમનસનુ હતું અતિમનસનું પોતાનું નહિ'

એ ૨૪ માંનાં ન ૧, ૪, ૭, ૧૧, અને ૧૫ એમ પાચ જણા આજે જીવત નથી

અને ન ૬, ૯, ૧૩, ૧૯, ૨૦, ૨૨, ૨૩—એમ ૭ જણા આશ્રમમાં નથી

હાલ ૧૯૫૬ મા નં ૨, ૩, ૫, ૮, ૧૦, ૧૨, ૧૪, ૧૬, ૧૭, ૧૮, ૨૧, ૨૪ એમ ૧૨ જણા આશ્રમમા છે

> પ્રશ્ન તમે નિવૃત્ત શા માટે થયા?—તમારા કાર્ય પર વધારે એકાગ્રતા કરવા માટે?
>
> ઉત્તર ના મારે સ્થૂલ વાતાવરણમાથી મારી જાતને દૂર રાખવી હતી તેટલા માટે શ્રી માતાજી કરે છે તે કાર્ય મારે કરવાનુ હોય તો મારુ પોતાનુ જે કાર્ય છે તે કરવાનો વખત મને ભાગ્યે મળે ૧૦ ૧૨.૧૯૩૮

# શ્રી અરવિંદ સ્વમુખે

## [૧]

## રાજકીય પ્રવૃત્તિ વિષે

શ્રી અરવિંદના રાજકીય વિચારો અને પ્રવૃત્તિનાં ત્રણ પાસાંઓ હતાં. પહેલું, જે કાર્યથી એમણે શરૂઆત કરી તે,—એટલે કે છૂપા ક્રાંતિકારી મંડળની રચના માટે પ્રચાર અને સંગઠન. એ કાર્યનો મુખ્ય ઉદ્દેશ દેશમાં સશસ્ત્ર બળવો કરવા માટે તૈયારી કરવાનો હતો. બીજું પાસું જાહેર પ્રચારનું હતું. એનો ઉદ્દેશ આખી પ્રજા સંપૂર્ણ સ્વતંત્રતાનો આદર્શ સ્વીકારે એવી મનોદશા ઉત્પન્ન કરવાનો હતો. જ્યારે શ્રી અરવિંદે હિંદના રાજકીય ક્ષેત્રમાં પ્રવેશ કર્યો ત્યારે હિંદી પ્રજાના ઘણા મોટા ભાગના માનસને સંપૂર્ણ સ્વતંત્રતાનો આદર્શ તદ્દન અવ્યવહારુ, અશક્ય અને પાગલના સ્વપ્ના જેવો લાગતો હતો. અંગ્રેજનું સામ્રાજ્ય અતિશય બળવાન હતું અને હિંદ પાસેથી શસ્ત્રો છીનવી લીધેલાં હોવાથી હિંદ એટલો બધો નિર્બળ લાગતો કે એવો ક્રાંતિનો પ્રયત્ન સફળ થાય એવું સ્વપ્નું સેવવાની પણ એમનામાં તાકાત ન હતી. ત્રીજું, સરકાર સામે જાહેર અને એક સંગઠિત વિરોધ ચાલુ રાખવા માટે જનતાનું સંગઠન કરવું અને ધીમેધીમે અસહકાર અને નિઃશસ્ત્ર પ્રતિકાર કરીને વિદેશી રાજ્યના પાયા ઢીલા કરવા.

એ જમાનામાં મહાન સામ્રાજ્યોની લશ્કરી વ્યવસ્થા અને યુદ્ધ કરવાનાં સાધનો અત્યારે થયાં છે તેવાં,—જનતાની ચળવળને કચરી નાખી શકે તેવાં,— અને દેખીતી રીતે અજેય ન હતાં. બંદૂક એટલે કે રાઈફલ એ જ નિર્ણા

લાવનારું હથિયાર હતું, હવાઈ શક્તિનો વિકાસ હજી થયો ન હતો, અને તોપની વિનાશક શક્તિ ત્યાર પછી જેટલી કારમી બની છે તેટલી તે જમાનામાં ન હતી. હિંદીઓ પાસેથી હથિયાર લઈ લેવામાં આવ્યાં હતાં ખરાં, પરંતુ શ્રી અરવિંદ એમ માનતા હતા કે જનતાનું વ્યવસ્થિત સંગઠન કરવામાં આવે અને બહારથી મદદ મળે તો એ મુશ્કેલી દૂર થઈ શકે તેવી છે. હિંદ જેવો વિશાળ દેશ, જેમાં અંગ્રેજ સિપાહીઓનું બનેલું લશ્કર બહુ જ થોડું હતું એવી સ્થિતિમાં અનિયમીત બહારવટા જેવી પદ્ધતિએ યુદ્ધ કરવામાં આવે અને સામાન્ય જનતામાં વિરોધ અને બળવાની વૃત્તિ જાગ્રત હોય તો તે સફળ નીવડી શકે. વળી, હિંદી લશ્કરમા પણ બળવો જગાવવાની શક્યતા હતી. સાથે સાથે અંગ્રેજ પ્રજાના સ્વભાવ અને ખાસિયતો તથા એમના રાજકીય વલણનો અભ્યાસ શ્રી અરવિંદે કર્યો હતો, તે ઉપરથી તેઓ એમ માનતા હતા કે હિંદી પ્રજા મુક્તિ માટે જે કોઈ પ્રયત્ન કરશે તેનો વિરોધ અંગ્રેજો કરશે તથા પોતાના સામ્રાજ્યની પકડને ઢીલી ન કરે એવા જ સુધારા તેઓ ધીમે ધીમે આપશે. તો પણ, એ પ્રજા છેવટ સુધી લાગણીશૂન્ય રીતે અણનમ રહે એવી નથી. વિરોધ અને બળવાની વૃત્તિ જનતામાં વ્યાપક અને સતત ચાલુ જણાય તો પોતાના સામ્રાજ્યમાંથી જેટલું બને તેટલું બચાવવાને છેવટે તેઓ બાંધછોડ કરશે, અથવા તો, કટોકટીનો પ્રસંગ આવે તો પોતાની પાસેથી ઝૂંટવી લેવાય તેના કરતાં પોતાને હાથે સ્વતંત્રતા આપવાનું વધારે પસંદ કરશે.

કેટલાક લોકો એમ માને છે કે શ્રી અરવિંદનું રાજકીય દૃષ્ટિબિંદુ સંપૂર્ણ-પણે શાંતિપૂર્વકનું હતું, તથા સિદ્ધાંતમાં અને વ્યવહારમાં તેઓ સર્વ પ્રકારની હિંસાના વિરોધી હતા. વળી, ત્રાસવાદ તથા બળવાના ઉપાયો હિંદુ ધર્મના સિદ્ધાંતમાં અને શાસ્ત્રમાં નિષિદ્ધ છે એમ માનીને તેઓ એને ઉતારી પાડતા હતા. કોઈ કોઈ સ્થળે તો એમ પણ કહેવાયું છે કે તેઓ અહિંસા ધર્મના પૂરોગામી હતા. એ બધી માન્યતાઓ સાચી નથી. શ્રી અરવિંદ અસમર્થ નીતિપૂજક કે અશક્તિમાન શાંતિપૂજક નથી.

તે વખતની રાજકીય ચળવળ હથિયાર વગર વિરોધ કરવાની નીતિમાં મર્યાદિત કરવામાં આવી હતી કારણ કે દેશની તે સમયની પરિસ્થિતિમાં રાષ્ટ્રીય ચળવળને આગળ ધપાવવા માટે એ નીતિ સારામાં સારી હતી,—નહિ કે અહિંસાનો કે શાંતિપૂર્વક આદર્શનો એ ભાગ હતી તેથી. શાંતિ જીવનના ઉંચામાં ઉંચા આદર્શનું એક અંગ છે એ સાચું છે. પણ તે શાંતિ આધ્યાત્મિક, અથવા, છેવટમાં છેવટ, અંતરના ઉપર—માનવ માનસના ઉપર—પ્રતિષ્ઠિત હોવી જોઈએ. માનવ પ્રકૃતિમાં પરિવર્તન થાય નહિ ત્યાં સુધી સ્થાયી વસ્તુ તરીકે શાંતિ આવી શકે તેમ નથી. બીજા કોઈ પણ પાયા ઉપર (નીતિના સિદ્ધાંતના, અહિંસાના, કે બીજી કોઈ વસ્તુના ઉપર) શાંતિ લાવવા માટે પ્રયત્ન કરવામાં આવશે તો તે નિષ્ફળ જશે. અને એવા પ્રયત્નથી આગળ હતી તેના કરતાં પરિસ્થિતિ ઉલટી વધારે બગડે એવો પણ સંભવ છે. શ્રી અરવિંદ આંતર રાષ્ટ્રીય કરારની અને આંતર રાષ્ટ્રીય લશ્કરી બળની મદદથી યુદ્ધને અટકાવવાની તરફેણમાં છે. અત્યારે 'નવી વ્યવસ્થા' તરીકે જે યોજના—યુ. એન ઓ.ની—વિચારવામાં આવી છે તે જો સફળ નીવડશે તો એ શ્રી અરવિંદના વિચાર અનુસારની યોજના છે એમ કહી શકાય. પણ એ વ્યવસ્થા અહિંસક નહિ હોય. અવ્યવસ્થા કરનાર બળને કાયદેસરના સ્થાપિત બળથી દબાવી દેવાની એ યોજના હશે. અને છતાં એ સ્થાયી નીવડશે એની ખાતરી નથી. પ્રત્યેક દેશની અંદર શાંતિ સલામત બનેલી છે તો પણ કોઈ કોઈ વાર પ્રજાના પક્ષો વચ્ચેની લડાઈઓ ક્રાંતિઓ, રાજકીય ઉથલપાથલ અને જુલમો—કોઈ વાર તો ખૂન ખાર એવા—થતા અટક્યા નથી. જગતની આંતર રાષ્ટ્રીય શાંતિને અંગે પણ એ પ્રમાણે બને. જો કરી શકે તો, અથવા બીજો કોઈ રસ્તો હોય નહિ તો, બળનો આશ્રય લઈને પણ પોતાની સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનો પ્રજાને હક છે એ પોતાનો અભિપ્રાય શ્રી અરવિંદે કદી છુપાવ્યો નથી. અમુક પ્રાપ્ત સંજોગોમાં એ પ્રમાણે બળનો પ્રયોગ કરવો કે નહિ તેનો આધાર મુત્સદ્દીપણાની દૃષ્ટિએ સારામાં સારી નીતિ કઈ છે તેના ઉપર, નહિ કે નીતિના સિદ્ધાંત ઉપર—આધાર રાખે છે. આ બાબતમાં શ્રી અરવિંદનું દૃષ્ટિબિંદુ અને આચાર લોકમાન્ય તિલક અને

બીજા રાષ્ટ્રીય નેતાઓના જેવું જ હતું. એ લોકો શાંતિના કે અહિંસાના ઉપાસકો ન હતા.

હિંદમાં આવ્યા પછી શરૂઆતનાં થોડાં વર્ષો—'ઇન્દુપ્રકાશ'માં લેખો લખ્યા તે સિવાય—શ્રી અરવિંદ સર્વ પ્રકારની રાજકીય ચળવળથી અલગ રહ્યા હતા. તે સમય દરમિયાન એમણે દેશની રાજકીય પરિસ્થિતિનો અભ્યાસ કર્યો જેથી કરીને શું કરવું તેનો પોતે વિચારપૂર્વક નિર્ણય કરી શકે. ત્યાર પછી એમણે પોતાનું પહેલું કાર્ય શરૂ કર્યું. જતિન બેનરજી નામના બંગાળી જુવાનને વડોદરા રાજ્યના લશ્કરમાં તાલીમ અપાવીને ક્રાંતિને માટેની તૈયારી કરવાનો અને બીજી રાજકીય પ્રવૃત્તિનો કાર્યક્રમ ઘડી આપીને બંગાળમાં જઈ પોતાના તરફથી કામ કરવાને મોકલ્યો. એ યોજના પ્રમાણે કાર્યક્રમ પાર પડે તો ત્રીસ વર્ષ પછી પરિણામ આવશે એવી એમની ધારણા હતી. હકીકતમાં, સ્વતંત્રતા માટેની ચળવળનું પરિણામ આવતાં અને સંપૂર્ણ સફળતા મળતાં ૫૦ વર્ષ લાગ્યાં છે! એ કાર્યક્રમના પાયામાં વિચાર એ હતો કે છુપી રીતે, અથવા તો જાહેર રીતે થઈ શકે ત્યાં જૂદાં જૂદાં બહાનાં કે વેશ નીચે, ક્રાંતિકારી ચળવળ શરૂ કરવી અને બંગાળભરમાં જુવાનોની એ દળમાં ભરતી કરવી. જુવાનોમાં જ્યારે એ ભરતી કરવાનું કામ ચાલતું હોય તેની સાથે સાથે આગળ પડતા રાજકીય વિચારોવાળા, અથવા તો, જે લોકોને રાષ્ટ્રીય પક્ષના વિચારોવાળા કરી શકાય તેવા, મોટી ઉમ્મરના માણસોની સહાનુભૂતિ, અને આર્થિક તથા બીજા પ્રકારની સહાય મેળવવાને પણ પ્રયત્ન કરવાનો હતો. દરેક શહેરમાં, અને છેવટે દરેક ગામડામાં, એ કાર્યનું કેન્દ્ર સ્થાપન કરવું એવી યોજના હતી. બહારથી બુદ્ધિ વિકાસના, કે નીતિના કે સંસ્કારના દેખાવ એવા ઉદ્દેશો જાહેર કરીને મંડળની શરૂઆત કરવી તથા જે સમિતિઓ સ્થાપિત થયેલી હોય તે બધીને સમજાવીને ક્રાંતિના કાર્યમાં મદદમાં લેવી. મંડળમાં જોડાય તે જુવાનોને એવા કાર્યની તાલીમ આપવી જેથી છેવટે તે લશ્કરી કાર્યમા મદદભૂત થાય—જેવી કે ઘોડેસ્વારી, કસરત, જુદી જુદી જાતની શારીરિક કેળવણી, કવાયત, વ્યવસ્થિત કૂચ

વગેરે આ વિચારનો જેવો અમલ કરવામા આવ્યો કે તે ઘણા જ વેગથી પ્રચાર પામ્યો જે નાના નાના ટુકડાઓ અને મડળો હતા અને જેમને ક્રાતિનો સ્પષ્ટ ખ્યાલ કે સ્થિર કાર્યક્રમ ન હતો તે આ નવી દિશામા વળ્યાં અને જે થોડા મંડળોનો ઉદ્દેશ ક્રાતિ કરવાનો હતો તેમનો શ્રી અરવિંદે સપર્ક સાધ્યો અને એ રીતે આમનો વિકાસ ઘણો ઝડપી અને વ્યવસ્થિત થયો આ સમય દરમિયાન પશ્ચિમ હિંદની છૂપી મડળીના એક સભ્યને શ્રી અરવિંદ મળ્યા અને મુબઈમા એની જે કાઉન્સીલ હતી તેની પણ મુલાકાત લીધી એમનુ પોતાનુ ભાવિ કાર્ય એમણે આ કાઉન્સીલની દોરવણી તળે કર્યું ન હતું પરતુ પોતાની જવાબદારી પર એ મડળના ક્રાતિ કરવાના ઉદ્દેશન ટેકો આપવા માટે બંગાળમાં એમણે સ્વતત્રપણે કાર્ય ઉપાડી લીધુ હતુ બંગાળમા એવા મડળના સભ્યો કે અનુયાયીઓ હતા નહિ શ્રી અરવિંદે પી મિત્તિર તથા બગાળના બીજા ક્રાતિકારી મડળના આગળ પડતા સભ્યો ને છૂપી મડળીનુ કાર્ય કરવા વિષે વાત કરી એ લોકોએ એવા મડળના સભ્ય થવાના શપથ લીધા અને શ્રી અરવિંદે સૂચવલી દિશાનું અનુસરણ કરીને એના ઉદ્દેશો પાર પાડવાને કબુલ થયા પી મિત્તિરના મડળનુ બહારનું સ્વરૂપ નરવા પોષવાને બંગાળના જુવાનોમા લોકપ્રિય કરેલી લાઠીની રમત હતી છૂપી મડળીઓની આખીએ પ્રવૃત્તિનું સગીન સંગઠન કરવાને શ્રી અરવિંદે પ્રયત્નો કર્યા પણ તેમા તેઓ સફળ થયા નહિ. પરન્તુ તેથી એ ચળવળને પોતાને કશી હાનિ થઈ નહિ કારણ કે એની પાછળ રહેલો મુખ્ય ઉદ્દેશ—ક્રાતિનો—બધાએ સ્વીકાર્યો હતો અને જુદાં જુદા ઘણા ચકોની પ્રવૃત્તિને લઈને ક્રાતિ કરવાનો જુસ્સો, અને તેનું કાર્ય ઘણા મોટા વિસ્તારમાં પસરી ગયાં ત્યાર પછી 'બગાળના ભાગલા' આ ા અને તેની સાથે સરકાર સામે બળવો કરવાનો જુસ્સો પણ લોકમાં જાગ્રત થયો જેને પરિણામે ઉદ્દામ પક્ષના ઉ ય માટે અને રાષ્ટ્રીય ચળવળને નક્કર બનાવવા માટે ઘણી અનુકૂળ પરિસ્થિતિ ઉત્પન્ન થઈ ત્યાર પછી શ્રી અરવિંદની રાજકીય પ્રવૃત્તિ રાષ્ટ્રીય પક્ષની સ્થાપના કરવાની દિશામા વધારે ને વધારે વળતી ગઈ અને છૂપા મંડળોનુ કાર્ય એક ગૌણ અને આનુષંગિક પ્રવૃત્તિ બની ગઈ.

પરંતુ 'સ્વદેશી'ની જે ચળવળ થઈ તેનો લાભ શ્રી અરવિંદે લીધો અને ભાવિમાં બળવો કરવાનો છે એ વિચારનો લોકોમાં પ્રચાર કર્યો બારીન (બારીન્દ્રકુમાર ઘોષ)ની સૂચનાને અનુસરીને શ્રી અરવિંદે 'યુગાન્તર' પત્ર શરૂ કરવાને અનુમતિ આપી એ પત્રના ઉદ્દેશ ખુલ્લો બળવો કરવા માટે અને અંગ્રેજ રાજ્યનો તથા તેની સત્તાનો નકતર અસ્વીકાર કરવા માટે લોકોમાં પ્રચાર કરવાનો હતો એમાં બહારવટાનું યુદ્ધ સરકાર સામે કેવી રીતે ખેલવું એ વિષેની લેખમાળા પણ આપવાની યોજના હતી એ પત્રના શરૂઆતના અંકમાં શ્રી અરવિંદે પોતે કેટલાક લેખો આપ્યા હતા અને એ પત્રની નીતિ ઉપર સામાન્ય દેખરેખ અને કાબુ એમને હસ્તક હતા 'યુગાતર'ના ઉપતંત્રીઓમાના એક ભૂપેન્દ્ર દત્ત—સ્વામી વિવેકાનંદના ભાઈ—તંત્રીની ધરપકડ કરવા માટે આવેલા પોલીસ આગળ સ્વેચ્છાપૂર્વક પોતે હાજર થયા અને સરકાર એમના પર કામ ચલાવ્યું તે વખતે 'યુગાતર' પત્રે શ્રી અરવિંદની આજ્ઞાનો સ્વીકાર કરીને બ્રીટિશ સરકારની કચેરીમા પોતાનો બચાવ કરવાની ના કહી હતી એ મુદ્દા ઉપર કે પરદેશી રાજ્યને જ 'યુગાતર' સ્વીકારતું નથી આ પગલાથી 'યુગાંતર'નુ માન અને અસર ઘણાં વધી ગયા એના મુખ્ય લેખકોમાં અને સંચાલકોમા બંગાળના ત્રણ સૌથી વધારે શકિતવાળા જુવાન લેખકો હતા, અને એ પત્રની અસર આખા બગાળ ઈલાકામા ઘણી જ પ્રબળ બની છૂપા મંડળના પોતાના કાર્યક્રમમા ખૂનામરકી કે ત્રાસવાદ હતો નહિ, પણ સરકારની સખ્ત દમન નીતિને પરિણામે, અને એની સામેના બંગાળના પ્રતિકાર્ય રૂપે પાછળથી એ વસ્તુનો વિકાસ થયો હતો

શ્રી અરવિંદની જાહેર પ્રવૃત્તિની શરૂઆત 'ઇન્દુપ્રકાશ'મા આપેલા લેખથી થાય છે એ સાત લેખો કે જી દેશપાંડે 'ઇન્દુપ્રકાશ'ના તંત્રી અને શ્રી અરવિંદના મિત્રની સૂચના થવાથી 'જૂના દીવાઓને ઠેકાણે નવા'—એ મથાળા તળે લખવામાં આવ્યા હતા તે વખતની કૉન્ગ્રેસ—મહાસભા ની નીતિ પ્રાર્થના, અરજીઓ અને વિરોધના ઠરાવો કરવાની હતી તેની એ

લેખોમાં કડક ભાષામાં ઝાટકણી કાઢીને એને ઠેકાણે સ્વાશ્રય અને નિર્ભયતાના ઉપર રચાયલી એવી કોઈ ક્રિયાશીલ નેતાગિરી માટે માગણી કરવામાં આવી હતી. આ સ્પષ્ટભાષી અને દલીલ વડે અજેય એવી ટીકા નરમ પક્ષના એક નેતાના કાર્યને પરિણામે અટકાવવામાં આવી. એ નેતાએ પત્રના તંત્રીને ભય બતાવ્યો અને એ પત્રમાં શ્રી અરવિંદના વિચારોનો પૂરેપૂરો વિકાસ પ્રગટ થતો અટકાવ્યો. ત્યાર પછી સર્વમાન્ય એવા વિચારો જેવા કે, મધ્યમ અથવા તો ઉજળિયાત વર્ગના વર્તુળમાંથી કૉન્ગ્રેસની પ્રવૃત્તિને બહાર કાઢીને વધારે વિશાળ બનાવવાની અને એમાં સામાન્ય જનતાને જોડવાને આમંત્રણ કરવાની જરૂર વિષે ભાર મૂકવામાં આવ્યો હતો. છેવટે, શ્રી અરવિંદે એ પ્રકારની સઘળી જાહેર પ્રવૃત્તિને બાજુ પર મૂકી દીધી અને ૧૯૦૫ સુધી પોતે છૂપી રીતે જ કાર્ય [illegible] [illegible] [illegible] લોકમાન્ય તિલકનો સંપર્ક તેમણે સાધ્યો હતો. તિલકને શ્રી અરવિંદ રાષ્ટ્રીયપક્ષના ક્રાંતિકારી મંડળના એકમાત્ર જાહેર નેતા તરીકે [illegible] હતા. એ પૂર્વે પણ શ્રી અરવિંદ અમદાવાદની મહાસભા વખતે [illegible] તિલકને મળ્યા હતા. ત્યારે લોકમાન્ય તિલકે શ્રી અરવિંદને મંડપની બહાર લઈ જઈને એક કલાક સુધી વાતચીત કરી હતી [illegible] [illegible] સુધારાની માગણીની ચળવળ પ્રત્યે તિરસ્કાર દર્શાવ્યો હતો અને [illegible] [illegible] જે પદ્ધતિએ કામ કરતા હતા તે પણ સમજાવી હતી.

શિવાજીનું જીવન ચરિત્ર લખ્યું હતું જેમાં એણે "સ્વરાજ શબ્દનો" પહેલ-વહેલો પ્રયોગ કર્યો હતો,—પાછળથી રાષ્ટ્ર પક્ષે સ્વતંત્રતા માટે એ શબ્દને સ્વીકારી લીધો હતો,—રાષ્ટ્ર પક્ષે જે ચતુર્વ્યૂહ કાર્યક્રમ સ્વીકાર્યો તેનું એક અંગ 'સ્વરાજ' બન્યું. એણે 'દેશેર કથા' નામની એક બીજી ચોપડી પણ લખી હતી જેમાં અંગ્રેજ લોકો વેપાર અને ઉદ્યોગ દ્વારા હિંદને કેવી રીતે નિચોવી રહ્યા છે તે વિગતવાર પુરવાર કરી બતાવ્યુ હતું. એ પુસ્તકની અસર બંગાળના ઉપર ઘણી જ સચોટ થઈ હતી અને જુવાન બંગાળીઓના મન એનાથી પ્રભાવિત થયાં હતા, અને સ્વદેશીની ચળવળની તૈયારી કરવામાં એથી ઘણી મદદ મળી. શ્રી અરવિંદ પોતે પણ ક્રાંતિની ચળવળના આવશ્યક ભાગ તરીકે પરદેશોની આર્થિક ઝૂંસરીને ફગાવી દેવી જોઈએ તથા હિંદના વેપારની અને ઉદ્યોગોની ખીલવણી કરવી જોઈએ એમ હમેશા માનતા હતા.

જ્યાં સુધી શ્રી અરવિંદ વડોદરા રાજ્યની નોકરીમાં હતા ત્યાં સુધી જાહેર રીતે તેઓ રાજકારણમાં ભાગ લઈ શકે તેમ ન હતું. એ સિવાય પણ, શ્રી અરવિંદ પોતે પણ પડદા પાછળ રહેવું અને પાછળથી કાર્ય કરવું તથા પાછળ રહીને—જાહેરમાં પોતાનું નામ પ્રગટ કર્યા વિના—દોરવણી આપવી વધારે પસંદ કરતા હતા. સરકારે 'વંદે માતરમ્' પત્રના તંત્રી તરીકે એમના પર કામ ચલાવ્યું એટલે એમને ફરજિયાત જાહેરની દૃષ્ટિ સામે આવવું પડ્યું. એ પ્રસંગ પછી તેઓ રાષ્ટ્ર પક્ષના એક આગળ પડતા નેતા ખુલ્લે ખુલ્લી રીતે થયા—થોડા સમયથી હકીકતમાં તો હતા જ—અને બંગાળમાં એના મુખ્ય નેતા તથા એની નીતિ અને વ્યૂહના પ્રધાન વ્યવસ્થાપક બન્યા. દેશની રાજકીય પ્રવૃત્તિએ કઈ દિશામાં ગતિ કરવી જોઈએ તે શ્રી અરવિંદે પોતાના મન સાથે નક્કી કરેલું હતું. પાછળથી આયર્લૅન્ડમાં સીનફીન ચળવળ તરીકે જે કાર્યક્રમ પ્રગટ થયો તેને મળતી શ્રી અરવિંદની યોજના હતી. પરંતુ એમણે પોતાની યોજના વિષેના વિચારો સીનફીન ચળવળમાંથી કેટલાક લોકો માને છે તેમ, ઊછીના લીધા ન હતા. ખરું જોતાં પોંડિચેરી

આવ્યા પછી જ શીન ફીન વિષે એમને માહિતી મળી ને પહેલાં એના વિષે તેઓ કશું જ જાણતા ન હતા. વળી હિંદ અને આયર્લૅન્ડ વચ્ચે એક ઘણો મોટો ભેદ પણ રહેલો છે જેને લઈને શ્રી અરવિંદનું કાર્ય ઘણું મુશ્કેલ બન્યું. આખા ભૂતકાળના ઈતિહાસને પરિણામે આયર્લૅન્ડના લોકો અંગ્રેજના અમલની સામે થવાને ટેવાઈ ગયા છે. એક રીતે આયર્લૅન્ડના આખા ઈતિહાસ-ને સ્વતંત્રતા માટેની સતત લડત તરીકે પણ વર્ણવી શકાય. અલબત્ત, વચમાં વચમાં એ લડત બંધ પડતી પરંતુ તત્ત્વ તરીકે સ્થાયી હતી. હિંદમાં એ પ્રકારનું વાતાવરણ હતું જ નહિ. હિંદના લોકમાનસમાં સ્વતંત્રતાના વિચારને સ્થાપન કરવાનું તથા તેને સર્વમાન્ય બનાવવાનું કાર્ય શ્રી અરવિંદને કરવાનું હતું. તેની સાથે પહેલાં એક રાજકીય પક્ષને અને પછીથી આખી પ્રજાને એક તીવ્ર, વ્યવસ્થિત રાજકીય પ્રવૃત્તિમાં પ્રેરવાની હતી. એવી પ્રવૃત્તિને પરિણામે એ આદર્શ સિદ્ધ થઈ શકે તેમ હતું. મહાસભાને હાથ કરવી તથા ડરપોક બંધારણીય ચળવળ જેમાં નેતાઓ માત્ર ભાષણો આપતા, ઠરાવો પસાર કરતા તથા વિદેશી સરકારને ભલામણો કરતા તેને બદલે એ જ મહાસભાને ક્રાંતિ કરવા માટેનું હથિયાર બનાવવી એવો શ્રી અરવિંદનો વિચાર હતો. જો મહાસભા હાથમાં ન આવે તો પછી એક મધ્યસ્થ ક્રાંતિ-મંડળ ઊભું કરવું જેની મારફત એ કામ થઈ શકે. વિચાર એવો હતો કે વિદેશી રાજ્યની અંદર એક બીજું રાજ્ય ઊભું કરવું જે લોકોને સૂચનાઓ આપે તથા વ્યવસ્થિત સંસ્થાઓ અને બંધારણો ઊભા કરતું જાય, જેમના દ્વારા એ પોતે કાર્ય કરી શકે. સાથે સાથે વધારે ને વધારે પ્રમાણમાં અસહકાર અને નિઃશસ્ત્ર વિરોધ કરતા જવો જેથી વિદેશી સરકારને રાજ્ય કરવું મુશ્કેલ થઈ પડે અને છેવટે અશક્ય બની જાય, સર્વવ્યાપી અશાંતિ જગાડવી જે સરકારના દમનને નિર્વીર્ય—અફળ—કરી મૂકે અને જરૂર પડે તો છેવટે સમગ્ર દેશમાં ખુલ્લો બળવો કરવો. આ યોજનામાં અંગ્રેજી માલના બહિષ્કારનો પણ સમાવેશ થતો હતો, અને સરકારની કેળવણીની સંસ્થાઓને ઠેકાણે રાષ્ટ્રીય શાળાઓ, સરકારની ન્યાયની કચેરીઓને બદલે પંચાયતની કચેરીઓ ઊભી કરવી, તથા સ્વયંસેવકના દળો ઊભાં કરવાં જે ખુલ્લા બળવા માટેના

લશ્કરના એકમ તરીકે કાર્ય કરી શકે, તથા આ કાર્યક્રમને સફળ કરવા માટેના બીજા કાર્યો પણ કરે શ્રી અરવિંદે હિંદના રાજકારણમાં જે ભાગ લીધો તે ટૂંકા સમય માટે હતો કારણ કે એ સમયથી તેઓ ૧૯૧૦ માં બાજુ પર ખસી ગયા અને પોંડિચેરી જઈ વસ્યા એમના કાર્યક્રમનો ઘણો ભાગ એમની ગેરહાજરીમા એમને એમ પડતો મૂકાયો છતા હિંદના રાજકારણનો આખો દેખાવ અને હિંદના લોકોના આખા અતરાત્માને ફેરવી નાખીને રાજકીય પ્રવૃત્તિના લક્ષ તરીકે સ્વતંત્રતા અને પદ્ધતિ તરીકે અસહકાર અને વિરોધ એ વસ્તુઓ સ્થાપન કરવા જેટલુ કાર્ય તો એ ટૂંકા સમયમા પણ થઈ ચૂક્યુ હતુ એ જ કાર્ય પદ્ધતિનો અપૂર્ણ અમલ—અને વચમા વચમા થોડા સમય માટે બળવા,—કરવાથી વિજય મેળવવા જેટલી સફળતા પ્રાપ્ત થઈ છે એમના પોંડિચેરી ગયા પછી ઘટનાઓનો પ્રવાહ શ્રી અરવિંદના વિચારની દિશામા મોટે ભાગે વહ્યો જણાય છે રાષ્ટ્ર પક્ષે છેવટે મહાસભાને પોતાના હાથમા લીધી, પોતાનો ઉદ્દેશ સપૂર્ણ સ્વતત્રતા છે એમ જાહેર કર્યું, પોતાનું કાર્ય પાર પાડવાને એણે સગઠન કર્યું તથા મુસ્લીમોની બહુમતિ અને હરિજનોની લઘુમતિ સિવાયની સઘળી પ્રજાને પોતાના નેતૃત્વ નીચે આણી અને આખરે નીચી પહેલી—સ્વતત્ર નહિ તો પણ —રાષ્ટ્રીય સરકાર હિંદમા ઊભી કરી અને બ્રિટન પાસે હિંદની સ્વતત્રતાનો સ્વીકાર કરાવ્યો.

શરૂઆતમા શ્રી અરવિંદે મહાસભાના રાજકારણમાં જે ભાગ લીધો તે પડદા પાછળથી હતો કારણ કે વડોદરા રાજ્યની નોકરી છોડી દેવાનું એમણે નક્કી કર્યું ન હતુ પરતુ વગર પગારે તેઓ લાંબી રજા પર ઊતર્યા અને તે દરમિયાન છૂપા ક્રાંતિ મડળોની સ્થાપના કરવા ઉપરાત બારીસાલ કૉન્ફરન્સ જેને પોલીસે બળજબરીથી વિખેરી નાખી હતી તેમાં ભાગ લીધો. એ સમયમા બિપિનચંદ્ર પાલ સાથે પૂર્વ બગાળના જિલ્લાઓમાં પ્રવાસ કર્યો અને મહાસભામા આગળ પડતા રાજકીય વિચારોવાળા પક્ષ જોડે પોતાનો ગાઢ સબધ બાંધ્યો 'વદે માતરમ્' પત્રના સંચાલનમા પણ આ રજામાં તેઓ બિપિન પાલ સાથે જોડાયા હતા તથા બગાળમા નવા રાજકીય

પક્ષની સ્થાપના કરી અને કલકત્તામા જે મહાસભાનુ અધિવેશન થયુ તેમા પણ ભાગ લીધો એ અધિવેશનમા જ ઉદ્દામ પક્ષ લઘુમતિમા હતો તો પણ લોકમાન્ય તિલકના નેતાપણા નીચ મહાસભા પાસે પોતાના ગજબીર કાર્યક્રમના થોડા ભાગનો સ્વીકાર કરવાની ફરજ પાડી શ યો હતો જ્યારે બગાળમા રાષ્ટ્રીય પક્ષની કૉલેજની સ્થાપના કરવામા આવી ત્યારે શ્રી અરવિંદ-ને જોઈતી હતી તે તક મળી ગઈ, અને વડો ચની નોકરીનુ રાજીનામુ આપી દીધુ અને રાષ્ટ્રીય કૉલેજના આચાર્ય તરીકે જોડાયા છૂપી ક્રાતિની ચળવળમા અને ત્યાર પછી મહાસભાના રાજકારણમા શ્રી અરવિ સાથે કામ કરનાર રાજા સુબોધ મલ્લિક—જેમના ઘરમા શ્રી અરવિ કલકત્તામા હોય ત્યાર રહેતા હતા તેમણે—રાષ્ટ્રીય કૉલેજની સ્થાપના કરવા માટે એક લાખ રૂપિયા આપ્યા હતા અને એમણે શરત મૂકી હતી કે શ્રી અરવિ ને આચાર્ય નીમવા અને માસિક રૂ ૧૫૦) વેતન તરીકે આપવા આમ શ્રી અરવિંદ પોતાનો બધો સમય દેશની સેવામા આપવા માટે છૂટા થયા બિપિન ચદ્ર પાલ લાંબા સમયથી પોતાના સાપ્તાહિક પત્રમા સ્વાશ્રય અને અસહકારના સિદ્ધાંતોનો પ્રચાર કરી રહ્યા હતા તેમણે હવે 'વદ માતરમ્' નામનુ દૈનિક પત્ર શરૂ કર્યું, પરતુ એ સાહસ અ પજીવી નીવડ્યુ કારણ કે એની શરૂઆત ફક્ત ૫૦ રૂપિયાથી કરવામા આવી હતી અને ભાવિમા આર્થિક મદ ની કશી ખાતરી હતી નહિ બિપિન પાલે શ્રી અરવિંદને એ સાહસમા જોડાવા માટે આમ ત્રણ આપ્યુ અને તેમણે તે તુર્તજ સ્વીકારી લીધુ કારણ કે પોતાનો ક્રાતિનો ઉદ્દેશ સાધવા માટે પ્રચાર મર્ય કરવાની જે જરૂર હતી તે આ સાહસદ્વારા પૂરી કરવાની તક એમણે જોઈ મહાસભામા જે જુવાનો ઉદ્દામ વિચારના હતા તેમની એક સભા શ્રી અરવિંદે બોલાવી અને એક નવા રાજકીય પક્ષ તરીકે જાહેર રીતે સગઠિત થવાનો ઠરાવ પસાર કર્યા, તથા લોકમાન્ય તિલકના જાહેર થયેલા નેતાપણા નીચે મહારાષ્ટ્રના ઉદ્દામ પક્ષ જોડે ઊભા રહીને મોડરેટ —ન મ પક્ષનો સામનો કરવો એમ પણ ઠરાવ્યુ કલકત્તાના અધિવેશનમા આના અમલ કરવામા આવ્યા હતા શ્રી અરવિ આ નવા પક્ષના મુખપત્ર તરીકે વદે માતરમ ને પોતાના હાથમા લવાને પક્ષને સમજાવ્યો અને

પત્રને નાણાં પૂરા પાડવા માટે 'વંદે માતરમ્' કંપની શરૂ કરવામાં આવી બિપિનચંદ્ર પાલને નવા પક્ષના હેતુઓ તથા કાર્યક્રમનો પ્રચાર કરવા મા બંગાળના જિલ્લાઓમાં મોકલવામાં આવ્યા હતા. એટલે એમની ગેરહાજરીમા આ નવી કંપનીનું સંચાલન શ્રી અરવિંદે પોતાના હાથમાં લીધું. આ નવો પક્ષ એકદમ સફળ થયો અને 'વંદે માતરમ્'નો આખા હિંદમાં ફેલાવો થયો. એનુ સંચાલન કરનાર મંડળમાં કેવળ શ્રી અરવિંદ અને બિપિનચંદ્ર પાલ હતા એટલુ જ નહિ પરંતુ શ્યામસુંદર ચક્રવર્તી, હેમેન્દ્ર પ્રસાદ ઘોષ, બિજોય ચેટરજી જેવા ઘણા સારા લેખકો પણ હતા શ્યામ સુંદર અને બિજોય અગ્રેજી ભાષાના નિષ્ણાત હતા અને પ્રત્યેકની પોતાની શૈલી હતી. શ્યામસુદરે શ્રી અરવિંદની શૈલીનુ પોતાના લેખોમાં એવું સફળ અનુકરણ કર્યું કે પાછળથી ઘણા લોકો એમના લેખોને શ્રી અરવિંદના માનતા. થોડા સમય પછી બિપિન પાલ અને બીજા લેખકો અને કંપનીના સંચાલકો વચ્ચે મતભેદ પડ્યો. એમાં મૂળમાં સ્વભાવ ભેદ અને રાજકીય—અને ખાસ કરીને છૂપી ક્રાંતિના કાર્ય પ્રત્યે—દૃષ્ટિબિંદુમાં ભેદ હતો. બીજા જ્યારે એના પ્રત્યે સહાનુભૂતિ ધરાવતા ત્યારે બિપિનપાલ છૂપી ક્રાંતિનો વિરોધ કરતા હતા. આને પરિણામે થોડા જ સમયમાં બિપિન પાલને 'વંદે માતરમ્' પત્રમાંથી છૂટા થવું પડ્યું. બિપિન પાલને છૂટા કરવાની અનુમતિ શ્રી અરવિંદ આપત નહિ, કારણ કે બિપિન પાલની શક્તિને તેઓ 'વંદે માતરમ્'ની પૂંજી સમાન ગણતા હતા. રાજકીય ક્ષેત્રમાં પાલ બાબુ કર્મવીર પુરુષ ન હતા અને રાજકીય નેતાપણા માટે અધિકારી ન હતા તો પણ આખા દેશમાં તેઓ સૌથી ઉત્તમ પ્રતિના અને પ્રતિભાશાળી રાજકીય ચિંતક- વિચારક,—ઘણા જ સરસ લેખક અને ભવ્ય વકતા હતા. 'વંદે માતરમ્'થી એમને છૂટા કરવાનું કાર્ય શ્રી અરવિંદની પીઠ પાછળ કરવામાં આવ્યું હતું. એટલે કે જ્યારે તાવના જીવલેણ હુમલામાંથી બચ્યા પછી જ્યારે તેઓ તબિયત સુધારવાને આરામ લેતા હતા તે વખતે એ કામ કરવામાં આવ્યું હતું. શ્રી અરવિંદનું નામ પણ 'વંદે માતરમ્'ના તંત્રી તરીકે પ્રગટ કરવામાં

દીધું એનું એક કારણ એ હતું કે હજી સુધી તેઓ વડોદરા રાજ્યની નોકરીમાં હતા અને પોતાનું નામ જાહેરમાં મૂકાય તે માટે જરા પણ ઇંતેજાર ન હતા. પરંતુ ત્યાર પછી 'વંદે માતરમ્'ની અને બંગાળના રાષ્ટ્ર પક્ષની નીતિ શ્રી અરવિંદને હસ્તક રહી હતી. અંગ્રેજોની સત્તાથી મુકત એવું સ્વરાજ પ્રાપ્ત કરવું એવો નવા રાષ્ટ્ર પક્ષનો ઉદ્દેશ છે એવી જાહેરાત બિપિન પાલે કરી હતી. પરંતુ એ ઉદ્દેશમાં તો નરમ પક્ષના સાંસ્થાનિક સ્વરાજનો સમાવેશ પણ થાય—અને એનો અર્થ સાંસ્થાનિક સ્વરાજ પણ થઈ શકે. કલકત્તાની મહાસભાના પ્રમુખ તરીકે દાદાભાઈ નવરોજજીએ ઉદ્દામ પક્ષે સંપૂર્ણ રાજકીય સ્વતંત્રતા માટે સ્વીકારેલા 'સ્વરાજ' શબ્દને 'સાંસ્થાનિક સ્વરાજ'ના અર્થમાં ઝડપી લેવાનો પ્રયત્ન કર્યો પણ હતો. શ્રી અરવિંદના મન ઉપર સૌથી પહેલો ભાર હિંદની રાજકીય ચળવળનો ઉદ્દેશ સંપૂર્ણ અને નિર્ભેળ સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનો છે એવું જાહેર રીતે સ્પષ્ટ કરવાનો હતો, તથા પોતાના પેપરમાં—પત્રમા—એ ઉદ્દેશના ઉપર વારંવાર ભાર દેવાની તેઓ કાળજી રાખતા હતા. હિંદભરમાં જાહેર રીતે એ ઉદ્દેશની ઘોષણા કરનાર રાજકીય પુરુષ તરીકે શ્રી અરવિંદ પહેલા હતા અને તેઓ પોતાના કાર્યમાં એકદમ સફળ થયા હતા. રાષ્ટ્ર પક્ષે 'સ્વરાજ' શબ્દને પોતાનો સ્વતંત્રતાનો આદર્શ દર્શાવવા માટે સ્વીકારી લીધો અને એનો પ્રચાર બધે થઈ ગયો. મહાસભાએ એ ઉદ્દેશ ઘણાં વર્ષો પછી કરાંચીના અધિવેશનમા સ્વીકાર્યો,—એટલે કે રાષ્ટ્રપક્ષના નેતાપણા નીચે જ્યારે મહાસભાનું બંધારણ ફરીને ઘડાયુ અને એમાં નવો પ્રાણ પૂરવામાં આવ્યો ત્યારે એ ઉદ્દેશ તેણે સ્વીકાર્યો 'વંદે માતરમ્' પત્ર તરફથી રાષ્ટ્ર પક્ષને માટે અને દેશ સમસ્તના નવા રાષ્ટ્રીય કાર્યક્રમ તરીકે,—એક નવો કાર્યક્રમ જાહેર કરવામા અને વિકસાવવામાં આવ્યો તે આ પ્રમાણે હતો: અસહકાર, નિઃશસ્ત્ર વિરોધ, સ્વદેશી, બહિષ્કાર, રાષ્ટ્રીય કેળવણી, સરકારી કચેરીઓ યાને કૉર્ટોનો ત્યાગ અને તેને ઠેકાણે પંચાયતથી પતાવટ તથા શ્રી અરવિંદની યોજનાના બીજા અંગો. શ્રી અરવિંદે 'વંદે માતરમ્'માં 'નિઃશસ્ત્ર વિરોધ'ના ઉપર લેખોની શ્રેણી પ્રગટ કરી તથા બીજીમાં ક્રાંતિની વિચારસરણી આપી અને નરમ પક્ષના

વહેમો અને ભ્રમોનો વિનાશ કરવાના ઉદ્દેશથી ઘણા અગ્રલેખો પણ લખ્યા. એ વહેમો અને ભ્રમોમાં અંગ્રેજની ન્યાયનિષ્ઠામાં શ્રદ્ધા, 'વિદેશી રાજ્યને લીધે હિંદને થયેલા લાભ', 'શાળાઓમાં અને યુનિવર્સિટીઓમાં અપાતી કેળવણીની પર્યાપ્તતા' વગેરે હતા એમનું નિરસન કરીને દેશમાં વ્યાપેલી નામર્દાઈ, શસ્ત્રહીન દશા, ધીમી પ્રગતિ, અથવા તો ગતિહીન એવી કંગાળ હાલતની સ્થિતિ, ગરીબાઈ, આર્થિક પરાધીનતા, વિપુલ ઉદ્યોગોની પ્રવૃત્તિનો અભાવ, અને બીજા પરદેશી શાસનના અનિષ્ટો પર આગળ કદી નહિ મૂકાયલો એવો જુસ્સાપૂર્વક અને સતત ભાર શ્રી અરવિંદે પોતાના પત્રમાં મૂક્યો ખાસ કરીને, એમણે વારંવાર ભારપૂર્વક જણાવ્યું કે વિદેશી રાજ્ય સારા ભાવવાળુ, ઉદાર અને કલ્યાણવાંછુ હોય તોપણ તે સ્વતંત્ર અને તદુરસ્ત રાષ્ટ્રીય જીવનનુ સ્થાન કદી લઈ શકે નહિ આ જાતના જાહેર પ્રચારથી રાષ્ટ્રવાદીઓના વિચારો સર્વત્ર સ્વીકારાયા, ખાસ કરીને પંજાબમાં જ્યાં પૂર્વે નરમ પક્ષની આગળ પડતી બહુમતિ હતી. હિંદના વૃત્તાંત પત્રના વિકાસના ઇતિહાસમા લોકમાનસમાં પલટો લાવવામાં અને ક્રાંતિ માટે તેને તૈયાર કરવામાં 'વંદે માતરમ્' પત્રે ભજવેલો ભાગ લગભગ અજોડ ગણાય તેવો છે. એ પત્રની નબળાઈ તેની આર્થિક સ્થિતિમાં હતી. કારણ કે ઉદ્દામ પક્ષ હજી સુધી ગરીબોનો બનેલો પક્ષ હતો. જ્યાંસુધી પત્રનું સક્રિય સંચાલન શ્રી અરવિંદના હાથમાં હતું ત્યાં સુધી તેઓ મહા મુશ્કેલીથી એ પત્ર ચાલુ રાખવા માટે પૂરતી આર્થિક મદદ જાહેરમાંથી મેળવી લેતા,— અલબત્ત, એમને કરવો હતો તેવો એનો વિકાસ કરવા માટે એ મદદ પૂરતી ન હતી. એટલે જ્યારે એમને ગિરફતાર કરવામાં આવ્યા અને એક વર્ષ જેલમાં રહેવું પડ્યું ત્યારે 'વંદે માતરમ્'ની આર્થિક સ્થિતિ છેલ્લી અવસ્થાએ પહોંચી ગઈ છેવટે, એમ નક્કી થયું કે ભૂખે મરી જાય તે કરતાં તો એ જ્વલંત રીતે મૃત્યુ પામે એ વધારે સારું છે. બિજય ચેટરજીને છેવટનો એવો લેખ લખવાનું કામ સોંપવામાં આવ્યું જેને માટે સરકાર પત્રને અટકાવે જ. શ્રી અરવિંદ જ્યારે 'વંદે માતરમ્' ચલાવતા હતા ત્યારે પોતાના અગ્રલેખોમાં રાજદ્રોહના આરોપ માટે કે પત્રના જીવનને જોખમમાં મૂકે એવા કોઈ

સરકારી પગલા માટે બહાનું ન મળે તેની ખૂબ કાળજી રાખતા હતા. 'સ્ટેટ્સમેન' પત્રના તંત્રીની ફરિયાદ એ હતી કે આખું પત્ર ખુલ્લી નજરે જોઈ શકાય એટલા રાજદ્રોહથી ઉભરાતું હતું છતાં તે એટલી હોંશિયારીથી લખેલું હતું કે એના પર કાયદેસર કેસ માંડી શકાય નહિ 'વંદે માતરમ્'ના અંત માટે ધારેલી ચાલબાજી સફળ નીવડી અને 'વંદે માતરમ્'નું જીવન શ્રી અરવિંદની ગેરહાજરીમાં સંકેલાયું.

રાષ્ટ્રીય કાર્યક્રમની અપૂર્ણ શરૂઆત કરવામાં આવી એટલામાં તો સરકારની સખ્ત દમનનીતિએ, થોડા સમય માટે, એને છિન્નભિન્ન કરી નાંખી. એનો સૌથી અગત્યનો ભાગ બહિષ્કાર ઉપરાંત સ્વદેશી હતો. સ્વદેશીના આદર્શના પ્રચાર માટે ઘણું ઘણું કરવામાં આવ્યું હતું તથા થોડી શરૂઆત (સ્વદેશી પેદાશ માટેની) પણ કરવામાં આવી હતી. પરંતુ એનાં વધારે મહાન પરિણામો સમય જતાં પાછળથી વધારે પ્રત્યક્ષ થયાં. ચળવળના આ ભાગનો વિચાર કે ભાવના રૂપે પ્રચાર થવો જોઈએ એટલું જ નહિ પરંતુ એનું વ્યવહારુ સંગઠન કરવું જોઈએ તથા એમાં સફળ નીવડે એવી શકિત પ્રગટ કરવી જોઈએ એ માટે શ્રી અરવિંદ ઘણા જ ઉત્સુક હતા. વડોદરાથી પત્ર લખીને એમણે પૂછાવ્યું હતું કે ઉદ્યોગપતિઓ અને માલ ઉત્પન્ન કરનારા ધનિકોને રાષ્ટ્ર પક્ષમાં લેવાનું તથા જમીનદારો તરફથી આર્થિક મદદ મેળવવાનું શકય છે કે નહિ. વળી, એવી એક સંસ્થા ઊભી થઈ શકે જેમાં ઉદ્યોગ અને વેપારના ક્ષેત્રના અનુભવી અને આગળ પડતા લોકો, કેવળ રાજકીય નેતાઓ જ નહિ, સ્વદેશીની ચળવળને આગળ ધપાવવાનું માર્ગદર્શન કરે અને એ નીતિને અમલમાં મૂકે. એમને એવો જવાબ મળ્યો એ પ્રમાણે કરવુ અશકય હતું. ઉદ્યોગપતિઓ અને જમીન-દારો એટલા બધા ડરકૂ હતા કે રાષ્ટ્રીય ચળવળમાં તેઓ જોડાશે નહિ. તથા મોટા મોટા વેપારીઓ બ્રિટિશમાલની આયાત કરવામાં રોકાયલા હોઈ જેમ છે તેમ ચાલવા દેવાની તરફેણમાં હતા. આમ હોવાથી સ્વદેશી અને બહિષ્કાર માટેની સંસ્થા ઊભી કરવાનો વિચાર શ્રી અરવિંદને પડતો મૂકવો

પડયો. શ્રી અરવિંદ અને લોકમાન્ય તિલક બન્ને અંગ્રેજી માલનો અસરકારક બહિષ્કાર કરવાની તરફેણમાં હતા, પરંતુ એ બહિષ્કાર ફક્ત બ્રિટિશ માલનો જ કરવો એમ તેઓ માનતા કારણ કે તે વખતે પરદેશથી આવતી વસ્તુઓનુ સ્થાન લે એવી ઉદ્યોગની પરિસ્થિતિ હિંદમાં ન હતી. એટલે બ્રિટનમાથી આવતા માલને ઠેકાણે જર્મની, ઑસ્ટ્રિયા અને અમેરિકામાં બનતો માલ લેવાને એમણે ભલામણ કરી હતી જેથી ઇંગ્લાંડના ઉપર પૂરેપૂરું આર્થિક દબાણ લાવી શકાય બહિષ્કારને એ નેતાઓ એક રાજકીય હથિયાર તરીકે વાપરવા માગતા હતા,—કેવળ સ્વદેશીની મહાય તરીકે નહિ સઘળા પરદેશી માલનો સંપૂર્ણ બહિષ્કાર કરવાનો વિચાર અવ્યવહારુ હતો અને મહાસભાના ઠરાવોમા એના મર્યાદિત અમલ માટે જે ભલામણ કરવામા આવી હતી તે એટલો તો નજીવો હતો કે એની રાજકીય અસર થાય તેમ હતું નહિ. દેશના મુખ્ય ઉદ્યોગોમા, જરૂરિયાતો ઉત્પન્ન કરવામા, અને હિંદમાં જે માલ બનાવવાને કુદરતી દ્રવ્યો હતા તે તૈયાર કરવામા હિંદ સ્વાશ્રયી અને સ્વપર્યાપ્ત બને એવુ તેઓ ઇચ્છતા હતા પરંતુ સંપૂર્ણપણે સ્વાશ્રય કે બહારનું કાંઈ જ ન મગાવવુ એ એમને વ્યવહારુ અને ઇષ્ટ પણ, લાગ્યું ન હતુ કારણ કે સ્વતંત્ર હિંદને પણ માલ નિકાસ કરવાની અને પોતાના અંદરના ઉપયોગ માટે માલ પૂરો પાડવાની જરૂર રહેશે. એને માટે આયાત પણ કરવી જરૂરી છે તથા આંતર રાષ્ટ્રીય આપલે કરવાનું (બદલાનું) ધોરણ પણ જાળવવું જરૂરી છે. પરંતુ બધા જ પરદેશી માલનો બહિષ્કાર કરવાનો ઉત્સાહ લોકોમાં એટલો સર્વવ્યાપી અને બળવાન ન હતો કે નેતાઓને જનતાની એ જોસભરી માગણીનો સ્વીકાર કરવો પડે તેથી સ્વદેશીના કાર્યક્રમને એનાથી જે મદદ મળે તેટલાથી સંતોષ માનવો પડયો રાષ્ટ્રીય કેળવણીને શ્રી અરવિંદ ઘણી અગત્યની ગણતા હતા. નિશાળોમાં, કૉલેજોમાં અને યુનિવર્સિટીઓમાં કેળવણીની જે બ્રિટિશ પદ્ધતિ પ્રચલિત હતી તેનાથી તેઓ કંટાળી ગયા હતા. વડોદરામા અધ્યાપક હતા ત્યારે એમને એનો પૂરતો અનુભવ મળી ચૂક્યો હતો. હિંદી પ્રજાની બુદ્ધિ સ્વાભાવિક રીતે શીઘ્રગ્રાહી, તેજસ્વી અને નમનીય છે તે એ પદ્ધતિમાં મંદ પડી જાય છે, દરિદ્ર બને છે અને ચાલે

બાજુથી બંધાઈ જાય છે. એ શિક્ષણથી હિંદીઓના માનસને માનસિક કુટેવો પડે છે, તે સંકુચિત માહિતીના અને યાંત્રિક શિક્ષણના ભંડાર જેવું બની જાય છે એટલે એની પ્રતિભા અને સર્જકશક્તિને હાનિ થાય છે. રાષ્ટ્રીય કેળવણીના પ્રચારની ચળવળ શરૂઆતમાં ઘણી સારી રીતે આગળ ધપી, અને બંગાળમાં ઘણી રાષ્ટ્રીય શાળાઓ સ્થાપન થઈ તથા ઘણા શક્તિ-વાળા માણસો એમાં શિક્ષક તરીકે જોડાયા. છતાં, એનો વિકાસ પૂરતો ન હતો અને એ શાળાઓની આર્થિક સ્થિતિ ડામાડોળ હતી. શ્રી અરવિંદે આ ચળવળ પોતે ઉપાડી લેવાનો નિશ્ચય કર્યો હતો તથા એને હજી વધારે વ્યાપક બનાવવા માટે તથા દૃઢ પાયા પર મૂકવા માટે પોતે પ્રયત્ન કરવાના હતા. પરંતુ બંગાળમાંથી એમને જવાનું થવાથી આ યોજના અધુરી જ રહી ગઈ. સરકારની દમન નીતિને લઈને તથા એને પરિણામે લોકોમાં જે નિરુત્સાહનું મોજું ફરી વળ્યું તેને પરિણામે ઘણીખરી રાષ્ટ્રીય શાળાઓ ટકી શકી નહિ એનો ખ્યાલ અને આદર્શ ટકી રહ્યો, એક દિવસ એને પોતાનું યોગ્ય સ્વરૂપ અને દેહ પ્રાપ્ત થશે એવી આશા રાખી શકાય. લોકોની અદાલતોની સ્થાપના કરવાનો કાર્યક્રમ પણ અજમાવાયો હતો અને કેટલાક જિલ્લાઓમાં સફળતા-પૂર્વક અમલમા મૂકાયો પણ હતો. પરંતુ એ કામ પણ દમનના વાવાઝોડામાં નાશ પામ્યું. સ્વયંસેવકોનાં દળો ઊભાં કરવાનો કાર્યક્રમ વધારે પ્રાણવાન હતો એ તો જીવતો રહ્યો, એણે આકાર ધારણ કર્યો, એનાં બંધારણોના અનેક પ્રકારો થયા તથા સ્વતંત્રતાની લડત દરમિયાન સીધેસીધો વિરોધ કરવાના જે પ્રસંગો વખતો વખત આવ્યા તેમાં એ સ્વયંસેવક દળોના કાર્યકર્તાઓ મોખરે રહ્યા છે. આ રાષ્ટ્રીય કાર્યક્રમમાં અને ચળવળમાં જે શુદ્ધ રાજકીય તત્ત્વો હતાં તે ટકી રહેલાં જણાશે, અને દમન નીતિનુ અને નિરુત્સાહનું દરેક મોજું આવી ગયા પછી સ્વતંત્રતાની લડતનું જીવનસૂત્ર તેણે ફરી ફરીને જાગ્રત કરેલું છે તથા લગભગ ૫૦ વર્ષની એની લડતમાં એ સૂત્રની એકતા આપણે ઓળખી શકીએ એવા સ્વરૂપમાં જાળવી રાખી છે. પરંતુ એ વર્ષોમાં જે સૌથી મહાન વસ્તુનું ગર્જન થયું તે તો દેશમાં એક નવા આત્માનો ઉદય, દેશના આત્માનો એક નવો જ જન્મ હતો. 'વંદે માતરમ્'ના

પોકાર ચારે તરફથી ગાજતા હતા અને દેશમાં સર્વત્ર ઉત્સાહનું પૂર ઉલટયું હતું. તે જમાનામાં જીવવું, હિંમત ભીડીને સાહસો ખેડવાં અને સાથે મળીને કામ કરવું અને આશાઓ સેવવી એ પણ એક અનન્ય લ્હાવો છે એમ માણસોને લાગતું હતું. જૂના જમાનાની ક્રિયાશૂન્યતા અને ડરપોક પણું વિનાશ પામ્યું અને એને ઠેકાણે એક એવી શકિતનું સર્જન થયું—જેનો કોઈ વિનાશ કરી શકે તેમ નથી અને એ શકિતની એક પછી એક ઊર્મિ ફરી ફરીને જાગ્રત થતી રહી છે અને છેવટે હિંદને સંપૂર્ણ વિજયના પ્રવેશ દ્વાર સુધી એ શકિતએ જ પહોંચાડયો છે.

'વંદે માતરમ્'ના કેસ પછી શ્રી અરવિંદ બંગાળ સમસ્તના રાષ્ટ્ર-પક્ષના સ્વીકૃત નેતા બન્યા. મિદનાપુરમાં બંગાળ પ્રાંતીય પરિષદ મળી હતી જેમાં બે પક્ષો વચ્ચે ઘણો તીવ્ર સંઘર્ષ થયો હતો તેમાં શ્રી અરવિંદે રાષ્ટ્રીય પક્ષના નેતા તરીકે કાર્ય કર્યું. એ પ્રસંગે પહેલી વખત શ્રી અરવિંદ જાહેર વ્યાસપીઠ ઉપર બોલનાર વકતા તરીકે આગળ આવ્યા, અને ત્યાર પછી સૂરતમાં એમણે ઘણી સભાઓ આગળ ભાષણો આપ્યાં અને રાષ્ટ્ર પક્ષની સૂરતમાં મળેલી પરિષદના પ્રમુખ પણ બન્યા. સૂરતથી કલકત્તા પાછા ફરતાં રસ્તામાં ઘણે ઠેકાણે ઘણી સભાઓ સમક્ષ તેમણે ભાષણો કર્યાં. ફરીને હુગલીમાં બંગાળની પ્રાંતીય પરિષદ મળી તેમાં રાષ્ટ્ર પક્ષના તેઓ નેતા હતા. ત્યાં પહેલી વાર સ્પષ્ટ થયું કે રાષ્ટ્ર પક્ષની બહુમતી થઈ હતી, આવેલા પ્રતિનિધિઓમાં રાષ્ટ્ર પક્ષના વધારે હતા,—અને વિષયવિચારણી સમિતિમાં નરમ પક્ષનો ઠરાવ સરકારે આપેલા સુધારાને વધાવી લેવા માટેનો હતો તેને હરાવીને સુધારાઓ પૂરતા નથી, વાસ્તવિક નથી, તેથી તેમનો ઇન્કાર કરવો એ ઠરાવ શ્રી અરવિંદ પસાર કરાવી શકયા હતા. પરંતુ નરમ પક્ષના નેતાઓએ એવી ધમકી આપી કે એ ઠરાવ જો કાયમ રાખવામાં આવશે તો તેઓ મહાસભાથી છૂટા પડશે. એટલે એ પ્રકારના ભાગલા થતા અટકાવવાને શ્રી અરવિંદ નરમ પક્ષના ઠરાવને પસાર થવા દેવાને સંમત થયા. પણ જાહેર પરિષદમાં એમણે પોતે નિર્ણય શા માટે

લીધો હતો તે સમજાવ્યું અને રાષ્ટ્ર પક્ષના પ્રતિનિધિઓને પોતાની બહુમતિનો વિજય હોવા છતાં બંગાળના રાજકીય બળોને એકત્ર રાખવા માટે એ નિર્ણય સ્વીકારવાને અનુરોધ કર્યો. રાષ્ટ્ર પક્ષના પ્રતિનિધિઓ શરૂઆતમાં તો પોતે છત્યા હોઈ ખૂબ બૂમરાણ કરી ઊઠયા પરંતુ છેવટે તેમણે શ્રી અરવિંદના નિર્ણયનો સ્વીકાર કર્યો અને શ્રી અરવિંદની આજ્ઞા પ્રમાણે સભાનો હોલ છોડી ગયા, જેથી નરમ પક્ષના ઠરાવની તરફેણમાં કે વિરુદ્ધ એમને મત આપવો ન પડે! નરમ પક્ષના નેતાઓના મનમાં આથી ઘણું જ આશ્ચર્ય અને ધાર્યામાં નિષ્ફળ ગયાનો કોપ પણ થયો. એમની ફરિયાદ એ હતી કે લોકો એમના વૃદ્ધ અને વર્ષોથી કસાયલા એવા નેતાઓને સાંભળવાની ના પાડતા હતા અને એમની સામે બૂમરાણ મચાવતા હતા જ્યારે એક જુવાન અને રાજકારણમાં તદ્દન નવા નેતાની આજ્ઞા—શિસ્તબદ્ધ મૌનમાં—જાણે બધા એક જ મંડળ હોય તેમ—પાળતા હતા.

લગભગ આ સમયે 'નવશકિત' નામના એક બંગાળી દૈનિક પત્રનું સંચાલન કરવાનો શ્રી અરવિંદે નિશ્ચય કર્યો અને સ્કૉટસ લેનમાં પોતે ભાડાના ઘરમાં પોતાની પત્ની અને બહેન સાથે રહેતા હતા ત્યાંથી આ નવા પત્રની ઑફીસમાં રહેવા માટે ગયા. ત્યાં, પોતાનું નવું કાર્ય શરૂ કરે તે પહેલાં જ, એક દિવસ વહેલી સવારે જ્યારે તેઓ સૂતેલા હતા ત્યારે પોલિસ લોકો હાથમાં રિવોલ્વર લઈને મેડા પર ધસી આવ્યા અને શ્રી અરવિંદને ગિરફતાર કર્યા. એમને પોલિસને થાણે અને ત્યાંથી અલિપુર જેલમાં લઈ જવામાં આવ્યા. ત્યાં મેજિસ્ટ્રેટની તપાસ ચાલી તે દરમિયાન અને સેશનની કચેરીમાં કેસ ચાલ્યો ત્યાં સુધી એક વર્ષ માટે જેલમાં (કાચી) રહેવું પડ્યું. શરૂઆતમાં, થોડા સમય માટે એમને એકાંત કોટડીમાં રાખવામાં આવ્યા પણ ત્યાર પછી એ કેસમાં સંડોવાયલા બધા કેદીઓ જેમાં રહેતા હતા તે મોટા વિશાળ ઓરડામાં એમને પણ લઈ જવામાં આવ્યા. તે પછી, જ્યારે જેલમાં સરકાર તરફથી થયેલા સાક્ષીદારનું ખૂન થયું ત્યાર પછી બધા કેદીઓને પાસે પાસે પણ જુદી જુદી કોટડીમાં રાખવામાં આવ્યા હતા અને તેઓ કચેરીમાં જ

એકબીજાને મળી શકતા, અથવા તો રોજની કસરત વખતે મળતા —પણ તે વખતે વાત કરવાની મનાઈ હતી. આ સાથે મળવાના બીજી વારના પ્રસંગ દરમિયાન શ્રી અરવિંદે પોતાની સાથે જેલમાં રહેનારા બીજા આરોપીઓ સાથે ઓળખાણ કર્યું. જેલમાં હતા તે દરમિયાન શ્રી અરવિંદ ગીતા અને ઉપનિષદો વાચવામાં તથા ખૂબ એકાગ્ર ધ્યાન કરવામાં અને યોગ સાધનામાં લગભગ બધો સમય ગાળતા જ્યારે એકાંતવાસની જરા પણ તક ન હતી ત્યારે —એટલે કે બધા કેદીઓની સાથે એક જ મોટા હૉલમાં રહેવાનું થયું ત્યારે—પણ સામાન્ય વાતચીત અને ગમ્મતના, રમત રમવાના અને ખૂબ અવાજ અને અશાંતિથી ભરેલા વાતાવરણમા ધ્યાન કરવાનો અભ્યાસ એમને પાડવો પડયો. જેલમાં પહેલા અને ત્રીજા હપ્તામાં એમને એકાંતની સંપૂર્ણ તક મળી હતી એનો એમણે પૂરો ઉપયોગ પણ કર્યો હતો. સેશનની કચેરીમાં બધા આરોપીઓને એક મોટા કેદીના પાંજરામાં રાખવામાં આવતા અને અહીં આખો દિવસ—કામ ચાલતુ ત્યારે—શ્રી અરવિંદ પોતાના ધ્યાનમાં લીન રહેતા અને કેસના ઉપર ધ્યાન આપતા નહિ અને જુબાની પણ ભાગ્યે સાંભળતા. શ્રી અરવિંદના એક રાષ્ટ્રવાદી સહકાર્ય કરનારા પ્રખ્યાત —બેરીસ્ટર સી. આર. દાસે પોતાની બહોળી પ્રેકટીસ—વકિલાત બાજુ પર મૂકીને શ્રી અરવિંદનો બચાવ કરવા માટે મહિનાઓ સુધી પોતે મહેનત કરી. શ્રી અરવિંદે આખો કેસ સી. આર. દાસને સંપૂર્ણપણે સોંપી દીધો હતો અને પોતે એ વિષે કશી ચિંતા કરતા નહિ. કારણ કે અંતરમાંથી એમને ખાતરી મળી ચૂકી હતી અને તેઓ જાણતા હતા કે પોતે છૂટી જવાના છે. આ સમય દરમિયાન જીવન પ્રત્યેનું એમનું દૃષ્ટિબિંદુ સમૂળું પલટાઈ ગયું. શ્રી અરવિંદે યોગ સાધનાનો સ્વીકાર કર્યો તેના મૂળમાં જીવનમાં પોતાના કાર્ય માટે આધ્યાત્મિક બળ અને શકિત તથા દિવ્ય શકિતની દોરવણી મેળવવી એવી ઇચ્છા હતી. પરંતુ હવે અંતરનું આધ્યાત્મિક જીવન અને સાક્ષાત્કારો એટલા મહાન અને વૈશ્વિક પ્રકારના સતત વધતા પ્રમાણમાં થતા ગયા અને વધારે ને વધારે વિશાળ સ્થાન રોકતા ગયા કે છેવટે શ્રી અરવિંદને એ કાર્યમાં સંપૂર્ણપણે રોકાઈ જવું પડયું—અને એમનું

જીવનકાર્ય સાધનાનો એક ભાગ અને પરિણામ રૂપ બન્યું અને એ કામનું સ્વરૂપ પણ દેશની સેવા અને મુક્તિ કરતાં તો ઘણું વિશાળ બની ગયું. પહેલાં તો એ લક્ષની શ્રી અરવિંદને ફક્ત ઝાંખી જ થઈ હતી પરંતુ પાછળથી એ ઉદ્દેશ દૃઢ બન્યો. એનું કાર્ય વિશ્વ વિશાળ જણાયું અને માનવજાતિના સમસ્ત ભાવિ સાથે તે સંકળાયેલું છે એમ તેમણે જોયું.

જ્યારે શ્રી અરવિંદ જેલમાંથી બહાર આવ્યા ત્યારે આખા દેશનો રાજકીય દેખાવ તદ્દન પલટાઈ ગયેલો જણાયો. રાષ્ટ્રપક્ષના ઘણાખરા નેતાઓ જેલમાં પૂરાયેલા અથવા તો જાતે દેશ બહાર જતા રહ્યા હતા. સર્વત્ર પ્રજામાં નિરુત્સાહ અને હતાશા વ્યાપી ગયેલાં હતાં જો કે દેશ માટેની લાગણી બંધ પડી ન હતી પરંતુ દબાઈ ગઈ હતી અને દમનને લઈને તે વધતી પણ હતી. એ સ્થિતિમાં પણ શ્રી અરવિંદે લડત ચાલુ રાખવાનો નિશ્ચય કર્યો. દર અઠવાડિયે કલકત્તામાં તેઓ રાષ્ટ્રપક્ષ તરફથી સભા ભરતા. પરંતુ પહેલાં જ્યાં ઉત્સાહ ભર્યા હજારો લોકો ભેગા થતા હતા ત્યાં હવે ફક્ત થોડા સેંકડોમાં ગણાય એટલા લોકો જ હાજર થતા અને તેમાં પણ પહેલાંનો ઉત્સાહ કે પ્રાણ ન હતો. શ્રી અરવિંદે બંગાળના જિલ્લાઓમાં પણ પ્રચાર માટે મુસાફરી કરી. એમાંની એક સભા ઉત્તરપાડામાં પણ ભરી. એ સભામાં શ્રી અરવિંદે પહેલી વાર પોતાની યોગ સાધનાનો અને પોતાના આધ્યાત્મિક અનુભવોનો જાહેરમાં ઉલ્લેખ કર્યો. એમણે બે સાપ્તાહિક પત્રો, 'કર્મયોગિન્' અને 'ધર્મ',—શરૂ કર્યાં જેનો પ્રચાર ઘણો સારા પ્રમાણમાં થયો —'વંદેમાતરમ' નો પ્રચાર એવો કદી ન હતો—અને એ પત્રો આર્થિક દૃષ્ટિએ સ્વાશ્રયી હતાં. ૧૯૦૯ માં બારીસાલમાં પ્રાંતિક રાજકીય પરિષદ ભરાઈ તેમાં શ્રી અરવિંદે ભાષણ કર્યું. બંગાળમાં પહેલી પરિષદમાં થયેલી સમજૂતીને પરિણામે બન્ને રાજકીય પક્ષો તદ્દન છૂટા પડી ગયા ન હતા અને બન્ને પરિષદમાં જોડાતા હતા. આમ છતાં કૉંગ્રેસની મહાસભાની જગ્યાએ જે મધ્યસ્થ નરમ પક્ષના મંડળની સ્થાપના થઈ હતી તેમાં રાષ્ટ્રપક્ષનો કોઈ પ્રતિનિધિ ભાગ લઈ શકતો નહિ. સુરેન્દ્રનાથ બેનરજીએ એક ખાનગી પરિષદ બોલાવી

હતી જેમાં શ્રી અરવિંદ અને બીજા એક બે રાષ્ટ્ર પક્ષના નેતાઓ પણ હાજર હતા. એનો ઉદ્દેશ બનારસમાં જ્યારે મહાસભા મળે ત્યારે બન્ને પક્ષોને એકઠા કરીને નરમ પક્ષના આગ્રહીના દળ સામે પડકાર કરવાની યોજના વિચારવાનો હતો. એકત્રિત બંગાળના રાષ્ટ્રીય રાજકીય નેતા બનવું અને રાષ્ટ્ર પક્ષને પોતાનો જમણો હાથ બનાવવો એ સુરેન્દ્રનાથ બેનરજીનું એક હમેશનું સ્વપ્ન હતું. પણ એ પ્રમાણેની યોજનાને પાર પાડવા માટે બંગાળના નરમ પક્ષે રાષ્ટ્રવાદી પ્રતિનિધિઓને પોતાના તરફથી ચૂંટી મહીને બનારસ મોકલવા જોઈએ તથા મુખ્તમાં જે બંધારણ નરમ પક્ષ મહાસભા ઉપર ઠોકી બેસાડ્યું હતું તેના પાછો રાષ્ટ્ર પક્ષ સ્વીકાર કરવો જોઈએ. શ્રી અરવિંદે એ શરતો સ્વીકારવાની ના કહી. એમણે સામી માગણી કરી કે મહાસભાનું બંધારણ જ એ પ્રમાણે સુધારવું જોઈએ કે નવા રાજકીય મંડળો પોતાના તરફથી મહાસભામાં પ્રતિનિધિઓને મોકલી શકે. આમ થાય તો રાષ્ટ્ર પક્ષ સ્વતંત્ર રીતે પોતાના માણસોને સીધે સીધા અખિલ ભારતના અધિવેશનમાં મોકલી શકે. આ મુદ્દા ઉપર વાટાઘાટ ભાંગી પડી. બદલાયેલી પરિસ્થિતિમાં રાષ્ટ્રીય ચળવળ કેવી રીતે ફરીને જાગ્રત કરવી એ વિષે શ્રી અરવિંદ વિચાર કરવા લાગ્યા. એમણે હોમરૂલની માગણી કરવા માટેની ચળવળની શક્યતા વિચારી. એ ચળવળને સરકાર દાબી દઈ શકે તેમ હતું નહિ. પરંતુ એ પ્રમાણે કરવું—અને મીસીસ બેનન્ટે પાછળથી એનો અમલ કર્યો પણ હતો—એટલે આદર્શની સિદ્ધિને મુલતવી રાખવી તથા સંપૂર્ણ સ્વતંત્રતાના આદર્શમાંથી પાછા પગલાં કરવા બરાબર, પતન બરાબર, એમને લાગ્યું. એમણે નિઃશસ્ત્ર વિરોધની તીવ્ર અને સુવ્યવસ્થિત એવી ચળવળની શક્યતા પણ વિચારી જોઈ જે પદ્ધતિ પાછળથી મહાત્મા ગાંધીએ સ્વીકારીને અજમાવી, પણ એમણે એ પણ જોયું કે એવી કોઈ ચળવળના પોતે નેતા થઈ શકે તેમ નથી.

રાજકીય પ્રવૃત્તિ દરમિયાન કોઈ પણ સમયે સરકાર જે ખાલી સુધારા આપવાને તૈયાર હતી તેમને હાથ અડકાડવા માટે પણ શ્રી અરવિંદે કદી અનુમતિ આપી ન હતી. એમણે તો 'બાંધછોડનું નામ નહિ' એ સૂત્ર

હમેશાં દૃષ્ટિ સમક્ષ રાખ્યું હતું. અથવા, 'કર્મ યોગિન્'માં એમણે પોતાના દેશબંધુઓને જે ખુલ્લો પત્ર લખ્યો તેમાં જણાવ્યા પ્રમાણે—' સત્તા નહિ તો સહકાર નહિ' એ સૂત્ર તેમણે સ્વીકાર્યું હતુ. લોકોની ચૂંટાયલી ધારાસભાના લોક નિયુક્ત મંત્રીઓના હાથમાં સાચેસાચી રાજકીય, વહીવટી કે આર્થિક સત્તા આપવામાં આવે તો જ સરકાર તરફથી આવતી દરખાસ્તો કે કહેણો વિષે વિચાર કરવો એવું એમણે નક્કી કર્યું હતું. આવી કોઈ નિશાની એમણે જોઈ નહિ. જ્યારે મોન્ટેગ્યુ સુધારાઓની દરખાસ્ત આવી ત્યારે એમાં કાંઈક એ પ્રકારનું તત્ત્વ શ્રી અરવિંદના જોવામાં આવ્યું. તે સમયે એમણે ભાવિ જોયું હતું કે હિંદની રાષ્ટ્રીય માગણીને અડધે રસ્તે સામે જઈને અંગ્રેજ સરકાર મળવાની શરૂઆત કરશે, પરંતુ એ ઘડી ખરેખર આવી તે પહેલાં આગળથી એનો સ્વીકાર તેઓએ કર્યો ન હતો. શ્રી અરવિંદ પોંડિચેરી ગયા ત્યાર પછી નવ વર્ષે મોન્ટેગ્યુ સુધારા આવ્યા. અને એ સમય દરમિયાન શ્રી અરવિંદે પોતાના આધ્યાત્મિક કાર્યને એક નિષ્ઠાથી પાર પાડવા માટે સઘળી બાહ્ય અને જાહેર રાજકીય પ્રવૃત્તિઓ ત્યાગ કર્યો હતો. હિંદની ચળવળના ઉપર તેઓ ફક્ત આધ્યાત્મિક શક્તિનો જ પ્રયોગ કરતા. એ પ્રમાણે સમય જતાં બ્રિટિશ સરકાર અને હિંદના નેતાઓ વચ્ચે મંત્રણા થવાની એમની આગાહી ક્રીપ્સની દરખાસ્ત અને ત્યાર પછી જે ઘટનાઓ બની તેમાં સાર્થક નીવડી છે.

પોતાની દમનનીતિની સફળતાના માર્ગમાં શ્રી અરવિંદ એકલા જ એક મોટી બાધારૂપ સરકારને લાગ્યા કરતા હતા એટલે એમને દૂર કરવાનો સરકારે નિર્ણય કર્યો. એમને આન્દામાન કાળેપાણીએ મોકલાય તેમ ન હતું એટલે એમને દેશપાર કરવાનો ઠરાવ કર્યો. આ વાત ભગિની નિવેદિતાના જાણવામાં આવી. એમણે શ્રી અરવિંદને ખબર આપી અને બ્રિટિશ હિંદ છોડી જવાની અને બહાર રહીને કાર્ય કરવાની એમણે સલાહ આપી જેથી કરીને કાર્ય અટકે નહિ અથવા તો સંપૂર્ણપણે બંધ ન પડે. શ્રી અરવિંદે 'કર્મયોગિન્'માં પોતાની સહી સાથે એક લેખ છપાવ્યો અને એટલેથી

સંતોષ માન્યો. એ લેખમાં પોતાને દેશપાર કરવાની યોજના સરકાર વિચારી રહી છે એવો ઉલ્લેખ કરીને પોતે એ લેખ પોતાના રાજકીય વસીયતનામા તરીકે, આખરી ગંભીર જાહેર નિવેદન, તરીકે દેશ સમગ્રના આગળ રજૂ કરે છે એમ જણાવ્યું હતું. શ્રી અરવિંદને ખાતરી હતી એ પ્રમાણેના જાહેર-નામાથી સરકાર દેશપાર કરવાનો વિચાર પડતો મૂકશે અને હકીકતમાં એ પ્રમાણે જ બન્યુ દેશપાર કરવાનું બાજુ પર મૂકાયું એટલે રાજદ્રોહ માટે કામ ચલાવવા માટે કોઈ તકની વાટ સરકારને જોવાની બાકી રહી. એ તક જ્યારે શ્રી અરવિંદે દેશની રાજકીય સ્થિતિની ગમાલોચના કરતો એક બીજો લેખ એ જ પત્રમાં પોતાની સહીથી છાપ્યો ત્યારે સરકારને મળી. ખરું જોતાં લેખનો સૂર પૂરતો નરમ હતો અને પાછળથી હાઈકોર્ટે એ લેખને રાજદ્રોહી ગણવાની ના પાડી અને પ્રીન્ટરને છોડી મૂક્યો. એક રાત્રે શ્રી અરવિંદ જ્યારે કર્મ યોગિનની ઑફીસમાં બેઠા હતા ત્યારે ખબર મળી કે ઑફીસની ઝડતી લેવાનો અને એમને ગિરફતાર કરવાનો સરકારનો ઇરાદો છે. પોતે કેવું વલણ ધારણ કરવું એ વિષે વિચાર કરતા હતા તેવામાં શ્રી અરવિંદે ઊર્ધ્વમાંથી ફ્રેન્ચ ઇન્ડિયાના ચંદ્રનગર જવાનો આદેશ સાંભળ્યો. તેઓએ એકદમ એ આદેશનો અમલ કર્યો, કારણ કે શ્રી અરવિંદે એ દિવસોમાં પ્રભુની દોરવણી જે કરાવે તે જ કરવું અને એનો વિરોધ કે એમાં ફેરફાર ન કરવો એવો નિયમ પોતાને માટે કર્યો હતો. આદેશ મળ્યા પછી તેઓ કોઈની સલાહ લેવાને રોકાયા નહિ પરંતુ દસ મિનિટમાં નદીના ઘાટ ઉપર પહોંચીને ગંગા નદી પર એક હોડીમાં બેસી પણ ગયા હતા. થોડા કલાકમાં તેઓ ચંદ્રનગર પહોંચ્યા અને ત્યાં તેમણે ગુપ્તવાસ કર્યો. પોતાની ગેરહાજરીમાં કર્મયોગિનનું સંચાલન કરવાને એમણે ભગિની નિવેદિતાને સંદેશો મોકલ્યો. એ બે પત્રો સાથેનો શ્રી અરવિંદનો સક્રિય સંબંધ અહીંથી પૂરો થયો. ચંદ્રનગરમાં શ્રી અરવિંદ સંપૂર્ણ એકાંતમાં સાધના કરવામાં—ધ્યાન વગેરેમાં—મગ્ન થઈ ગયા અને બીજી બધી પ્રવૃત્તિ એમણે બંધ કરી. ત્યાર પછી (ચંદ્રનગરથી) પોંડિચેરી જવા માટે એમને આદેશ થયો. ઉત્તરપાડાના કેટલાક ક્રાંતિકારી જુવાનો હોડીમાં એમને

કલકત્તા લઈ ગયા ત્યાંથી તેઓ 'દુપ્લેક્સ' સ્ટીમરમાં બેઠા અને ૪ થી એપ્રિલ ૧૯૧૦ ને રોજ પોંડિચેરી પહોંચ્યા

પોંડિચેરીમા પહોંચ્યા પછી શ્રી અરવિંદની યોગસાધના વધારે ને વધારે એકાગ્ર અને વ્યાપક તથા સઘન બનતી ગઈ જાહેર રાજકીય પ્રવૃત્તિમા કોઈ પણ પ્રકારનો ભાગ લેવાનુ એમણે છોડી દીધુ, એકથી વધારે વખત પુનર્જીવિત થયેલી રાષ્ટ્રપક્ષી મહાસભાના પ્રમુખ થવાની માગણીનો અસ્વીકાર કર્યો અને પોતાની આધ્યાત્મિક પ્રવૃત્તિ સાથે સંબંધમા ન હોય એવી કોઈ પણ બાબત પર જાહેર ઉલ્લેખ ન કરવો કે લેખરૂપ કે પુસ્તક રૂપે કશું ન લખવુ—'આર્ય' માસિકમા પાછળથી જે લખ્યુ તે સિવાય—એવો નિયમ કર્યો જે ક્રાંતિકારી બળોનુ સચાલન એમણે કર્યું હતુ તેમની સાથે થોડા વર્ષો સુધી ખાનગી પત્રવ્યવહાર—એક બે વ્યક્તિઓ દ્વારા એમણે ચાલુ રાખ્યો પરંતુ એ પણ થોડા સમય પછી એમણે મૂકી દીધો અને ત્યાર પછી રાજકીય પ્રવૃત્તિમા કોઈ પણ પ્રકારનો ભાગ લેવાનું સંપૂર્ણપણે બંધ કર્યું જેમ જેમ ભાવિ વિષેનુ એમનુ દર્શન સ્પષ્ટ થતુ ગયુ તેમ તેમ એમણે જોયુ કે પોતે જે શક્તિઓ વિષે સચેતન થયા હતા તેના કાર્યને પરિણામે હિંદની આખરી સ્વતંત્રતા નિશ્ચિત છે, તથા હિંદના રાજકીય વિરોધ તથા આંતર રાષ્ટ્રીય ઘટનાઓના દબાણથી બ્રિટનને સ્વતંત્રતા આપવાની ફરજ પડશે અને ગમે તેટલા વિરોધ તથા અનિચ્છા છતાં હિંદ એ આખરી પરિણામ પ્રત્યે ગતિ કરી રહ્યો છે એમને એમ પણ લાગ્યું કે સશસ્ત્ર બળવો કરવાની જરૂર નહિ પડે, અને રાષ્ટ્રના મહાકાર્યને હાનિ થયા વિના ક્રાંતિ માટેની છૂપી તૈયારીને અટકાવી દઈ શકાય તેમ છે, પડતી મૂકી શકાય તેમ છે,—જો કે ક્રાંતિના જુસ્સાને કાયમ રાખવાની જરૂર છે અને એ જુસ્સો ટકી રહેશે આમ રાજકીય ક્ષેત્રમા પડવુ એમને માટે અનિવાર્ય નહિ બને આ બધાં કારણો ઉપરાંત, એમની સામે જે આધ્યાત્મિક કાર્ય આવીને ઊભું હતું તેની ગુરુતા એમને વધારે ને વધારે સ્પષ્ટ દેખાતી થઈ અને એમને લાગ્યુ કે એમની સઘળી શક્તિની એકાગ્રતા માગી લેનારુ એ મહાકાર્ય છે એ

પ્રમાણે, જ્યારે આશ્રમ અસ્તિત્વમાં આવ્યો ત્યારે એ સંસ્થાને એમણે સર્વ પ્રકારના રાજકીય સંબંધ કે કાર્યથી મુક્ત રાખ્યો. જ્યારે એમણે પોતે ખાસ પ્રસંગને લઈને બે વાર રાજકારણમાં ભાગ લીધો ત્યારે પણ એ જાતનું કાર્ય કેવળ અંગત સ્વરૂપનું—એમનું પોતાનું અંગત કાર્ય હતું—અને એને આશ્રમ સાથે કશો સંબંધ ન હતો. બ્રિટિશ સરકાર અને તે ઉપરાંત પણ બીજા કેટલાક લોકો શ્રી અરવિંદ સર્વ પ્રકારના રાજકીય કાર્યથી ફારેગ થયા હતા એ વાત માની શકતા નહિ અને એ લોકો એમ ધારતા હતા કે શ્રી અરવિંદ ક્રાંતિકારી પ્રવૃત્તિમાં છૂપી રીતે ભાગ લે છે અને ફ્રેન્ચ હિંદમાં સલામત રહીને નવું ક્રાંતિમંડળ ઊભું કરે છે. પરંતુ એ બધી કેવળ કલ્પના અને ગપ હતી, —એવું કશુ હતુ નહિ રાજકીય પ્રવૃત્તિમાંથી એમની નિવૃત્તિ સંપૂર્ણ પ્રકારની હતી જેમ ૧૯૧૦માં એમણે લીધેલો એકાંત વાસ સંપૂર્ણ હતો તેટલી જ એ નિવૃત્તિ પણ સંપૂર્ણ હતી.

પરંતુ આનો અર્થ, ઘણા લોકોએ જેમ માની લીધું હતું તેમ, એવો ન હતો કે જગતમાં, કે હિંદના ભાવિમાં, કોઈ પણ પ્રકારનો રસ ન રહે એવા કોઈ આધ્યાત્મિક સાક્ષાત્કારને શિખરે જઈને શ્રી અરવિંદ બેઠા હતા એ નિવૃત્તિનો એવો અર્થ થવો અસંભવિત છે કારણ કે એમની યોગ-સાધનાનો સિદ્ધાંત કેવળ પ્રભુનો સાક્ષાત્કાર કરવો તથા સંપૂર્ણ આધ્યાત્મિક ચેતના પ્રાપ્ત કરવી એટલો જ નથી. સમગ્ર જીવનને અને જગતની સર્વ પ્રવૃત્તિને એ આધ્યાત્મિક ચેતનાના ક્ષેત્ર તરીકે સ્વીકારવી તથા આધ્યા-ત્મિક તત્ત્વના પાયા ઉપર જીવનની રચના કરવી તથા જીવનને તેનો આધ્યાત્મિક અર્થ પ્રાપ્ત કરાવવો એ પણ એમની યોગ સાધનાનો ઉદ્દેશ છે. નિવૃત્તિમાં હતા તે દરમિયાન બહારની દુનિયામાં અને હિંદમાં જે કાંઈ બની રહ્યું હતું તે બધાના ઉપર શ્રી અરવિંદ જાગ્રત અને ઝીણવટ ભરી નજર રાખતા હતા અને જ્યારે જ્યારે જરૂર જણાઈ ત્યારે ત્યારે સક્રિયપણે એના કાર્યમાં વચ્ચે પડતા. પરંતુ એ કાર્ય તેઓ કેવળ આધ્યાત્મિક શક્તિનો અને મૂગા આધ્યાત્મિક કાર્યનો આશ્રય લઈને કરતા. યોગ સાધનામાં જેઓ

આગળ વધેલા છે તેમના અનુભવનો એક ભાગ એ છે કે જડતત્ત્વમા જે મન, પ્રાણ અને શરીરની સામાન્ય શક્તિઓ અને ક્રિયાઓ જણાય છે તે ઉપરાંત બીજી શક્તિઓ અને બળો પણ જગતમા રહેલા છે જે સક્રિય હોય છે એ શક્તિઓ પડદા પાછળ રહીને તથા ઊર્ધ્વમાથી કાર્ય કરતી હોય છે એ વસ્તુનો પરિચય પણ યોગીઓને થાય છે વળી એક ક્રિયાત્મક આધ્યાત્મિક શક્તિ પણ (ઊર્ધ્વમા) રહેલી છે જેને આધ્યાત્મિક ચેતનાની પ્રાપ્તિમાં આગળ વધેલા યોગીઓ મેળવી શકે છે પ્રાપ્ત કરી શકે છે અલબત્ત, બધા યોગીઓ એ શક્તિ મેળવવાની અથવા તો, પ્રાપ્ત કરી હોય તો એનો ઉપયોગ કરવાની પરવા કરતા નથી એ દિવ્ય ક્રિયાત્મક શક્તિ જગતની બીજી કોઈ પણ શક્તિ કરતા વધારે મહાન અને વધારે નકોટ અસરકારક છે જેવી એ શક્તિ એમને પ્રાપ્ત થઈ એટલે શરૂઆતમા શ્રી અરવિંદે પોતાના અંગત કાર્યના મર્યાદિત પ્રદેશમા તેનો પ્રયોગ કર્યો પણ પછીથી વખત જતા જગતમા કાર્ય કરી રહેલી શક્તિઓ ઉપર એ શક્તિનો તેઓ સતત ઉપયોગ કરતા રહ્યા છે એ પ્રયોગના પરિણામોથી નિરાશ થવાનુ એમને કોઈ કારણ જણાયુ નથી, અથવા તો બીજા કોઈ પ્રકારના કાર્યની જરૂર એમને લાગી નથી છતા, બે વખત એ સૂક્ષ્મ આધ્યાત્મિક કાર્ય કરવા ઉપરાત જાહેર ગણાય એવા પ્રકારનુ કાર્ય કરવાનુ એમને સલાહભર્યું લાગ્યુ હતુ પહેલો પ્રસગ બીજા વિશ્વ યુદ્ધને લગતો હતો શરૂઆતમા શ્રી અરવિદ એ વિશ્વયુદ્ધ વિષે સક્રિયપણે કશું કરતા ન હતા, પરંતુ જ્યારે એમ જણાવા લાગ્યુ કે હિટલર એની સામેના બધાં જ બળોને કચરી નાંખશે અને જગતના ઉપર નાઝીવાદનો ડંકો વાગશે ત્યારે એમણે સક્રિય ભાગ લેવા માંડયો એમણે પોતે મિત્ર રાજ્યોની તરફેણમા છે એમ જાહેર રીતે જણાવ્યુ, યુદ્ધમા મદદ કરવા માટે ફાળો ભરવાની માગણીના પ્રત્યુત્તરમાં એમણે થોડી આર્થિક મદદ પણ કરી, અને જે લોકોએ એમની સલાહ માગી તેમને લશ્કરમા ભરતી થવાને, અથવા તો, યુદ્ધના કાર્યમાં મદદ કરવાને પ્રોત્સાહન આપ્યુ ડકર્કની પીછેહઠને સમયે જ્યારે દરેક માણસ ઇંગ્લાડ થોડા જ સમયમા ખતમ થઈ જશે અને હિટલરનો વિજય નક્કી છે એવી આશા રાખતો હતો તે ક્ષણથી શ્રી અરવિંદે, આધ્યા

ત્મિક રીતે, એ દિવ્ય શક્તિને મિત્રરાજ્યોને ટેકો આપવાને તેમની પાછળ મૂકી, અને જર્મનીનો વિજયી ધસારો લગભગ તુર્ત જ અટકી ગયો અને યુદ્ધની ભરતી સામી બાજુએ વળવા લાગી એ હકીકતની શ્રી અરવિંદે સંતોષપૂર્વક નોંધ લીધી. આ કામ તેમણે એટલા માટે કર્યું કે હિટલર અને નાઝીવાદની પાછળ કાળાં આસુરી બળો કાર્ય કરી રહ્યાં હતાં એવું તેમણે જોયું હતું, અને જો બળો સફળ થાય તો આસુરી બળના જુલમ નીચે માનવ જાતિની ગુલામી અને સમુત્ક્રાંતિની ગતિની,—ખાસ કરીને માનવજાતિની આધ્યાત્મિક સમુત્ક્રાંતિની—પીછેહઠ જરૂર થાય એના પરિણામે ફક્ત યુરોપ જ નહિ પરંતુ એશિયા, અને એશિયામાં આવેલો હિંદ પણ, ગુલામીમાં જઈ પડત. એ ગુલામી હિંદે અત્યાર સુધી સહન કરવી કોઈ પણ ગુલામી કરતાં કેટલીયે વધારે ભયંકર નીવડત, અને એની સ્વતંત્રતા માટે જે કાર્ય થયું હતું તે બધું પાણીમાં જાત. આ કારણથી પ્રેરાઈને જ શ્રી અરવિંદે ક્રીપ્સની દરખાસ્તને જાહેર રીતે ટેકો આપ્યો હતો અને મહાસભાના નેતાઓને એનો સ્વીકાર કરવાને આગ્રહ કર્યો હતો. વિવિધ કારણોને લઈને શ્રી અરવિંદે જાપાનના હુમલા સામે એ દિવ્ય આધ્યાત્મિક શક્તિનો પ્રયોગ કર્યો ન હતો, પણ હિંદ પર હુમલો કરવાનો તથા લશ્કર લઈને ચડાઈ કરવાનો અને હિંદને જીતવાનો ઇરાદો પણ જાપાનનો છે એમ જ્યારે સ્પષ્ટ થયું ત્યારે એમણે એ શક્તિનો પ્રયોગ કર્યો. લડાઈની તરફેણમાં શ્રી અરવિંદે જે કેટલાક પત્રો લખ્યા હતા તથા જેમાં હિટલરીઝમના આસુરિપણા વિષે, અને એના અનિવાર્ય પરિણામો વિષે પોતાના વિચારો દર્શાવ્યા હતા તે પત્રોને પોતે પ્રગટ કરવાની અનુમતિ આપી. એમણે ક્રિપ્સની દરખાસ્તને ટેકો આપ્યો તેનું કારણ એ હતું કે એનો સ્વીકાર કરવાથી હિંદ અને બ્રિટન આસુરી શક્તિઓની સામે એકત્ર થઈને સામનો કરી શકે, અને ક્રિપ્સનો અર્પેલો ઉકેલ (દરખાસ્ત) હિંદની સ્વતંત્રતા શરૂ કરવાના પગલા તરીકે વાપરી શકાય. જ્યારે વાટાઘાટ ભાંગી પડી, ત્યારે શ્રી અરવિંદે એકલી આંતર, આધ્યાત્મિક શક્તિના ઉપર આધાર રાખવાની એમની કાર્ય પદ્ધતિ ફરીને અખત્યાર કરી, અને જાપાનના વિજયની ભરતી અત્યાર સુધી જે સઘળા વિઘ્નને કચરીને

આગળ ધસતી હતી તે એકદમ પરાજયની ઑટના રૂપમાં પલટાઈ ગઈ અને એ હાર ઝડપી, કચરી નાખે તેવી સખ્ત અને છેવટે તો એક ભયંકર અને દારુણ રૂપની બની વળી હિંદ વિષે પોતાના ભાવિ દર્શનો પણ સાચા પડતા જોવાનો સંતોષ તેમને મળ્યો અને આજે ગમેતેવી અંતરની મુશ્કેલીઓ હોવા છતા હિંદ એક સ્વતંત્ર દેશ તરીકે જગત આગળ ઊભો છે

## [૨]
## પોતાની સાધના અને જીવનકાર્ય વિષે

મારે કોઈ સાધકના ઉપર થતો વૃત્તિનો હુમલો પાછો વાળવાને મદદ કરવી હોય તો એ કામ કાઈ ફક્ત એક પત્ર લખીને થઈ શકે નહિ, એને માટે મારે એને 'બળ' મોકલવુ જોઈએ અથવા તો એકાગ્રતા કરીને એનુ કામ મારે કરવું જોઈએ ૧૯ ૧૨ ૧૯૩૪

હુ જે એકાગ્રતા કરુ છુ તે એક ખાસ કાર્ય સાધવા માટે હોય છે—એ કાઈ જીવનથી વિખૂટી ધ્યાનની અવસ્થા નથી હોતી હુ જ્યારે એકાગ્રતા કરુ છુ ત્યારે બીજા લોકોના ઉપર, જગતની પરિસ્થિતિના ઉપર, શક્તિઓની ચાલી રહેલી લીલાના ઉપર હુ કાર્ય કરુ છુ હુ કહેવા એ માગું છુ કે બધો વખત કાગળો વાચવા અને લખવામાં ગાળવો એ પૂરતુ નથી હુ કાઈ ધ્યાનરત સન્યાસી થવાની માગણી કરતો નથી ૧૯ ૧૨ ૧૯૩૪

તમને પોતાને યોગ સાધનાના જે મોટા મોટા સાક્ષાત્કારો છે તેનો અનુભવ થયો નથી અને તમે નિર્ણય બાધો છો કે એવા સાક્ષાત્કારો અશક્ય છે! પણ જે ઘણા લોકોને એ સાક્ષાત્કારો થયા છે તેમનુ શુ?—એટલે કે બહારના જગતમાં અને અહીં આશ્રમમા પણ થયા છે તેમનુ શુ? એનું મૂલ્ય જ નહિ? તમે તમારા પત્રમા એમ સૂચવો છો કે કર્મ દ્વારા મે કાઈ જ મેળવ્યુ નથી?

એ તમે કેવી રીતે જાણ્યું ? —મેં હજી સુધી મારી સાધનાનો ઇતિહાસ લખ્યો નથી—જો મેં લખ્યો હોત તો તમે જોઈ શકત કે કર્મને અને કામને મારા સાક્ષાત્કારના એક મુખ્ય સાધન તરીકે મેં સ્વીકાર્યું ન હોત તો કોઈ પ્રકારની સાધના કે સાક્ષાત્કાર—સિવાય કે નિર્વાણ,—થયા જ ન હોત.

૧૯.૧૨.૧૯૩૪

અને કરવા માગું તો પણ કયા કૃષ્ણન મારે પડકાર કરવો,—ગીતાના કૃષ્ણ જે પરાત્પર, પર બ્રહ્મ પુરુષોત્તમ છે, જે વિશ્વરૂપ હોઈ વિશ્વસકલના સ્વામી છે, જે સર્વમાં બિરાજમાન વાસુદેવ છે, સર્વ ભૂતોના હૃદયમાં વ્યાપી રહેલા છે તેમને, કે પછી, વૃંદાવન, દ્વારકા અને કુરુક્ષેત્રમાં જે અવતાર રૂપે પ્રગટ થયા હતા, મારી યોગ સાધનાના જે ગુરુ હતા અને જેની સાથે મેં એકતા સિદ્ધ કરી છે તે શ્રી કૃષ્ણને? ૨૫.૨.૧૯૪૫

કૃષ્ણ પ્રત્યેનું તમારું વલણ બાધારૂપ નથી એ મેં ક્યારનું યે સ્પષ્ટ કહેલું છે એમ હું ધારતો હતો. ..... શ્રી કૃષ્ણે મારી પોતાની સાધનામાં જે મોટો અને ખરેખર આગળ પડતો ભાગ ભજવ્યો છે તે જોતાં તમારી સાધનામાં એમનો જે ભાગ હોય તે બાધક ગણાય એ તો વિચિત્ર જ કહેવાય. ..... તમે શ્રી કૃષ્ણ સુધી સાક્ષાત્કારમાં પહોંચો તો તમે પ્રભુને પહોંચ્યા સમજવું; તમે શ્રી કૃષ્ણને તમારું સમર્પણ કરશો તો તમે મને સમર્પણ કર્યા બરાબર છે.

૧૮.૬.૧૯૪૩

અતિમનસનું અવતરણ થાય તે માટે હું જે પ્રયત્નો કરું છું તે કાંઈ મારી પોતાની મહત્તા સ્થાપન કરવા માટે નથી. માણસો જે અર્થમાં સમજે છે તેવી મહત્તાની કે લઘુતાની હું લેશ પણ પરવા કરતો નથી. પાર્થિવ ચેતનામાં અંતરના સત્યનું એક તત્ત્વ, એક પ્રકાશ, સંવાદ અને શાંતિ હું લાવવા માગું છું. એ ઊર્ધ્વમાં રહેલા તત્ત્વને હું જોઈ શકું છું અને તે શી વસ્તુ છે તે પણ હું જાણું છું,—ઉપરની ભૂમિકામાંથી મારી ચેતના ઉપર એનો પ્રકાશ આ દિવ્ય તત્ત્વ પસારી રહેલું છે એ પણ હું અનુભવું છું. અને માનવની

પ્રકૃતિ અર્ધ પ્રકાશ અને અર્ધ અંધકારની બનેલી છે તેવી ચાલુ રહે તેને ઠેકાણે માનવની સમગ્ર સત્‌તાને એ તત્ત્વ પોતાની જન્મસિદ્ધ દિવ્યતામાં લઈ લે એ પરિસ્થિતિ લાવવા માટે હું પ્રયત્ન કરું છું. આ અતિમનસના સત્યના અવતરણને પરિણામે અહીં દિવ્ય ચેતનાના વિકાસનો માર્ગ ખુલ્લો થાય એ વસ્તુને હું પાર્થિવ ભૂમિકા ઉપર થઈ રહેલી સમુત્ક્રાંતિનો આખરી ઉદ્દેશ હું માનું છું. મારા કરતાં વધારે મહાન પુરુષોને આ દર્શન અને આ આદર્શ ન દેખાયા હોય તેથી કરીને મારી સત્યની સમજણને અને મારા સત્યના દર્શનને મારે ન અનુસરવું એવી દલીલ થઈ શકે નહિ. કૃષ્ણે જે વસ્તુ સાધવા માટે પ્રયત્ન નથી કર્યો તે સાધવાનો પ્રયત્ન કરવા માટે માનવની બુદ્ધિ મને મૂર્ખ ગણતી હોય તો હું તેની જરા પણ પરવા કરતો નથી. એમાં ક્ષ કે જ્ઞ નો કે બીજા કોઈનો સવાલ જ નથી. એ સવાલ તો મારી અને ઈશ્વર વચ્ચેનો છે—એટલે કે ઈશ્વરનો એ સંકલ્પ છે કે નહિ, મને એ સત્યનું અવતરણ કરાવવા માટે, અથવા તો એનું અવતરણ થઈ શકે તે માટેનો માર્ગ તૈયાર કરવા માટે, અથવા તો એવું અવતરણ શક્ય બનાવવા માટે મોકલવામાં આવ્યો છે કે નહિ. બધા માણસોને કરવી હોય તો ભલે મારી હાંસી કરે, અથવા મારી ધૃષ્ટતાને લઈને એ માર્ગમાં નડતી સઘળી યાતનાઓ ભલે મારા પર આવી પડે,—હું મારું કાર્ય ચાલુ રાખવાનો છું, કાં તો હું વિજય પ્રાપ્ત કરીશ કે ખતમ થઈ જઈશ ત્યાં સુધી. આ ભાવપૂર્વક હું અતિમનસની પાછળ પડ્યો છું મારે કે બીજા કોઈને માટે મહત્તાનો શિકાર કરવાની અહીં વાત જ નથી. ૧૦.૨.૧૯૩૫

ફક્ત મારે માટે અતિમનસ પ્રાપ્ત કરવાનો મારો બિલકુલ ઇરાદો નથી, હું કશું મારે પોતાને માટે કરતો નથી, કારણ કે મને પોતાને કશાની જરૂર નથી, નથી મોક્ષની કે નથી અતિમનસના રૂપાંતરની. હું અતિમનસના અવતરણ માટે પ્રયત્ન કરું છું તે એટલા માટે કે પાર્થિવ ચેતનાને માટે કરવાનું તે એક કામ છે, અને મારી અંદર તે સિદ્ધ ન થાય તો બીજા માણસોમાં તે થઈ શકે નહિ. અતિમનસનું મારું રૂપાંતર એ ઊર્ધ્વ ચેતનાનાં દ્વાર પાર્થિવ

ચેતનાને માટે ખુલ્લાં કરવાની ફક્ત એક ચાવી છે, એને પોતાને ખાતર એ પ્રયત્ન હોય તો તે કેવળ નિરર્થક છે એપ્રિલ ૧૯૩૫

મેં મારી જાતને 'અતિ માનવ' કહી છે કે નહિ તેની મને ખબર નથી પરંતુ એ નક્કી છે કે સામાન્ય માનવ ચેતનાથી મેં ઊર્ધ્વમાં આરોહણ કર્યું છે, નહિ તો ભૂ પર ચેતનામાં અતિમનસનું અવતરણ કરાવવાનો મને ખ્યાલ જ ન આવે ૧૫ ૯ ૧૯૩૫

'મને ચૂકેલા' વિચારોને દૂર કરવાની મારી પદ્ધતિ એ રહેલી છે કે દૃષ્ટિબિંદુઓની પુનર્ઘટના કરવી અથવા તો તેમને સુધારી લેવા એ પદ્ધતિને નામ આપવું હોય તો હું એને વિવેક શક્તિ નહિ પણ સહજ જ્ઞાનના પ્રકાશની પુનર્ઘટના કહું એક સમય એવો હતો જ્યારે મારી અંતરની યોજનામાં 'માનવજાતિ'ને મેં જોઈએ તે કરતાં વધારે મહત્ત્વનું સ્થાન આપ્યું હતું, અને એ અતિશયોક્તિ સાથે કેટલાક વિચારો પણ મારામાં હતા જેમનામાં ગુધારા કરવાની જરૂર હતી માત્ર એ દૃષ્ટિબિંદુમાં જે પરિવર્તન થયું તે મારી પહેલાંની લાગણી વિષે મને શંકા થઈ તેને પરિણામે નહિ પરંતુ એક નવો જ પ્રકાશ ચેતનામાં ઉદય થયો જેમાં માનવજાતિ આપોઆપ નીચે ઊતરી ગઈ અને એનો પોતાને યોગ્ય સ્થાને ગોઠવાઈ પણ ગઈ, અને પરિણામે સઘળા વિચારોની પણ આપોઆપ પુનર્ઘટના થઈ ગઈ

૨૬ ૧૦ ૧૯૩૪

મારે જે ભાર વહન કરવાનો છે તે કેવળ દિવ્ય પ્રેમ જ વહન કરી શકે તેમ છે જે લોકોએ પૃથ્વીને તેના અંધકારમાંથી પ્રભુ પ્રત્યે ઊર્ધ્વમાં લઈ જવાનો એકમાત્ર ઉદ્દેશ સાધવા માટે પોતાના સર્વસ્વનું બલિદાન કર્યું હોય છે તે સૌને એ ભાર વહન કરવો પડે છે એપ્રિલ, ૧૯૩૪

કેવા વિચિત્ર ખ્યાલો!—કે હું તો અતિમનસવાળી ચેતના લઈને જ જન્મ્યો હતો અને કઠિન વાસ્તવિકતાઓ વિષે હું કશું જ જાણતો નથી! ભલા ભગવાન! મારું આખું જીવન કઠિન વાસ્તવિકતાઓ સાથે બાથ

ભીડવામાં વ્યતીત થયું છે,—ઇંગ્લાંડમાં મુશ્કેલી અને ભૂખમરાથી આરંભ કરીને સતત જોખમો અને ઉગ્ર આપત્તિઓમાં થઈને અહીં પોંડિચેરીમાં સતત ઉગી નીકળતી અંદરની અને બહારની કયાં યે મોટી મુશ્કેલીઓ સામે મારે ઝૂઝવું પડયું છે. બાલ્યાવસ્થાથી મારું જીવન એક સંગ્રામ રૂપે રહેલું છે, અને અત્યારે પણ તે એક સંગ્રામ જ છે: અત્યારે હું ઉપરના મેડામાં રહીને આધ્યાત્મિક અને બીજાં બહારનાં સાધનો વડે લડું છું તેથી કાંઈ એ સંગ્રામ મટી જતો નથી. પણ, અલબત્ત, અમે આ વિષે પોકાર કરતા રહ્યા નથી એટલે હું ધારું છું કે બીજાઓને એમ લાગે એ સ્વાભાવિક છે કે હું તો ભવ્ય, ઝળહળતા એશઆરામવાળા કોઈ સ્વપ્ન પ્રદેશમાં વિહરી રહ્યો છું જ્યાં જીવનની કે પ્રકૃતિની કઠણ વાસ્તવિકતાઓ કદી દેખાતી જ નથી! પરંતુ સ્વાભાવિક હોય તો પણ કેવી મિથ્યા ધારણા!

(સાધનામાં કદી નિરુત્સાહ થવુ ન જોઈએ). 'મારી પોતાની સાધના જ્યારે તમારી અત્યારે છે તેના કરતાં ઘણી વધારે આગળ વધેલી હતી ત્યારે પણ એક સામટી છ મહિના માટે અટકી જતી. હું એને બહુ મહત્ત્વ આપતો નહિ, પરંતુ એ ખાલી અથવા તો મંદતાનો સમય પસાર થઈ જાય ત્યાં સુધી મારી જાતને સ્થિર—શાંત રાખતો. ૮.૩.૧૯૩૫

પ્રશ્ન : કોઈ વાર મને ભય લાગે છે કે આખરે તમે અને શ્રી માતાજી વિશ્વથી પર કોઈ પરાત્પર અવસ્થામાં સમાધિ લઈ લેશો અને આ પાપી જગતને તેના પોતાનાથી થઈ શકે એ રીતે—પોતાને પ્રયત્ને—તરવાને કે ડૂબવાને તમે છોડી દેશો. કદાચ, એ સૌથી ડહાપણ ભર્યો માર્ગ પણ હોય—કોણ જાણે છે?

ઉત્તર : એ પ્રમાણે (સમાધિ લઈને દૂર થવાનો) કરવાનો મારો જરા પણ ઇરાદો નથી. સઘળું ભાંગીતૂટીને ચૂરા થઈ જાય તો પણ હું તો એ પ્રલયની પેલી તરફ જે નવસર્જન આવતું હોય તેના તરફ જ નજર રાખું. અત્યારે જગતમાં જે કાંઈ બની રહ્યું છે તેનાથી હું ગભરાઈ જતો નથી. કારણ કે

બધો વખત હુ જાણતો હતો કે એ રીતે બનવાનુ છે અને બુદ્ધિશાળી આદર્શવાદીઓની આશાઓ મે કદી સેવી નથી એટલે હુ નિરાશ થતો નથી

૧૦ ૮ ૧૯૩૩

(અત્યારની વિકટ પરિસ્થિતિ પરત્વે) એવા પ્રશ્ન કરવામા આવે કે ભગવાન અત્યાર કાઈક ઉકેલ બની આવે એ | ગંભીરપણે વાંછે છે કે નહિ તેના ઉત્તરમા હુ માનું છુ કે ભગવાનનો એવા ઇરાદા છે ખગ નિ સદિગ્ધ, નિરપેક્ષ ખાતરી પૂર્વક હુ જાણુ છુ ક અતિમનસ એક સત્ય વસ્તુ છે, અને વસ્તુસ્થિતિની પ્રકૃતિના બધારણમા જ અતિમનસનું આગમન અનિવાય છે પ્રશ્ન એટના જ છે ક તે કયાર અને કવી રીતે આવશ એ પણ ઊર્ધ્વ ભૂમિકામા કયાક નિશ્ચિત છે, નિર્માણ થઈ ચૂકેલ છે પરતુ અહીં, પાર્થિવ ભૂમિકામા સામસામ આથડતી શકિતઓના ઉગ્ર ઘમસાણમા એ પૂર્વનિર્મિત ભાવિનો સગ્રામ ખેલાઈ રહ્યો છે કારણ કે નિર્મિત થઈ ચૂકેલુ નિયતિનુ પરિણામ પાર્થિવ સૃષ્ટિમાં માનવ બુદ્ધિથી ઢકાયલું હોય છે અને માનવ તો ફક્ત શકયતાઓનો અને શકિતઓનો વગોળિયો નિર્મિત ભાવિની સાથે મળીને અમુક પ્રકારની સફળતા મેળવવાનો પ્રયત્ન કરી રહ્યો છે એટ | જ જોતો હોય છે

મારી શ્રદ્ધા અને મારા સંકલ્પ તો અત્યાર જ એ નિર્માણ સિદ્ધ થાય એની તરફણમા છે ૨૮ ૧૨.૧૯૩૪

અતિમનસ વિષે અતિમનસ એટલે નરી સ્વયભૂ સત્ય ચેતના અને સીધે સીધી આપોઆપ સફળ એવી સત્યની શકિત છે એટલે એના વિષે જાદુગિરીનો પ્રશ્ન જ નથી જે સત્ય નથી તે અતિમનસ નથી સ્થિરતા અને નિરવતાની પ્રાપ્તિ વિષે જણાવવાનું કે એમને માટે અતિમનસની આવશ્યકતા નથી માનવ બુદ્ધિથી ઉપર જે ઊર્ધ્વ મનસ રહેલું છે તેની ભૂમિકા ઉપર પણ એ વસ્તુઓ પ્રાપ્ત થઈ શકે તેમ છે મને એ વસ્તુઓ ૨૭ વર્ષ પહેલા, ૧૯૦૮ માં પ્રાપ્ત થઈ હતી અને અતિમનસની પ્રાપ્તિની

જરૂર વિના પણ તે નક્કર અને અદ્ભુત હતી એની હું તમને ખાતરી આપું છુ વળી, 'સ્થિરતા જે કર્મ અને ગતિના જેવી દેખાય છે' એવી સ્થિરતા વિષે હુ કશુ જાણતો નથી મને સ્થિરતા અથવા તો નીરવતાની પ્રાપ્તિ થઈ હતી—એની સાબિતી એ છે કે એ મનની કેવળ નીરવતામાથી મે ચાર મહિના 'વંદે માતરમ્'નું સચાલન કર્યું હતું, અને 'આર્ય'ના છ વર્ષના ગ્રથો લખ્યા, એમા પત્રો અને સદેશાઓ તો હુ ગણાવતો નથી જો તમે એવી દલીલ કરતા હો કે લેખન કાર્ય એ કાઈ કર્મ કે ગતિ નથી પરતુ એના જેવુ ફક્ત તે દેખાય છે, તો પણ એ જ નીરવતામાંથી મેં ઘણી શમકારક રાજકીય પ્રવૃત્તિ કરી છે અને એમાથી જ કાઈ નહિ તો આપણી ઇન્દ્રિયોને નક્કર અને સ્થૂળ લાગે છે એવો એક આશ્રમ ચલાવવામાં પણ મે મારો હિસ્સો આપ્યો છે તમે કહો કે એ વસ્તુઓ પોતે સ્થૂલ કે નક્કર છે જ નહિ—તત્ત્વની દૃષ્ટિએ તમે જરૂર કહી શકો છો,—તો તમ સીધે સીધા શકરના માયાવાદમાં જઈને પડશો—અને હુ તમને ત્યા જ પડતા મૂકીશ ૨૩ ૮ ૧૯૩૫

(હિંદમા) અત્યારે જે થઈ રહ્યુ છે તેનાથી મને નવાઈ લાગી નથી. જ્યારે હુ બગાળમા હતો ત્યારે આ વસ્તુ મે આગળથી જોઈ હતી અને લોકોને મે ચેતવણી આપી હતી કે એ જોખમ આવે એ શકય છે, અને લગભગ અનિવાર્ય છે, એને માટે એમણે તૈયાર થઈ રહેવુ જોઈએ તે વખતે કોઈએ મારી વાતને કશુ મૂલ્ય આપ્યુ ન હતુ—જો કે કેટલાક લોકોએ પાછળથી, જ્યારે મુશ્કેલી પહેલવહેલી શરૂ થઈ ત્યારે, મે કહ્યુ હતું તે યાદ કર્યું અને મારી વાત સાચી હતી એમ સ્વીકાર્યું સી આર દાસને આ મુશ્કેલી વિષે ગભીર ભય હતો અને જ્યારે તેઓ પોંડિચેરી આવ્યા (૧૯૨૩ મા) ત્યારે એમણે મને એમ પણ કહ્યુ કે આ (હિંદુ મુસ્લિમના) જોખમી પ્રશ્નનુ નિરાકરણ થાય નહિ ત્યાં સુધી અગ્રેજો હિંદમાથી જાય એમ તેઓ ઇચ્છતા નથી પરતુ અત્યારે જે ચાલી રહ્યુ છે તેનાથી હુ નિરાશ થતો નથી, કારણ કે હુ જાણુ છુ અને મે ઘણી વખત અનુભવ્યુ પણ છે કે જે માણસ ભગવાનના દિવ્ય કરણરૂપ હોય છે તેને માટે તો ઘોર અંધારાની પેલે પાર પ્રભુના વિજયનો

પ્રકાશ હોય છે. જગતમાં જે જે વસ્તુ બનવા માટે મારા અંતરમાં બળવાન અને સતત સંકલ્પ જાગ્રત રહેલો છે—આ હું અંગત વસ્તુઓ વિષે નથી કહેતો—તે તે વસ્તુ વિલંબ પછી, પરાજ્ય અથવા તો આપત્તિ પછી પણ આખરે બની આવ્યા વગર રહી નથી. એવો એક સમય હતો જ્યારે હિટલર ચારે બાજુએ વિજયી હતો અને આખી દુનિયા પર અસુરની તામસિક ઝૂંસરી આવી પડશે એવો ભય હતો. પણ અત્યારે હિટલર ક્યાં છે અને એની સત્તા ક્યાં છે? ૧૯.૧૦.૧૯૪૬

બહારના જગતમા તો એ વ્યાધિના ઘણાં જ ખરાબ ચિહ્નો જણાય છે, જેવાં કે જગતનો નિરસ્કાર, કશામા પણ શ્રદ્ધા રાખનારો ઈન્કાર, પ્રમાણિકતાનો ઘટાડો, સર્વવ્યાપી નડો, આહાર, પૈસો, આરામ, સુખચેન એ વસ્તુઓ પર અતિશય ધ્યાન, અને જગતમા હજી વધારે અનિષ્ટ પરિસ્થિતિ આવશે એવી કુઆશા વગેરે. એ બધું ગમે તેટલા તીવ્ર સ્વરૂપમાં હોય તો પણ—થોડા સમય માટેની બાહ્ય ઘટના છે. જે લોકોને વિશ્વમાં કાર્ય કરી રહેલી શક્તિના અને ચેતન તત્ત્વના કાર્યનું જ્ઞાન છે તેઓ એ પરિસ્થિતિ માટે તૈયાર હતા. હું પોતે આગળથી જાણતો હતો કે આ અતિ વિકટ પરિસ્થિતિ આવશે, ઉષાના આગમન પહેલાં આવતી રાત્રિની પેઠે. એટલે હું નાહિંમત થતો નથી. અંધકારની પાછળ કઈ વસ્તુ તૈયારી કરી રહી છે તે હું જાણું છું

જગતમાં કાર્ય કરી રહેલી નિમ્ન શક્તિઓની સાથે એટલી બધી, ન છૂટી શકે એવી રીતે, ભળી જાય છે કે એનાં પરિણામો—ગમે તેટલા સમર્થ યા તો તાત્કાલિક હેતુ સાધવા માટે ગમે તેટલા પૂરતાં ગણાય તેવાં હોય તો પણ—ફરજિયાતપણે મર્યાદિત જ હોવાં જોઈએ. એટલે જ તો, ઑગસ્ટ ૧૫મીને દિવસે મને સ્વતંત્ર હિંદની વરસ ગાંઠની ભેટ મળે છે,—પણ એ ભેટ બે સ્વતંત્ર હિંદના બે પડીકાંના ગુંચવાડે ભરેલા રૂપમાં. આ ઉદારતા સિવાય હું ચલાવી લઈ શકત,—અખંડ હિંદ રૂપે એક જ સ્વતંત્ર હિંદ મારે માટે પૂરતું થઈ પડત. ૭.૭.૧૯૪૭

(પત્ર વ્યવહાર વિષે)—કાગળોના અર્થહીન પર્વતને ઉકેલવો એ કાર્યને હું મારા જીવનનો મુખ્ય ઉદ્દેશ ગણું અને બીજા બધા ય ઉચ્ચ ઉદ્દેશોને બાજુ પર મૂકી દઉં તો હું ખરેખર અક્કલ વગરનો મૂર્ખ જ હોવો જોઈએ. પત્ર-વ્યવહારને મેં અગત્ય એટલા માટે આપી છે કે મારો મુખ્ય હેતુ પાર પાડવા માટેનું તે એક અસરકારક સાધન છે. ... ...

(ઘણા સાધકોને પત્ર વ્યવહારથી મદદ થઈ છે અને એમણે પ્રગતિ કરી છે)— અલબત્ત, એ તો નિ:શંક છે કે એ મદદ કે પ્રગતિ ફક્ત પત્ર-વ્યવહારને લઈને નહિ પરંતુ સ્થૂલ પ્રકૃતિના ઉપર વધારે ને વધારે દબાણ કરી રહેલ શક્તિને પરિણામે થયાં હતાં. પરંતુ એના કાર્યને માટે વાહિનીની યાને નાળિકાની જરૂર હતી, અને પત્ર વ્યવહારે તે જરૂર પૂરી પાડી. ૧૨.૧.૧૯૩૪

દરરોજના દસ કલાક 'નજીવા' કાગળો લખવાનું ચાલુ રાખીને હું નવી જાતિનું સર્જન કરવાનો છું એમ લખવામાં તમારો મુદ્દો શો છે તે હું સમજી શકતો નથી. અલબત્ત, એ પ્રમાણે નવું સર્જન ન જ થાય—અને ઉપયોગી કાગળો લખવાથી પણ ન થાય. હું મારો સમય સુંદર કાવ્યો લખવામાં ગાળું તો પણ નવી જાતિ એનાથી નહિ સર્જાય. પ્રત્યેક પ્રવૃત્તિ એને પોતાને સ્થાને અગત્યની હોય છે—ઈલેક્ટ્રોન કે પરમાણુ કે કણ પોતે

ઘણી જ નાની વસ્તુઓ ભલે હોય પરંતુ એમને પોતાને સ્થાને એમના શિવાય ચાલી ન જ શકે,—એમના વિના જગત રચાય નહિ. ડિસેમ્બર, ૧૯૩૩

તમે કહો છો તે બધી દલીલો માનસિક પ્રશ્નોના ઉત્તર આપતાં મને કેવી રીતે અટકાવી શકે તે હું સમજી શકતો નથી. મેં જ તમને બતાવી આપ્યું છે કે જો કોઈ દિવ્ય હેતુને માટે તે કરવાનું હોય તો તે કર્તવ્ય કર્મ છે. શ્રી રામકૃષ્ણે પોતે હજારો પ્રશ્નોના ઉત્તરો આપ્યા છે.

પ્રશ્ન: તમારા તરફથી અમને જે પત્રો મળે છે તેમાં શકિત રહેલી હોય છે એ સાચું છે?

ઉત્તર: હા, એમાં શકિત મૂકવામાં આવે છે. ૨૪.૯.૧૯૩૩

હું જે કાંઈ લખું છું તેનાથી ઘણુંખરું માનસિક ચેતનાને—બુદ્ધિને —મદદ થાય છે, અને તે પણ ઘણી ઓછી. કારણ કે હું લખું છું તે વસ્તુને લોકો વાસ્તવિક રીતે સમજતા નથી,—તેઓ એમાંથી પોતાનો અર્થ તારવી કાઢે છે. અંતરની મદદ તદ્દન જુદી જ વસ્તુ છે અને એમાં ગરબડ થવાનો સંભવ નથી, કારણ કે એ તો ચેતનાના સત્વને, નહિ કે કેવળ મનને, પહોંચે છે. ૬

૧૦.૫.૧૯૩૬ (?)

પડે છે. બપોરના ત્રણ કલાક, અને સવારના છ સુધી આખી રાત એના ઉપર હું કામ કરું છું. એટલે ઘણા સવાલોવાળો લાંબો કાગળ મને મળે તો એનો જવાબ હું એકદમ ન પણ આપી શકું. એ વસ્તુ પર આટલા બધા અશાંત થઈ જવું અને યોગ સાધનાને બાજુ પર મૂકવા તૈયાર થઈ જવું તદ્દન તર્કવિરુદ્ધ છે. ૧૭.૬.૧૯૩૩

અત્યારના જગતના કટોકટીના પ્રસંગે જ્યારે કોઈ અસાધ્ય આપત્તિ આવી ન પડે તેને માટે મારે આખો વખત સતત જાગ્રત અને એકાગ્ર રહેવાનું છે,—અને હજી પણ એ તો કરવાનું ચાલુ છે,—અને વધારામાં, અંતરના આધ્યાત્મિક કાર્યની મોટી ક્રિયાના ઉપર પણ એટલી જ એકાગ્રતા કરવાની જરૂર છે ત્યારે (એકાંત સેવનનો અને પત્ર વ્યવહાર દ્વારા સંપર્ક મર્યાદિત કરવાનો) જે નિયમ મેં કર્યો છે તેનો ત્યાગ કરવો શક્ય નથી. ...
તેમ છતાં, મેં મારો નિયમ તોડયો છે અને તે તમારે એકલાને માટે તોડયો છે: એનો અર્થ પ્રેમનો અભાવ અને સખ્ત પથ્થર જેવી ઉદાસીનતા કેવી રીતે થઈ શકે તે હું સમજી શકતો નથી. ૨૯.૫.૧૯૪૨

જરૂર, મારી શક્તિ આશ્રમ અને એની પરિસ્થિતિમાં મર્યાદિત નથી. તમે જાણો છો તેમ, વિશ્વયુદ્ધનો સાચી દિશામાં વિકાસ થાય તે માટે સહાય કરવા માટે તથા માનવના જગતમાં પરિવર્તન લાવવા માટે એનો મોટો ભાગ વપરાય છે. આશ્રમના ઉદ્દેશની બહાર અને સાધના ઉપરાંત વ્યક્તિગત હેતુને માટે પણ એ શક્તિનો પ્રયોગ થાય છે; અલબત્ત, એ કાર્ય મૌનમાં અને મુખ્યત્વે આધ્યાત્મિક ક્રિયાદ્વારા કરવામાં આવે છે. ૧૩.૩.૧૯૪૪

ઉન્માદ અને ઉમંગ હોય એ બરાબર છે અને ઘણા જરૂરી પણ છે પરંતુ આધ્યાત્મિક સ્થિતિમાં તીવ્રતા સાથે સ્થિરતાનો મેળ કરવામાં આવે છે.

હું મારા પોતાના અનુભવ પરથી કહું છું: મારામાં નક્કર બળ છે પણ મારા કાયદેસરના હક્ક મને ન આપે તેની સામે ભભૂકી ઉઠનાર અગ્નિ મારામાં બહુ નથી. છતાં હું નિર્બળ છું યા તો મરેલો છું એમ અનુભવતો નથી.

કદી પણ અશાંત ન થવાનો, અશાન્તિને દૂર ફેંકી દેવાનો, મેં હમેશને માટે નિયમ કર્યો છે,—છતાં જ્યારે જ્યારે જરૂર પડી છે ત્યારે મારા નક્કર બળનો ઉપયોગ હું કરી શક્યો છું તમે કહો છો તે ઉપરથી તો રાજસિક શકિત અને ઉગ્રતા એ જ માત્ર બળ હોય અને તે સિવાયનું બધું મૃતપણું અને નિર્બળતા છે એમ લાગે. પણ એ સાચુ નથી—સ્થિર આધ્યાત્મિક બળ સેંકડો ગણું વધારે બળવાન હોય છે, એ ભભૂકી ઊઠતું અને પાછુ ઓલવાઈ જતું નથી, પરંતુ તે એકધારુ, અટલ અને સદા ક્રિયાશીલ હોય છે   ૨૧.૧૦.૧૯૩૩

આધ્યાત્મિક શકિતના કાર્ય વિષે મેં કાંઈ લખ્યું નથી કારણ કે એ વસ્તુ એટલી બધી અટપટી છે કે થોડામા તે બરાબર રજૂ કરી શકાય તેમ નથી. ... એની એક ચાવી એ છે કે એ શકિત શૂન્યમાં અને કશી શરત વિના, કાર્ય કરતી નથી, ખાલી કાગળ ઉપર કે હવામાં જ 'પ્રકાશ થાઓ અને પ્રકાશ થયો'—લખીએ એ રીતે. વિશ્વમાં કાર્ય કરી રહેલી શકિતઓના ઘણા જ સંકુલ ગુંછળા ઉપર તે કાર્ય કરે છે અને તેમના કાર્યની વચમાં પડે છે, તથા એમની પરિસ્થિતિમાં અને પરસ્પર કાર્યપ્રતિકાર્યમાં અને પરિણામમાં ફેરફાર કરી નાંખે છે અને નવી પરિસ્થિતિ, ગતિ અને પરિણામ શકય બનાવે છે.

એ કાર્ય કરવામાં આધ્યાત્મિક શકિતને અમુક વિરોધ પણ નડે છે, ઘણી વાર કાર્ય કરી રહેલી અને કાર્યક્ષેત્ર જેમના કાબુમાં પહેલેથી હોય છે તે શકિતઓ તરફથી એનો સખ્ત વિરોધ કરવામાં આવે છે. એમનો સફળ સામનો કરવા માટે ત્રણ વસ્તુઓ જરૂરી છે. ૧. જે બળ મૂકયું હોય તેની પોતાની શકિત એટલે કે એનું કેવળ દબાણ અને સીધેસીધું કાર્ય (અહીં વ્યકિત, એની અવસ્થા અને એનું શરીર), (૨) આધ્યાત્મિક બળનું કરણ યાને સાધન (તમે પોતે); અને (૩) કરણ સામગ્રી—(દવા, ઉપચાર વગેરે).

મેં એ બળનો એકલાનો—કોઈ પણ માનવ કે બાહ્ય કરણનો આશ્રય લીધા સિવાય—ઘણી વાર પ્રયોગ કરેલો છે, પરંતુ એમાં સ્વીકાર કરનાર વ્યકિત અને એની સ્વીકાર શકિત પર બધો આધાર રહે છે,—સિવાય કે

ગૂઢ શકિતનો પ્રયોગ કરીને વ્યાધિ મટાડનારા લોકો પેઠે કોઈ અદૃષ્ટ સત્ તાઓ કે શકિતઓ મદદ કરતી હોય ૨૪ ૧ ૧૯૩૬

કલકત્તાના જ્યોતિષી—નારાયણે હુ કોણ છુ તે જાણ્યા સિવાય, મારુ નામ રાજકીય મિત્રમા જાણીતુ થયુ તે પહેલાના દિવસોમા, ભવિષ્ય ભાખ્યુ હતુ કે મ્લેચ્છ દુશ્મનો સાથે મારે લડવુ પડશે અને ત્યાર પછી મારી સામે ત્રણ વાર આરોપ મૂકવામા આવશે અને ત્રણે વાર હુ છૂટી જઈશ એમણે જ્યોતિષમા એવુ પણ જોયુ હતુ કે મારા જન્માક્ષરમા મારુ મૃત્યુ ત્રેસઠમે વર્ષે નિર્મિત છે તો પણ હુ યોગશકિત વડે જીવનને ઘણા લાબા વખત સુધી લંબાવી શકીશ અને પાકી વૃદ્ધાવસ્થાને પહોચીશ હકીકતમા, મારા શરીરમા ઘર કરી બેઠેલા,—હમેશના થઈ ગયેલા કેટલા યે વ્યાધિઓને મે યોગ શકિતના દબાણથી દૂર કરી દીધા છે ૮ ૧૨.૧૯૪૯

સાહિત્ય અને કળા અંતરના સત્નો પરિચય સાધવાના પહેલા સાધનો હોય છે અથવા તો થઈ શકે છે (એટલે કે આતર મનનો અને આતરના પ્રાણનો પરિચય કરવાના )

હા હુ જ'ને મદદ કરી રહ્યો છુ એ સાચુ છે જ્યારે કોઈને પોતાની સાહિત્ય શકિતને ખરેખર ખીલવવી હોય છે ત્યારે તેને મદદ કરવા માટે હુ આધ્યાત્મિક શકિતનો પ્રયોગ કરુ છુ ૧૧ ૬ ૧૯૩૫

(એના પુસ્તક વિષે) હુ કશુ કહેવા ઈચ્છતો નથી, કારણ કે જુવાન અને નવા લેખકને જો હુ ભારપૂર્વક ઉત્સાહ આપી ન શકુ એમ હોય તો હુ મૌન રહેવું વધારે પસં૰ કરુ છુ દરેક લેખક એને પોતાને માર્ગે વિકાસ સાધવાને મુકત હોવો જોઈએ ૩૧ ૫ ૧૯૪૩

મારે એ પણ કહેવુ જોઈએ કે રાજકારણમા હુ કાઈ પણ વધારે કરી શકુ તેમ નથી એમ લાગવાથી મે એનો ત્યાગ કર્યો નથી, એવો ખ્યાલ મને કદી આવ્યો નથી હુ અહીં આવતો રહ્યો એનુ કારણ એ છે કે મારી સાધનામાં કશી વસ્તુ ખલેલ કરે એવું હુ ઈચ્છતો ન હતો, અને મને એ બાબતનો ખૂબ

સ્પષ્ટ આદેશ મળ્યો હતો. મેં રાજકારણ સાથેનો સંબંધ બિલકુલ કાપી નાંખ્યો છે, પરંતુ એમ કરતાં પહેલાં મને અંતરમાંથી જ્ઞાન થયું હતું કે મેં જે કાર્યની શરૂઆત કરી હતી તે આગળ ધપવાને સર્જાયલું છે, અને તે પણ મેં જે દિશા જોઈ હતી તે દિશામાં. પણ એ કાર્ય બીજા લોકો કરશે અને મેં જે ચળવળનો આરંભ કર્યો હતો તેનો આખરી વિજય મારા અંગત કાર્ય કે હાજરી વિના પણ થવાનો છે એવી ખાતરી મને અંતરમાંથી મળી હતી. મારી જાતને મેં રાજકારણમાંથી ખેંચી લીધી તેની પાછળ નિષ્ફળતા, હતાશા, નિરુત્સાહ કે નિરર્થકતાનું ભાન એ ઉદ્દેશો મુદ્દલે ન હતા.

ઑક્ટોબર, ૧૯૩૨

(દુઃખનું શારીરિક આનંદમાં રૂપાંતર)— ખરું જોતાં, અલિપુર જેલમાં હું હતો ત્યારનો એ પ્રયોગનો આરંભ જૂનો છે. મારી કોટડીમાં ખૂબ લાલ અને ક્રૂર દેખાતી લડાયક કીડીઓ મને કરડતી ત્યારે મને આશ્ચર્ય સાથે જ્ઞાન થયું કે સુખ અને દુઃખની લાગણી એ આપણી ઇન્દ્રિયોએ દૃઢ કરેલા સંસ્કારો છે. ૧૩.૨.૧૯૩૨

મારા મનમાં પણ 'ગુરુગિરી' વિરુદ્ધ એ જ પ્રકારના ઉગ્ર વાંધાઓ હતા, પણ વસ્તુસ્થિતિમાં રહેલી ક્રૂર પરિહાસ વૃત્તિને લઈને કહો, અથવા ખરું જોતાં, એની પાછળ રહેલ કોઈ અપરિહાર્ય સત્યને લઈને, મારે પોતાને ગુરુ થવાની ફરજ પડી, અને ગુરુવાદનો પ્રચાર કરવો પડ્યો. દૈવ આવું છે!

૧૬.૧.૧૯૩૬

લાંબો વખત આગબોટમાં મુસાફરી કર્યા પછી બોટમાંથી ઊતરીને ચાલતાં એક બે વાર હિંચોળા જેવી લાગણી થઈ હતી, જાણે કે મારી આજુબાજુની જમીન આગબોટ પેઠે ડોલતી ન હોય. અલબત્ત, એ સંસ્કાર સ્થૂલ દેહના સૂક્ષ્મ કોશમાં હતો પરંતુ પૂરતો પ્રત્યક્ષ અને જીવંત હતો. ૪.૪.૧૯૩૫

જાગ્રત ચેતના વસ્તુઓમાં રસ લેતી અટકી ગઈ હોય તો પણ એવાં સ્વપ્નાં વર્ષોનાં વર્ષો સુધી આવ્યા કરી શકે છે. માનવની અવચેતના જૂનાં

સંસ્કારોને ચાલતી રાખવામાં અનિષ્ટ કુટેવ રહેલી હોય છે. મને લાગે છે કે એક કાન્તિકારી ભૂતકાળને વળગુ અને બીજુ જેમાં વડોદરાના મહારાજ—તથા ચર—રૂપકે પણ હતા એને મેં સ્વપ્ના છેક હમણાં સુધી આવતાં જ્યારાં છે—એવા લોકો તેના હતા જેમના વિષે છેલ્લાં ત્રીસ વર્ષ દરમિયાન ઉંડો વિચાર પણ મેં કર્યો નથી' એમ થવાનુ કારણ હુ એમ માનુ છુ કે અવચેતનાનુ કાર્ય જ પોતાનાના સમગ્ર ભૂતકાળને ચાલતી રાખવાનુ છે, અને એમા અવચેતન માનસની એવાજની હોવાથી એ પોતાના ધર્મને વળગી રહે છે એની ઉપર ઊર્ધ્વ ચેતનાના પ્રકાશનુ અવતરણ સંપૂર્ણપણે થાય અને એને ખૂણે ખાંચરે બધે એ પ્રકાશ પોતાના કિરણો પ્રસારે ત્યા સુધી એ પ્રમાણે બને છે
૧૭ ૧૨ ૧૯૩૪

ધ્યાન અંકો કાઢવાનો ઉદ્દેશ જનસમાજ આ ગળ મારુ પ્રદર્શન કરવાનો અને મારા વિષે સઘળુ એમને બતાવી આપવાનો નથી એટલે કે જાહેર મચના ઉપર મારા સર્વ શક્ય પ્રયોગો મારી પાસે કરાવવા એવો ઉદ્દેશ નથી. એનો ઉદ્દેશ આ યોગ કેવા પ્રકારનો છે તેનો, તથા આશ્રમમા જે કાંઈ પ્રવૃત્તિ ચાલે છે તેનો સિદ્ધાંત શો છે એની સાથે વાચનાર જનતાનો પરિચય કરાવવાનો છે આશ્રમની પોતાની ખાનગી બાબતો જાહેર માટે નથી—વધારેમા વધારે લોકો જોઈ શકે એટલો જ ભાગ તેમને માટે છે અર્થાત્ મારી પોતાની અંગત કે ખાનગી કશી કોઈ બાબત એમાં મૂકવાની મના છે મારી વિચારધારાને સમજવા ખાતર તથા મારુ જીવનવ્રત—કાર્ય—શું છે તે જાણવા ખાતર જાહેર જનતાને માટે જેટલે અંશે જરૂરી હોય તેટલો જ ફક્ત મારો ઉલ્લેખ એમાં હોવો જોઈએ તમે જોયુ હશે કે મારુ જીવનવૃત્તાંત જ એવી રીતે લખવામા આવ્યું છે કે એમાંથી સપાટી ઉપરની ચોક્કસ અરગી—ભુખરાશની—ઘટનાઓ જ માત્ર મળી આવે,—વધારે કશું જ નહિ ન્યુસ પેપરના વિશિષ્ટ લક્ષણના બને ના મહાન બાર્નમ સર્કસમા ઈનામ માટે લડનાર જો ઝેન્સની સાથે, ડગ્લાસ ફેઅરબેન્કની કે એચ જી વેલ્સની સાથે, કિંગ જ્યૉર્જ અને ક્વીન મેરીની સાથે, હેલી સલાસીની કે હૉબ્સ, હિટલર

અને જેક્સ પી ઈપર (કે એને ઠેકાણે જે કોઈ આધુનિક પુરુષ હોય તેની) સાથે અને મુસોલિની સાથે કે એ બધાની હરીફાઈમાં મને મૂકવાની સઘળી વૃત્તિને માનસમાંથી સખ્તાઈપૂર્વક રૂખસદ આપવી જોઈએ સદા અને સર્વદાને માટે. ૨૪.૯.૧૯૩૫

તમે મારું જીવન ચરિત્ર આપવાનો ખંતીલો પ્રયત્ન ચાલુ રાખ્યો જણાય છે—શું એ ખરેખર જરૂરી કે ઉપયોગી છે? એ પ્રયત્ન નિષ્ફળ જવાને બંધાયલો છે કારણ કે તમે કે બીજું કોઈ મારા જીવન વિષે કશું જ જાણતું નથી, મારું જીવન માનવોને જોવા માટે સપાટી ઉપર રહેલું નથી.

એમાં તમે મારા રાજકીય કાર્યનું એક પ્રકારનું વર્ણન આપ્યું છે પરંતુ મારા મન પર એની જે છાપ પડી છે, અને તમારી વાંચનાર જનતા ઉપર પણ હું ધારું છું કે જે છાપ પડશે, તે એક જુસ્સાવાળો આદર્શવાદી માણસ વાસ્તવિકતાની કશી પકડ વિના તથા કોઈ પ્રકારની બુદ્ધિમાં ઊતરે એવી રાજકીય કાર્ય પદ્ધતિ કે કર્મની યોજના સિવાય જ અશક્ય ઉદ્દેશ પ્રત્યે—(પથ્થરની ભીંત સાથે માથું પછાડવાની—જેને બહુ અક્કલવાળી પ્રવૃત્તિ ભાગ્યે કહી શકાય) આંધળિયા કરીને ધસ્યે જતો હોય તેની છે. એ પ્રકારના ચિત્રથી પશ્ચિમના વ્યવહારુ લોકો પર સારી છાપ ભાગ્યે પડે અને એથી એમને શકા થવાનો સંભવ છે કે કદાચ મારી યોગ સાધના પણ એ જ પ્રકારની કોઈ વસ્તુ હશે '

પણ મારું જીવનચરિત્ર લખવાની જ શી જરૂર છે? શું તે ખરેખર આવશ્યક છે? મારા અભિપ્રાય પ્રમાણે, માણસ શું ભણે છે અથવા તો તે કઈ સ્થિતિમાં છે કે તેની કીર્તિના ઉપર કે તે શું કરે છે તેના પર તેના મૂલ્યનો આધાર નથી, પરંતુ માનવ પોતે શું છે? અને અંતરમાં તે શું બન્યો છે—થયો છે તેના ઉપર છે

શરૂઆતથી જ સ્થૂલ પ્રકારે અમે અતિમનસમાં રહેતા હોત તો અમારી પાસે કોઈ આવી શકત નહિ અને કોઈ પ્રકારની સાધના પણ થઈ ન શકત.

અમારી સાથે પૃથ્વીનો અને માનવનો સબંધ જ થાત નહિ. માનવને મળવા માટે પ્રભુને પોતાના પર પડદો નાખવો પડે છે ૧૫ ૯ ૧૯૩૫

શ્રી માતાજીની અને મારી ચેતના એક જ છે, જેમા એક જ દિવ્ય ચેતના વસે છે, કારણ કે લીલાને માટે એવુ દ્વૈત આવશ્યક છે શ્રી માતાજીના જ્ઞાન અને શકિત વગર, એમની ચેતના વગર, કાઈ જ થઈ શકે નહિ— કોઈ વ્યકિત માતાજીની ચેતના ખરેખર પોતાનામા અનુભવે તો એણે જાણવું જોઈએ કે હુ એની પાછળ છુ જ, અને એને મારી ચેતનાનો અનુભવ થાય તો માતાજી પણ પાછળ છે જ ૧૩ ૧૧ ૧૯૩૪

હુ સાધનાના માર્ગ પર બેઠો છુ એમ તમારા ગુરુએ કહ્યુ એનો શો અર્થ છે તે હુ સ્પષ્ટપણે સમજી શકતો નથી, એ વાત ૧૯૧૫ અને ૧૯૨૦ વચ્ચેનાં વર્ષો માટે,—જ્યારે હુ 'આર્ય' લખતો હતો પણ સાધના અને કાર્ય માતાજીના આગમન માટે વાટ જોઈ રહ્યા હતા તે સમયને માટે, સાચી કહી શકાત પણ ૧૯૨૩ કે ૨૪ માં હુ માર્ગ પર બેઠો હતો એવું વર્ણન સાધના પૂરતુ તો ન કહી શકાય ૧૬ ૯ ૧૯૩૫

(સૂર્યથી પ્રકાશિત, સીધો, સ્પષ્ટ, સાધના માર્ગ) એની ભલામણ હુ કરુ છુ એનું કારણ એ નથી કે હુ પોતે એ સૂર્ય પ્રકાશિત માર્ગે ચાલ્યો છુ, અથવા તો મુશ્કેલીઓ, દુખો અને જોખમોથી દુર ભાગ્યો છુ એ વસ્તુઓનો પૂરેપૂરો હિસ્સો મને પોતાને મળેલો છે અને શ્રી માતાજીને એમના પોતાનાથી દસગણો વધારે ભાગ મળેલો છે પણ એનુ કારણ તો એ છે કે માર્ગના આદ્ય સાધકોએ વિજય મેળવવા માટે એ વસ્તુઓનો સામનો કરવાનો હોય છે સાધકને એવી કોઈ મુશ્કેલી નડી શકે તેમ નથી જે સાધનાના માર્ગમા અમારી સામે આવેલી નથી એમાની કેટલીક મુશ્કેલીઓ સામે અમારે સેકડો વખત ઝઘડવુ પડ્યુ છે ભાવિમા બીજાઓનો માર્ગ વધારે સહેલો બને એની ખાતરી કરી લેવા માટે અમે એ મુશ્કેલીઓનો ભાર વહન કર્યો છે .. એટલે 'સૂર્ય પ્રકાશિત' માર્ગ તદ્દન ગપ નથી.

પરંતુ તમે પૂછશો કે જે લોકો એ માર્ગે ચાલી ન શકે તેમનું શું? એવાને ખાતર જ હું મર્યાદિત સમયમાં અતિમનસનું અવતરણ થાય તે માટે માત્ર સર્વ પ્રયત્નો કરી રહ્યો છું.

શ્રી માતાજી અને હું પોતે વર્ષો સુધી જાતે સ્વીકારી લીધેલી જીવનની રિક્તતામાંથી પસાર થયાં છીએ' ૧૫.૧૧.૧૯૩૩

મારે તમને યાદ દેવડાવવું જોઈએ કે હું પોતે પણ એક બુદ્ધિપ્રધાન વ્યક્તિ રહેલ છું અને શંકાઓ મારે માટે નવી નથી. શ્રી માતાજીની અને મારી બુદ્ધિની એક બાજુ કોઈ રસેલની બુદ્ધિ હોઈ શકે તેટલી, અને તેનાથી પણ વધારે, ભાવાત્મક અને વ્યવહારુ પરિણામોનો આગ્રહ સેવનારી રહેલી છે. રોમા રોલાં કે બીજાઓ પ્રકાશ ઝરતા વિચારોને અને વાક્યોને સત્યની સોનાની મહોર તરીકે સ્વીકારે છે એનાથી અમે કદી પણ સંતોષ માન્યો જ ન હોત. આત્મનિષ્ટ અનુભૂતિ અને ક્રિયાશીલ, બહાર ગતિ કરનાર, તથા પોતાને મૂર્ત સાક્ષાત્કાર કરનાર આધ્યાત્મિક શક્તિ એ બેની વચ્ચે શો ફેર છે તે અમે ઘણી સારી રીતે જાણીએ છીએ. એટલે અમારા અંતરમાં શ્રદ્ધા છે—(અને પોતાના કાર્યમાં અથવા તો પોતાની પાછળ કાર્ય કરી રહેલ સત્યમાં શ્રદ્ધા વગર કોણે આ જગતમાં એક પણ મહાન કાર્ય સાધ્યું છે?) છતાં કેવળ શ્રદ્ધાના ઉપર અમે આધાર રાખતા નથી; પરંતુ જ્ઞાનની વિશાળ ભૂમિ જેનો અમે અમારી આખી જિંદગીમાં વિકાસ કર્યો છે અને જેને સતત કસોટીએ ચઢાવતા રહ્યા છીએ તેના ઉપર અમે મદાર બાંધીએ છીએ. વર્ષોના વર્ષો સુધી, રાત ને દિવસ, કોઈ પણ ભૌતિક શાસ્ત્રવેત્તા પોતાના વાદ કે પદ્ધતિને સ્થૂલ ભૂમિકા ઉપર કસોટીએ ચઢાવે છે તેના કરતાં પણ વધારે કાળજી અને ઝીણવટપૂર્વક એ જ્ઞાનની કસોટી હું કરતો રહ્યો છું. ...

૩૦.૮.૧૯૩૨

અતિમનસની શક્તિ અવતરણ કરી રહી છે, પરંતુ હજી સુધી સ્થૂલ શરીરની ચેતનાને કે જડ તત્ત્વને એણે પોતાનાં કર્યાં નથી. એ કાર્યની સામે તો ઘણો વિરોધ હજી પણ રહેલો છે. અતિમનસમાં રૂપાંતર પામેલું અધિમનસ

પૃથ્વીનો સ્પર્શ કરી ચૂકયું છે અને એ ઘટના બની છે તેને લઈને અત્યારે કાર્ય કરી રહેલી શકિત પોતે ઊર્ધ્વમાં રહેલી અતિમનસની જન્મસિદ્ધ ક્રિયામાં પલટો ખાઈ શકે છે અથવા તો અતિમનસને પોતાને ઠેકાણે કાર્ય કરવાનો માર્ગ કરી આપી શકે છે ૧૪ ૯ ૧૯૩૪

માંદગીના પ્રશ્ન વિષે જણાવવાનું કે સ્થૂલ ભૂમિકામાં પૂર્ણતાની સ્થાપના એ યોગ સાધનાના આદર્શનું ખરેખર એક અંગ છે, પણ એ ગોથી છેવટનું અંગ છે જ્યાં સુધી સ્થૂલ શરીર જેનું બનેલું છે તે અન્નમય ચેતનામાં મૌલિક પરિવર્તન થયું નથી ત્યાં સુધી ચેતનાની બીજી ભૂમિકાઓમાં સાધક અમુક પ્રકારની પૂર્ણતા પ્રાપ્ત કરી શકે છે—પણ શરીરમાં વ્યાધિથી મુકિત ન મળી હોય એમ બને અમે અમારે પોતાને માટે સિદ્ધિ કે પૂર્ણતા પ્રાપ્ત કરવાને પ્રયત્ન કરતા નથી પરંતુ સર્વ માટે સામાન્ય હોય એવા પરિવર્તનના અંગ તરીકે સિદ્ધિ માગીએ છીએ—બીજાઓ માટે પૂર્ણતા પ્રાપ્ત કરવાની શક્યતા ઊભી કરીએ છીએ ઑગસ્ટ, ૧૯૩૬

શ્રી માતાજી અને હું પોતે ઈશ્વરના નિયમ પ્રમાણે બધાની સાથે વર્તીએ છીએ માનવના ધોરણ પ્રમાણે ગરીબ કે તવંગર હોય, ઊંચ કૂળમાં કે નીચમાં જન્મેલો હોય, સૌને અમે સમાનપણે સ્વીકારીએ છીએ અને એ બધાને સમાન પ્રેમ અને રક્ષણ આપીએ છીએ સાધનામાં એમની પ્રગતિ થાય એ અમારી મુખ્ય કાળજી હોય છે—કારણ એને માટે તેઓ અહિં આવ્યા છે,—સ્વાદ ને કે પેટને સંતોષવા માટે, અથવા તો પ્રાણની સામાન્ય માગણીઓ કરવા, કે અધિકાર, સ્થાન કે આરામ માટે તકરાર કરવા માટે આવ્યા નથી
૧૧ ૧૨ ૧૯૩૩

પત્ર વ્યવહારનો જથ્થો અતિશય વધી જાય છે અને એ માગી આખી રાત અને દિવસનો ઘણો ભાગ ખાઈ જાય છે શ્રી માતાજી જે કામ કરે છે તે તો જુદું,—એમને પણ તેઓ દિવસના કરે છે તે ઉપરાત રાતે પણ ઘણો વખત કામ કરવું પડે છે ૧૯ ૧૨ ૧૯૩૩

એ તો શંકા વગરની હકીકત છે અને તે સેંકડો દાખલાથી સાબિત થયેલી છે કે ઘણા લોકો એમની મુશ્કેલી અમને ચોક્કસ નિવેદનના રૂપમાં લખે છે એ વસ્તુ એમને માટે મુશ્કેલીમાંથી મુક્ત થવાનો સારામાં સારો અને ઘણી વાર,—હમેશાં નહિ—તુર્ત જ બની આવતો, અને કેટલાકની બાબતમા તો તે જ ક્ષણે અસરકારક, ઉપાય નીવડેલો છે. અને આ બાબતનો અનુભવ અહીં સાધકોને થયેલો એટલું જ નહિ પરતુ ઘણે દૂર અને તે પણ અંતરની આધ્યાત્મક મુશ્કેલીઓ માટે જ નહિ પરંતુ માંદગી જેવી તથા વિરોધી પરિસ્થિતિના બાહ્ય દબાણ જેવી આધિ ભૌતિક બાબતમાં પણ એવી જ મુકિત ઘણાએ અનુભવેલી છે ૧૭.૧૨.૧૯૩૨

તમારે શ્રી માતાજી અને મારા સંરક્ષણમા આશ્રય લેવાની ટેવ અને શકિતનો વિકાસ હજી કરવાનો છે. .. જ્યારે જ્યારે એ (બાહ્ય મનનો આશ્રય લઈને ટીકા કરવાની) વૃત્તિ જાગ્રત થવા જાય ત્યારે ત્યારે હમેશા એ પ્રમાણે જપવુ કે 'શ્રી અરવિંદ અને શ્રી માતાજી મારા કરતા વધારે સારી રીતે જાણે છે—જે અનુભવ અને જ્ઞાન મને થયાં નથી તે એમની પાસે છે. એ જે કરતા હશે તે સારામાં સારું થાય તે માટે જ અને સામાન્ય માનવ જ્ઞાનથી વધારે મહાન જ્યોતિમાંથી કાર્ય કરતાં હશે.'

શ્રી માતાજીની નિદ્રાખરું જોતાં નિદ્રા નથી પરંતુ એક અંતરની ચેતના છે જેમાં તેઓ લોકો જોડે સંબંધમાં હોય છે અથવા તો સર્વત્ર કાર્ય કરતાં હોય છે. ૨૮.૯.૧૯૩૬

જે શકિતનો પ્રયોગ હું કરું છું તે હમેશા અસરકારક નીવડતી નથી એવું મેં પોતે તમને કહેલું છે,—બીજી બધી શકિતઓ જેમ અમુક પરસ્થિતિમાં કામ કરે છે તે પ્રમાણે એ શકિત પણ અમુક શરતો પૂરી પડે ત્યારે કાર્ય કરે છે કોઈ શરત વગર—નિરપેક્ષ પણે તો કેવળ અતિમનસની શકિત જ કાર્ય કરી શકે છે. કારણ કે તે પોતાની શરતો—યાને પરિસ્થિતિ—ઉત્પન્ન કરી લે છે પરંતુ અત્યારે હું જે શકિતનો પ્રયોગ કરું છુ તે એવા પ્રકારની છે કે એણે

અત્યારની જગતની પરિસ્થિતિમાં કાર્ય કરવાનું છે. પરંતુ એ કારણથી તે એક શકિત તરીકે મટી જતી નથી. મેં મારી જાતની ત્રણ સિવાયની બધી માંદગીઓ એનાથી મટાડી છે અને ત્રણ પણ જ્યારે જ્યારે આવેલી છે ત્યારે ત્યારે મેં એમના પર કાબુ રાખ્યો છે. એ ત્રણની હસ્તી કે શકયતા અત્યાર સુધી હું દૂર કરી દઈ શકયો નથી તેથી બીજી માંદગીઓ દૂર કરવામાં હું સફળ નીવડયો છું એ હકીકતનો છેદ ઉડી જતો નથી ૬.૨.૧૯૩૫

જો માણસ જાગ્રત—સચેતન—હોય તો વ્યાધિને સ્થૂલમાં પ્રવેશ કરતો અટકાવી શકાય છે, એ શકિત પણ માણસ પોતાનામાં ખીલવી શકે છે. અમે તો એ પ્રમાણે લાખો વખત કરી જોયેલું છે... ૨૬.૩.૧૯૩૫

પ્રશ્ન: માતાજી સઘળે છે તે કયા અર્થમાં? સ્થૂલ ભૂમિકા ઉપર બને છે તે બધી ઘટનાઓ શું તેઓ જાણતાં હોય છે?

ઉત્તર: આજે લૉઇડ જ્યૉર્જે નાસ્તામાં શું ખાધું અને રૂઝવેલ્ટે નોકરો વિષે પોતાની પત્નીને શું વાત કરી તે પણ! શ્રી માતાજીએ સ્થૂલ ભૂમિકા પર બનતી બધી ઘટનાઓ 'માનવ'ની રીતે શા માટે જાણવી જોઈએ, વારુ? એમણે જે દેહ ધારણ કર્યો છે તેમાં વિશ્વની શકિતઓના કાર્યોને જાણવાં અને તેમને પોતાના કાર્ય માટે ઉપયોગમાં લેવાં એ તેમનું મુખ્ય કાર્ય છે તે સિવાય, જે કાંઈ જાણવાની એમને જરૂર હોય છે તે તેઓ જાણે છે, કેટલીક વાર પોતાના અંતરાત્મા વડે, કેટલીક વાર બાહ્ય મન વડે એમનું જે વિરાટ-સ્વરૂપ છે તેમાં સઘળું જ્ઞાન એમને સુલભ છે, પરંતુ તેમાંથી જેટલું આગળ લાવવાની જરૂર હોય છે તેટલું જ તેઓ આગળ લાવે છે જેથી એમનું કાર્ય થાય. ૧૩ ૮.૧૯૩૩

(શ્રી માતાજી બાહ્ય સાધન સિવાય પણ [illegible] આ બધી વસ્તુઓ જાણતા હોય છે) અને કોઈ માહિતી એમને આપવામાં આવે છે ત્યારે પોતે આગળથી જે જાણતાં હોય છે તે [illegible] સ્થૂલ ભૂમિકા [illegible] ચોકસાઈ ઉમેરાય છે ... ...

ઉપરાંત, શ્રી માતાજી સૂક્ષ્મમાં દર્શન કરી શકે છે, તથા પ્રાણામ વખતે અને બીજે વખતે પણ સાધકના વિચારોને જુએ છે. ફક્ત એ પ્રકારની સ્થૂલથી પર માહિતી કે સંદેશ ઉપર આધાર રાખીને તેઓ કદી વર્તન કરતાં નથી—સિવાય કે સ્થૂલ ભૂમિકા ઉપર એ જ્ઞાનનું સમર્થન થયેલું હોય (આ ઉદાહરણમાં કાગળ એવું સમર્થન છે) એ પ્રમાણે તેઓ વર્તન કરે તો એમને કોઈ સમજી જ શકે નહિ—સ્થૂલ મનમાં રહેનારા સાધકોને એમનું કાર્ય પાયા વગરનું લાગે અને જેમના પ્રત્યે તે વર્તે તેઓ પોતાના ગુપ્ત વિચારોનો, લાગણીઓનો અને કાર્યોનો જોરભેર અસ્વીકાર કરે—ઘણાએ ભૂતકાળમાં કરેલું છે તે પ્રમાણે. આ બધું હું તમને ખાનગીમાં કહું છું જેથી કરીને શ્રી માતાજીના પત્રનો ખરો પાયો શો છે તે તમે સમજી શકો.

૧૦-૯-૧૯૩૬

છેવટે, આર્થિક વ્યવસ્થા વિષે. દરરોજ વધતી જતી સંખ્યાવાળા આશ્રમને ચાલુ રાખવો, જમા ઉધાર બન્ને પાસા સરભર કરવા, ખોટની બાજુ વધતી અટકાવવી એ મારે અને શ્રી માતાજીને માટે ઘણું કઠણ અને મુશ્કેલીભરેલું કામ છે. ખાસ કરીને, આ લડાઈનાં વર્ષોમાં જ્યારે ખર્ચ ચક્કર આવે એટલી તરગી રીતે ઉંચા ચઢી ગયા છે ત્યારે અમે કેવી સ્થિતિમાંથી પસાર થયા છીએ તેનો ખ્યાલ તો એ બાબતનો જેને પરિચય છે તેઓને, અથવા તો જેમણે એ પ્રકારની જવાબદારી અદા કરી હોય છે તેમને જ આવી શકે. કોઈ પણ પ્રકારની સ્થિર આવક સિવાય આટલું મોટું કાર્ય ઉપાડીને ચાલુ રાખવાનું કામ દિવ્ય શક્તિનું કાર્ય સાથે ન હોત તો કદી થઈ જ ન શકત. દાન કરવું આપણા કાર્યનો ભાગ નથી, એ કામ કરનારા બીજા લોકો છે. જે કામ આપણે હાથ પર લીધેલું છે તેના ઉપર આપણે બધો ખર્ચ કરવાનો છે અને આપણને જે કાંઈ મળે છે તે આપણે જેની જરૂર છે તેની સરખામણીમાં કાંઈ જ નથી! . . . . .

* આ બધી સમજૂતી હું તમને ચેતનાની બાહ્ય સપાટી ઉપરથી આપું છું એની પાછળ શું છે તે વિષે અથવા તો યોગીના દૃષ્ટિબિંદુથી કશું કહેતો નથી

અમે એ યૌગિક-ચેતનામાંથી વર્તન કરીએ છીએ. પણ એના વિષે લખવું વધારે મુશ્કેલ છે. આ તો કેવળ બુદ્ધિના સંતોષ માટે છે, અને એ ક્ષેત્રમાં હમેશાં વાદવિવાદને સ્થાન રહેલું છે. ૨૫.૨.૧૯૪૫

તમે શ્રી માતાજીને પૈસા આપો એ વસ્તુ વેપારની ઘટના બની શકતી નથી. વેપારમા નફો કરવાનો ઉદ્દેશ હોય છે, જ્યારે અહીં તમારો નફો કેવળ આધ્યાત્મિક હોય છે. ૨.૪.૧૯૪૪

અંતરની સ્થિતિ ઉપર બધો આધાર છે, બાહ્ય કર્મ તો ફક્ત એ અંતર ચેતનાને પ્રગટ કરવાના અને સુદૃઢ કરવાના તથા સક્રિય અને અસરકારક બનાવવાના સાધન અને સહાય તરીકે ઉપયોગી છે. તમારો અંતરાત્મા પ્રકૃતિમાં સૌથી આગળ હોય ત્યારે અથવા તો સાચા અંતરના સ્પર્શ સહિત તમે કાંઈ કહો કે કરો તો તે અસરકારક સફળ નીવડશે. એની એ જ વસ્તુ તમે મન વડે કે પ્રાણ વડે અથવા અસત્ય કે સેળભેળ થઈ ગયેલા વાતાવરણ સહિત કહો કે કરો તો તે નિષ્ફળ જાય. દરેક વખતે સાચી વસ્તુ સાચી રીતે આચરવી જોઈએ અને દરેક ક્ષણે સત્ય ચેતનામાં પ્રતિષ્ઠિત રહેવું જોઈએ. —એ કામ અફર માનસિક નિયમનું અનુસરણ કરવાથી થઈ શકે નહિ. કેટલાક પ્રસંગોમાં એવો નિયમ બંધબેસતો થાય, બીજામાં બીલકુલ જ ન થાય....

એટલે વર્તનમાં કોઈ માનસિક નિયમનું અનુસરણ કરવા પર નહિ, પરંતુ અંતરાત્માની ચેતનાને પાછી પ્રાપ્ત કરીને પ્રાણના ભાગમાં એના પ્રકાશને મૂકવો અને એને શ્રી માતાજી તરફ અશેષપણે અભિમુખ કરવો એના પર બધો આધાર રહે છે. ૧૧.૬.૧૯૩૨

દિવ્ય ચેતનાની જુદી જુદી પદવીઓ છે—ધામો છે. એ જ પ્રમાણે રૂપાંતરની પણ જુદી જુદી ભૂમિકાઓ,—શ્રેણીઓ છે. સૌથી પ્રથમ ચૈત્ય રૂપાંતર આવે છે. જેમાં વ્યક્તિમાં રહેલી અંતરાત્માની ચેતના દ્વારા સઘળી સત્-તા પ્રભુની સાથે સંબંધમાં હોય છે. ત્યાર પછી આધ્યાત્મિક રૂપાંતર આવે છે જેમાં વૈશ્વિક ચેતનામાં પ્રભુ સાથે સઘળું અદ્વૈત પામે છે. ત્રીજે

પગલે અતિમનનું રૂપાંતર છે જેમાં પ્રભુની દિવ્ય અક્રિય ચેતનામાં ઘણું અતિમનના ગુણો ધારણ કરે છે

તમારી ભૂલ બે મુદ્દાઓ પરત્વે થાય છે  પ્રથમ, તમે એમ માનો છો કે આ સિદ્ધિ માટેનો પ્રયત્ન નવો નથી અને કેટલાક યોગીઓએ એ માર્ગ સિદ્ધ કરેલો છે  હું તે માનું છું પરંતુ હું જે રીતે એ સાધવા માગું છું તે રીતે નહિ  એમણે યોગ સિદ્ધિ વડે પોતાની અંગત પ્રાપ્તિ તરીકે એ વસ્તુને પ્રાપ્ત કરી હતી—પરંતુ પ્રકૃતિના ધર્મ તરીકે (સ્થૂલનું રૂપાંતર) નહિ  બીજું, આધ્યાત્મિક માનસની પ્રાપ્તિ અને અતિમનસનું રૂપાંતર એ બે એક વસ્તુ નથી  અતિમનસનું રૂપાંતર એટલે મન, પ્રાણ અને શરીરનું એવું રૂપાંતર જે માનસિક કે અધિમનસની ચેતના લાવી શકે તેમ નથી  તમે જેટલાના નામ ગણાવ્યા છે તે બધા માણસો આધ્યાત્મિક પુરુષો હતા,—પણ જુદે જુદે રસ્તે (જુદી જુદી રીતે) દા ત શ્રી કૃષ્ણનું મન અધિમનસના રૂપાંતરને પ્રાપ્ત થયું હતું, રામકૃષ્ણનું સહજજ્ઞાનવાળું હતું, ચૈતન્યનું આધ્યાત્મિક અને ચૈત્ય રૂપાંતર હતું, બુદ્ધનું ઊર્ધ્વ મન પ્રકાશિત હતું  વિજય ગોસ્વામી વિષે હું જાણતો નથી—એ અમુક રીતે ખૂબ તેજસ્વી પણ અવ્યવસ્થિત હોય એમ લાગે છે  આ બધું ય અતિમનસના રૂપાંતરથી જુદું છે  પરમહંસના પ્રાણમય સત્ વિષે એમ કહેવાય છે કે એમનું પ્રાણમય સત્ બાલવત્, ઉન્મત્ત, પિશાચ કે જડવત્ વર્તે છે  એ બધામાં અતિમનસનું કશું ય તત્ત્વ નથી—એટલે પછી?

કોઈ પણ પ્રકારનું રૂપાંતર સાધીને માણસ પ્રભુનું કરણ બની શકે છે બરાબર એ છે,—શેને માટેનું કરણ? એપ્રિલ, ૧૯૩૩

શરૂઆતમાં, જ્યારે મને અતિમનસનું રહસ્ય જડ્યું ન હતું ત્યારે, મેં પોતે આધ્યાત્મિક ચેતના અને પ્રાણમય સત્ એ બેનો સંબંધ સાધીને બન્ને વચ્ચે મેળ મેળવવાનો પ્રયત્ન કર્યો હતો  પરંતુ મારા અનુભવે અને ઘણા અનુભવે બતાવી આપ્યું છે કે એ માર્ગે કશું જ નિશ્ચિત અને આખરી પ્રાપ્ત

થતું નથી—જ્યાંથી શરૂ થાય છે ત્યાં જ એનો છેડો આવે છે,—એટલે કે માનવ પ્રકૃતિના બે છેડાઓની વચ્ચે મેળાપ કે સંપર્ક પૂરતો નથી, રૂપાંતર અનિવાર્ય છે. ૧૪.૧.૧૯૩૨

મેં જે શબ્દો વાપર્યા છે, મેં જે નોંધ કરી છે એનો અર્થ ફક્ત એટલો જ છે કે માનવજાતિના અને ખાસ કરીને હિંદના આધ્યાત્મિક ઈતિહાસને હું કોઈ દિવ્ય હેતુના સતત વિકાસ રૂપે જોઉં છું—નહિ કે બંધ થઈ ગયેલા પુસ્તક રૂપે જેના માર્ગોનું સતત પુનરાવર્તન કર્યા કરવાનું હોય ગીતા અને ઉપનિષદ પણ (એ અર્થમાં) આખરી નથી, બધી વસ્તુઓ એમાં બીજ રૂપે હોય તોપણ માનવજાતિને માટે એક માર્ગ ઉઘાડવાનો છે જે હજી સુધી રુદ્ધ છે, નવો ધર્મ સ્થાપન કરવાનો નથી. ૧૮.૮.૧૯૩૫

('શ્રી અરવિંદ ઑન હિમ્સેલ્ફ ઍન્ડ ઑન ધ મધર' માંથી)

## [૩]
## ૧૫મી ઑગસ્ટ, ૧૯૪૭

ઑગસ્ટ ૧૫ મી, એ સ્વતંત્ર હિંદનો જન્મદિન છે આ દિને હિંદને માટે એક જૂનો યુગ પૂરો થાય છે, એક નવો યુગ બેસે છે પરંતુ આ દિવસ ફક્ત આપણે માટે જ આટલો મહત્ત્વનો દિન નથી એશિયા માટે અને આખા જગત માટે પણ આ એક મહત્ત્વનો દિવસ છે. કારણ, આજના દિવસે જગતના રાષ્ટ્રસમુદાયમાં એક નવી રાષ્ટ્રશક્તિનો પ્રવેશ થઈ રહ્યો છે, એ રાષ્ટ્ર કેટલી યે ગૂઢ અપ્રગટ શક્તિઓ લઈને જગતનાં રાષ્ટ્રોમાં આવી રહેલું છે, અને એણે માનવજાતિના રાજકીય, સામાજિક, સાંસ્કૃતિક અને આધ્યાત્મિક ભાવિને ઘડવામાં એક મહાન ભાગ ભજવવાનો છે. મને પોતાને અંગત રીતે પણ આ ઘટના એક ઘણી સંતોષપ્રદ વસ્તુ છે. આ દિવસ મારો જન્મદિન હોવાને કારણે જીવન વિષેના મારા દર્શનનો સ્વીકાર કરી રહેલા લોકો એ દિનને દર વર્ષે ઊજવતા રહેલા છે. તે દિવસ આવું વિશાળ મહત્ત્વ

ધારણ કરે એ મારે માટે એક ઘણી આનંદદાયક વસ્તુ બને છે મારો જન્મદિન અને હિંદની સ્વતંત્રતા પ્રાપ્તિનો દિન આમ એક જ દિવસે બની આવે છે એ ઘટનાને, એક યોગી તરીકે, હુ કોઈ સાદા યોગાનુયોગ તરીકે યા તો કોઈ ગમે તેમ બની આવેલા અકસ્માત તરીકે ગણતો નથી પરતુ, આ ઘટના દ્વારા હુ મારા જીવનના આરભકાળથી મે હાથ ધરેલા કાર્યમાં પ્રભુની જે દિવ્ય શકિત મારા પગલાંને દોરી રહી છે તેની એક સંમતિ નિહાળુ છુ, એ કાર્ય ઉપર તેની એક મહારછાપ અકાતી જોઉ છુ સાચે જ, મે જે જે જગદ્‌વ્યાપી પ્રવૃત્તિઓને મારા જીવનકાળ દરમિયાન સિદ્ધ થયેલી જોવાની આશા સેવી હતી, અને તે વખતે તો એ બધી એક અશકય સ્વપ્નો જેવી જ લાગતી હતી તે સર્વ પ્રવૃત્તિઓને આજના દિવસે હુ સફળતાની નજીક પહોચતી જોઉ છુ, અથવા તો તેમનાં મડાણ થતા જોઉ છુ અને પોતાની સિદ્ધિના માર્ગે ગતિ કરતી નિહાળુ છુ

આ મહાન પ્રસગે મારે એક સદેશ આપવો એમ મને કહેવામા આવ્યુ છે પરતુ એવો સદેશ આપી શકુ તેવી સ્થિતિમા હુ કદાચ બહુ નથી આજે તો હુ માત્ર, મારા બાળપણમા અને યૌવનમાં મે જે લક્ષ્યો અને આદર્શો સેવેલાં, અને અત્યારે જેમની સિદ્ધિનો આરભ હુ નિહાળી રહ્યો છુ તેનુ એક અંગત નિવેદન રજૂ કરી શકુ છુ કારણ, આ લક્ષ્યો અને આદર્શોને હિંદની સ્વતંત્રતા સાથે ગાઢ સબધ રહેલો છે, કેમકે હુ જેને હિંદના ભાવિ કાર્ય તરીકે ગણુ છુ તે કાર્યની આ અંગભૂત વસ્તુઓ છે, અને એ કાઈક એવું કાર્ય છે કે જેમાં હિંદે એક અગ્રણી તરીકેનો ભાગ ભજવવાનો જ રહે છે કારણ કે, હુ એ વસ્તુ હમેશા માનતો અને કહેતો આવ્યો છુ કે હિંદનો આ જે ઉદય થઈ રહેલો છે તે માત્ર તેના સ્થૂલ હિતોની સાધના માટે જ નથી થતો હિંદ પોતાનો વિસ્તાર સાધે, પોતાને માટે મહત્તા, શકિત અને સમૃદ્ધિ પ્રાપ્ત કરે તેટલા માટે જ એનો આ ઉદય નથી—જોકે આ વસ્તુઓ પ્રત્યે પણ તેણે લાપરવા તો નથી જ રહેવાનું—તેમ જ બીજા દેશોની માફક અન્ય પ્રજાઓ ઉપર પોતાનું આધિપત્ય સ્થાપવા માટે પણ હિંદ ઉદય પામતું

નથી આ ઉદય પામીને તો હિંદે પ્રભુને ખાતર અને જગતને ખાતર આખી યે માનવજાતિના મદદગાર અને નેતા તરીકે જીવવાનુ છે આ લક્ષ્યો અને આદર્શો, તેમના નૈસર્ગિક ક્રમમા આ પ્રમાણેના રહેલા છે હિંદની સ્વતત્રતા અને એકતા સિદ્ધ કરી આપી શકે તેવી એક ક્રાતિ ઊભી કરવી, એશિયાની નવજાગૃતિ અને મુક્તિ સાધવી અને માનવ સંસ્કૃતિની પ્રગતિમા તેણે ભૂતકાળમા જે મહાન ભાગ ભજવ્યો છે તે ભાગ ભજવનારની સ્થિતિ તેને મેળવી આપવી, માનવજાતિ માટે એ નૂતન અને વધુ મહાન, વધુ તેજસ્વી અને વધુ ઉમદા જીવનનુ સર્જન કરવુ—અને આવું જીવન પૂર્ણ રીતે સિદ્ધ થવાનો આધાર જગતની પ્રજાઓના ભિન્ન ભિન્ન વહેતા જીવન પ્રવાહોને એક આતરરાષ્ટ્રીય રીતના એકીકરણમા યોજવા ઉપર રહેશે, તેમ જ આ એકીકરણ એવુ હશે કે તેમા દરેક પ્રજાના રાષ્ટ્રીય જીવનને સાચવી રાખીને તેમ જ સુરક્ષિત રાખીને એ બધી પ્રજાઓને આ રાષ્ટ્રીય જીવન કરતા પણ એક વધુ મહાન પ્રકારની અને એ જીવનના અતિમ પરિણામ જેવી એકતામા મૂકી આપવામા આવશે, હિંદ તરફથી આખી યે માનવજાતિને પોતાના આધ્યાત્મિક જ્ઞાનની, તેમ જ જીવનને આધ્યાત્મિક કરવાનાં સાધનોની ભેટ મળે, અને છેવટે, માનવજાતિના વિકાસમાં, ચેતનાને એક વધુ ઉચ્ચ ભૂમિકા ઉપર મૂકી આપીને માનવના વિકાસક્રમમા એક નવુ પગલુ સિદ્ધ કરવું, કેમકે આ વિકાસક્રમના નવપ્રસ્થાનમાથી જ, માનવે જ્યારથી વ્યક્તિની પૂર્ણતા વિષે તેમ જ એક પૂર્ણ સમાજ વિષે વિચાર કરવા માંડયો, સ્વપ્ન સેવવા માડયાં, ત્યારથી જ જે અનેકવિધ પ્રશ્નો ઊભા થઈ થઈને માનવજાતિને મૂંઝવતા અને પજવતા રહેલા છે તે સર્વ પ્રશ્નોના નિરાકરણનો આરભ થશે.

હિંદ સ્વતંત્ર તો બન્યુ છે પણ તેણે એકતા સિદ્ધ કરી નથી હિંદને એક ચિરાયેલી, ખંડિત, બનેલી સ્વતત્રતા જ મળી છે એક ક્ષણે તો લગભગ એમ જ લાગતું હતું કે હિંદ પાછું, બ્રિટિશોએ અહીં મેળવેલા વિજય પૂર્વે હતી તેવી છૂટા છૂટા રાજ્યોની અધાધૂધી ભરેલી હાલતમાં સરકી જશે.

પરંતુ આ ભયાનક પતનને અટકાવવાની એક પ્રબળ શકયતા હવે સદ્‌ભાગ્યે ઊભી થયેલી છે. વળી બંધારણસભાની ડહાપણભરેલી તેમ જ મૂલગામી નીતિને પરિણામે દલિત વર્ગોનો પ્રશ્ન પણ કશી ફાટફૂટ કે ભેદ વિના ઊકલી જશે એવો સંભવ દેખાઈ રહ્યો છે પણ હિંદની પ્રજાના હિંદુ અને મુસલમાન એ રીતના પડી ગયેલા જૂના કોમી ભેદે આજે પાકા બનીને દેશના એક કાયમી પ્રકારના રાજકીય ભાગલાનું રૂપ લીધેલુ દેખાય છે આપણે આશા રાખીએ કે કૉન્ગ્રેસ તેમ જ આખો દેશ આ નિર્દ્ધ ગણાતી હકીકતને હમેશને માટેની સિદ્ધ હકીકત તરીકે નહિ સ્વીકારે, તેમ જ તેને એક કામચલાઉ ઇલાજ કરતાં વધુ મહત્ત્વની વસ્તુ નહિ ગણે કારણ કે, આ ભાગલા જો ચાલુ રહ્યા છે તો સંભવ છે કે હિંદ ગંભીર રીતે નિર્બળ બની જાય, સાવ અપંગ પણ બની જાય. એ ભાગલા રહેશે ત્યા સુધી આંતરવિગ્રહનો સભવ પણ હમેશાં રહેવાનો વળી હિંદ પર કોઈ નવુ આક્રમણ થાય, કાઈ વિદેશી સત્તા આવીને હિંદને કબજે કરી લે એવો સંભવ પણ રહે એટલે દેશના આ ભાગલા જવા જોઈએ, —અને આપણે આશા રાખીએ કે આ બે ભાગ વચ્ચેની તંગદિલી ઓછી થતી જાય, બને ભાગ વચ્ચે શાંતિ અને સુમેળની જરૂર છે એમ ક્રમે ક્રમે સમજાતુ જાય, બને ભાગોને એકસરખા અને એકત્ર મળીને કરવાનાં કામોની સતત જરૂર ઊભી થતી રહે, એવા કામો એકતાનુ એક કરણ રૂપ તંત્ર ઊભું કરવાની સતત આવશ્યકતા રહે અને એ રીતે આ ભાગલા ચાલ્યા જાય. આ રીતે ભલે ગમે તે રૂપે એકતા રચાય—એ એકતા કયી ચોક્કસ રીતે આવશે એ વાત માત્ર વ્યવહારુ દૃષ્ટિએ મહત્ત્વની રહે છે, એ કાંઈ મૂળ મહત્ત્વની વાત નથી એટલે ભલે ગમે તે સાધનનો આશ્રય લેવામાં આવે, પણ આ ભાગલા જવા જ જોઈએ અને જશે પણ ખરા જ કારણ, એ ભાગલા જો નહિ જાય તો હિંદને માટે નિર્માયેલું ભાવિ ગંભીર રીતે જોખમાઈ જશે, બરબાદ પણ થઈ જશે પરંતુ એ વસ્તુ તો કદી પણ ન જ થવી જોઈએ

એશિયા જાગ્યું છે અને તેના મોટા મોટા ભાગો મુક્ત બન્યા છે અથવા તો આ ઘડીએ મુક્ત બની રહ્યા છે. તેના હજી પરાધીન રહેલા બીજા ભાગો

અનેક રીતના સંઘર્ષો મારફતે સ્વતંત્રતા ભણી ગતિ કરી રહ્યા છે હવે માત્ર થોડુંએક કરવાનું બાકી રહે છે અને તે પણ આજકાલમાં થઈ જશે આ વિષયમાં પણ હિંદે પોતાનો ભાગ ભજવવાનો છે અને તે તેણે શકિત પૂર્વક અને દક્ષતાપૂર્વક ભજવવા માંડયો પણ છે અને હિંદના આ કાર્યમાથી, તેની ભાવિ શક્યતાઓ કેવી નીવડશે તેમ જ જગતના પ્રજાસંઘમાં તે કેવું સ્થાન લઈ શકશે તેનું માપ આપણને અત્યારે પણ જોવા મળે છે

માનવજાતિનું ઐક્યવિધાન હવે રચાવા લાગ્યું છે, જોકે એનો આરભ હજી એક અપૂર્ણ રૂપે જ માત્ર થઈ રહ્યો છે એ માટેની પ્રવૃત્તિ સંગઠિત તો કરાઈ છે પણ તેની સામે પ્રચંડ મુશ્કેલીઓ પડેલી છે પણ એ પ્રવૃત્તિને હવે વેગ મળી ચૂકયો છે અને જો ઇતિહાસના અનુભવને માર્ગદર્શક બનાવી શકાશે તો આ વેગ અનિવાર્ય રીતે વધતો જ જશે અને છેવટે તે વિજયવંત નીવડશે આ વિષયમા પણ હિંદે આગળ પડતો ભાગ ભજવવા માંડયો છે. અને હિંદ જો, વર્તમાનની હકીકતો અને નજીકની શક્યતાઓમાં જ પુરાઈ ન રહેતાં ભાવિમાં દૃષ્ટિપાત કરીને તે ભાવિને નજીક લઈ આવે એવી રાજકીય કુનેહ ખીલવી શકશે તો પોતાની હાજરીથી રાષ્ટ્રસંઘમાં તે ઘણો જ ફેર પાડી શકશે, એ રાષ્ટ્રસંઘની મંદ મદ અને બીતા બીતા થઈ રહેલી ગતિમા તે એક હિંમતભર્યો અને ઝડપી વિકાસ પૂરો આપી શકશે આજે રાષ્ટ્રસંઘમાં જે કાર્ય ચાલી રહ્યુ છે તેમાં કોઈ મહા વિઘ્ન આવી પડે અને એ કાર્યને અટકાવી દે યા તો તેનો નાશ કરી નાખે તેવો સભવ રહેલો છે છતાં છેવટનું પરિણામ તો નિશ્ચિત જ છે કેમકે, કોઈ પણ સંજોગોમા, જગતનું એકીકરણ થવું એ પ્રકૃતિના પોતાના જ પ્રવાહની એક આવશ્યકતા છે, એક અનિવાર્ય ગતિ છે, અને તેની સિદ્ધિ અવશ્ય થવાની જ છે એમ આપણે નિર્ભયપણે કહી શકીએ છીએ જગતની પ્રજાઓને માટે પણ આ એકીકરણ કેટલું બધુ જરૂરી છે એ પણ સ્પષ્ટ વાત છે, કેમકે આવા એકીકરણ વિના નાની પ્રજાઓની સ્વતંત્રતા માટે હવે ભવિષ્યમા બીજી કોઈ રીતની સલામતી રહેલી નથી, તેમ જ મોટી અને બળવાન પ્રજાઓ પોતે પણ ખરેખર સુરક્ષિત રહી શકે

તેમ નથી હિંદ પોતે પણ જો વહે ચાયેલુ રહેશે તો તેને પણ પોતાની સલામતી વિષે કશી ખાતરી રહેવાની નથી આ રીતે જોતા એ વાત જણાઈ આવશે કે માનવજાતિની એકતા સ્થાય એ સર્વ મેઈના હિતની વાત છે માનવજાતિ જો નિર્વીર્ય હશે, તેમ મૂર્ખ રીતે સ્વાર્થમા ડૂબેલી રહેશે તો જ માત્ર આ એકતા સ્થાતી અટકી પડશે જોકે એમ કહેવાય છે કે માનવજાતિની આ નિર્વીર્યતા અને મૂર્ખ સ્વાર્થની સામે તો દેવોના પ્રયત્નો પણ નિષ્ફળ નીવડેલા છે, તો પણ આ એકતા એ તો કુદરતની પોતાની જ એક આવશ્યકતા છે, એ પ્રભુનો પોતાનો જ સકલ્પ છે, અને તેની સામે આ વસ્તુઓ હમેશને માટે કદી ટકી શકવાની નથી આવી એકતા સિદ્ધ થતા રાષ્ટ્રીયતાની ભાવનાને પણ તેમા પોતાની અતિમ સાર્થકતા મળી આવશે એટલે જગતમા એક આંતર રાષ્ટ્રીય ભાવના, આતરરાષ્ટ્રીય દૃષ્ટિનો ઉદય થાય, જીવનના આતરરાષ્ટ્રીય સ્વરૂપો અને સસ્થાઓ ઊભી થાય એ ઘણુ જ આવશ્યક છે આ પરિવર્તન ની પ્રક્રિયામા એમ પણ બની આવે કે જગતના રાજ્યોમા દ્વિદેશીય નાગરિકતા કે પછી અનેકદેશીય નાગરિકતા પણ ઉદય પામે, જગતની સસ્કૃતિઓ સ્વેચ્છાથી પરસ્પરમા સમિશ્રણ પામે, અને રાષ્ટ્રવાદની ભાવના પોતાનુ આક્રમક સ્વરૂપ વિસર્જી દઈને એ પણ સમજી શકે છે કે પોતે પોતાના દૃષ્ટિબિંદુને અકબધ જાળવી રાખી શકે છે અને છતા તેની સાથે સાથે તે આ અન્ય વસ્તુઓ સાથે પણ સપૂર્ણ મેળમા રહી શકે છે માનવજાતિમાં એકતાની એક નવીન ભાવના વ્યાપક બની રહેશે

હિંદે જગતને જે આધ્યાત્મિક ભેટ આપવાની છે તે કાર્ય પણ ક્યારનું શરૂ થઈ ચૂકેલુ છે હિંદની આધ્યાત્મિકતા યુરોપ અને અમેરિકામાં વધુ ને વધુ પ્રમાણમા પ્રવેશ કરી રહી છે આ પ્રવૃત્તિ હજી વધતી જશે. આજના યુગની ઘોર વિપત્તિઓમા વધુ ને વધુ આંખો હિંદ તરફ આશાભેર વળી રહી છે અને માત્ર હિંદના તત્ત્વદર્શનનો જ નહિ, પણ તેની ચૈતસિક અને આધ્યાત્મિક સાધનાનો પણ લોકો વધુ ને વધુ આશ્રય લઈ રહ્યા છે

આ સિવાયની વસ્તુ—માનવવિકાસનું નવપ્રસ્થાન એ તો હજી મારી અંગત આશા છે, એ હજી એક વિચાર છે, એક આદર્શ છે. પણ એ વસ્તુએ હિંદના તેમ જ પશ્ચિમના ભાવિઉન્મુખ ચિંતનશીલ માણસોને આકર્ષવા માંડયા છે. માનવ સાધનાના બીજા કોઈ ક્ષેત્ર કરતાં આ ક્ષેત્રમાં તો ઘણી જ વિકટ મુશ્કેલીઓ ઊભેલી છે પણ મુશ્કેલીઓ હોય છે એનો અર્થ એટલો જ છે કે તેમને જીતવાની છે. અને આમાં જો પ્રભુની ઇચ્છા હશે તો તે જિતાવાની જ છે. આ રીતનો વિકાસ આત્માની તથા આંતર ચેતનાની વૃદ્ધિ દ્વારા જ બનવો જોઈએ. અને માનવજાતિમાં જો આ વિકાસ બનવાનો હશે તો તેનો આરંભ હિંદ દ્વારા જ થઈ શકે તેમ છે. અને આ પ્રવૃત્તિએ આખા જગત જેટલી વ્યાપક બનવાનું રહે છે તો પણ તેની કેન્દ્ર રૂપ ગતિ તો હિંદની જ રહે એ બનવા જોગ છે.

હિંદની મુક્તિની આજની તારીખે હું આ રીતનું રહસ્ય મૂકું છું. અને તેની સાથે મેં જે જે વસ્તુઓના સંબંધ જોડયો છે તે બધું ખરેખર સફળ નીવડશે કે નહિ, અથવા નીવડશે તો તે કેટલે સુધી, કે પછી કેટલી ઝડપથી સફળ નીવડશે તેનો આધાર આ નૂતન અને સ્વતંત્ર હિંદ ઉપર રહે છે.

(હિંદના સ્વાતંત્ર્ય દિને આપેલો સંદેશ)

જે જરૂર પૂરી પાડવા માટે સાદ થાય છે તે પ્રત્યેકનો પ્રત્યુત્તર આપવા માટે શકિત હમેશા હાજર હોય છે સૂક્ષ્મ ભૂમિકા ઉપર આ કાર્યનો મૂળ સિદ્ધાંત એ છે એ કામ સામાન્ય માણસના કર્મના જેવુ મુદ્દલે નથી હોતુ, અને જે કોઈ સાદ કરે તેના તરફથી લેખિત કે મૌખિક વાણીના વ્યવહારની જરૂર પડતી નથી ચૈત્ય ભૂમિકામાં આપણે થાય એટલાથી જ દિવ્ય શકિત પોતાના કાર્યનો આરંભ કરી દે છે વળી એ પણ નોંધવું જોઈએ કે એ શકિત કોઈ નિર્વ્યકિતક—નિરાકાર શકિત છે, અથવા તો કોઈ પણ નાદ કરે તેને પ્રત્યુત્તર અને સંતોષ આપવાને સદા તત્પર એવી પ્રભુની દિવ્ય શકિત છે એમ પણ માનવાનું નથી એ શકિત શ્રી માતાજીની એક અંગત શકિત છે, અને આ પ્રકારની શકિત અને તેનું કાર્ય તેમનામા હોય નહિ તો એમને અહીં જે કાર્ય કરવાનુ છે તે તેઓ કરી શકે નહિ પરંતુ શ્રી માતાજીનુ ગૂઢ કાર્ય અને સ્થૂલ ભૂમિકા ઉપરનુ એમનુ બાહ્ય કાર્ય—જ્યાં એમની પદ્ધતિ જુદી જ હોય છે—તે બન્ને એકબીજાથી તદન જુદા પ્રકારના છે અને છતા એમનું સ્થૂલ કાર્ય અને ગૂઢ પ્રકારનું—સૂક્ષ્મ કાર્ય—બન્ને એકત્ર મળી શકે છે અને સૂક્ષ્મ ભૂમિકા ઉપરનુ કાર્ય એમના સ્થૂલ કાર્યને વધારેમા વધારે અસરકારક બનાવે છે'

* * *

શ્રી અરવિંદને હુ પહેલવહેલો ૧૯૨૪ માં મળ્યો એમની મુલાકાત લઈને જ્યારે હુ પાછો ફર્યો, ત્યારે મારી મનોદશા ઘણી નિરાશામા ડૂબેલી હતી, મારો આત્મવિશ્વાસ પણ ડગી ગયો હતો, કારણ કે ગુરુદેવ મને નજીકના ભવિષ્યમા યોગદીક્ષા આપે એવી કોઈ આશા દેખાતી ન હતી ગમે તેટલો પ્રયત્ન કરવા છતા એમણે મને છેવટના જે શબ્દો કહ્યા હતા તેના ઉપર મારુ મન વારંવાર વિચાર કરવા લાગી જતુ, તેને હુ અટકાવી શકતો ન હતો : 'તમારી જિજ્ઞાસા કોઈક માનસિક છે, મારી યોગસાધના કરવા માટે એનાથી કાંઈ વધારેની જરૂર છે !' એટલે કે જીવનમાં એવો બીજો કોઈ ઉદ્દેશ કે હેતુ હોવો ન જોઈએ કે જે સાધકના મનને ઈશ્વર સિવાય બીજી દિશામા આકર્ષે—આ યોગના સાધકે સંપૂર્ણપણે અનન્યાર્થી થવુ જોઈએ

હું કલકત્તા ગયો. ત્યાં આ સમય દરમિયાન શ્રી રામકૃષ્ણ મિશનના સ્વામી અભેદાનંદનું ભાષણ મેં સાંભળ્યું. એમણે 'વૈરાગ્ય મેવાભયમ્'— જીવન પ્રત્યે વિરાગ પ્રાપ્ત કરવાથી જ સર્વ ભય અને બંધનમાંથી મુક્તિ મળે છે એ વસ્તુ ઘણા ભારપૂર્વક સમજાવી. હું એમની પાસે દીક્ષા લેવા ગયો. એમણે 'હા' પણ કહી. પરંતુ શ્રી અરવિંદનો એક શિષ્ય અને મારો મિત્ર એ આણીની પળે વચમાં આવ્યો. એ અમુક સિદ્ધિઓવાળા એના એક યોગીમિત્ર પાસે મારા ભાવિ વિષે પ્રશ્નો પૂછવા માટે મને લઈ ગયો. તેઓ ઘણા દૂરના એક ગામડામાં રહેતા હતા. ત્યાં એક રાત અમે એમના અતિથિ બન્યા.

મેં એમની આગળ ગુરુ માટેની મારી તીવ્ર જરૂર જણાવી અને એમની સલાહ માગી.

'બેસો અને તમારી આંખો બંધ કરો'—એટલો જ એમણે ઉત્તર આપ્યો. મને પણ જરા કુતૂહલ થયું અને મેં તે પ્રમાણે કર્યું.

થોડી વાર પછી મારા મિત્રે મને જાગ્રત કર્યો ત્યારે મેં જોયું કે એ યોગી મારી તરફ સસ્મિત જોઈ રહ્યા હતા.

'પણ તમે ગુરુની શોધમાં શા માટે રખડો છો, શ્રી અરવિંદે તમને શિષ્ય તરીકે સ્વીકાર્યા છે પછી?' એમણે મને પૂછ્યું.

મેં પૂછ્યું : 'પણ એ કેવી રીતે બને? મેં તમને કહ્યું નહિ કે એમણે મને સ્વીકાર્યો નથી?'

'પણ હું કહું છું કે એમણે તમને શિષ્ય તરીકે સ્વીકાર્યા છે,' યોગીએ ઉત્તર આપ્યો.

હું વિચારમાં પડી ગયો. મેં કહ્યું : 'મને કાંઈ સમજણ પડતી નથી. જરા વધારે વિસ્તારથી સમજાવો તો કૃપા થશે.'

'પણ એ તો તદ્દન સાદીસીધી વાત છે,' એમણે કહ્યું. થોડી વાર મારી સામે તાકીને જોઈ રહ્યા અને પછી કહ્યું : 'શ્રી અરવિંદ હમણાં જ તમારી પાછળ હતા અને મને સલાહ આપી કે એને વાટ જોવાને કહો.' એમણે મને

કહ્યુ કે 'એને (દિલીપને) કહો કે એની તૈયારી થશે એટલે હુ એને બોલાવી લઈશ' હવે સ્પષ્ટ થયુ?' એમણે પ્રશ્ન કર્યો

મને આમાનું કાંઈ જ સમજાયું નહિ હુ ગૂચવાઈ ગયો એ યોગી મારા પ્રત્યે હસતા હતા!

પછી એમણે મને પૂછ્યુ 'વારુ, તમને હજી વધારે ખાતરી થાય એવી વાત કહુ?'

હુ તો એમની સામે જોઈ જ રહ્યો! થોડી વાર વિચાર કરીને એમણે કહ્યુ 'કહો જોઈએ, તમારી જમણી બાજુના પેડુમાં તમને કોઈ વ્યાધિ છે?'

હુ વિસ્મિત થઈને એમના તરફ જોઈ જ રહ્યો! 'પણ તમને ક્યાથી ખબર પડી?' મે પૂછ્યું

'મને ખબર ન હતી—એટલે કે, એમણે કહ્યુ તે પહેલાં'

'કહ્યુ? પણ કોણે કહ્યુ?' મારાથી પૂછ્યા વગર રહેવાયુ નહિ

એ તો સ્મિત કરતા હતા 'તમારા ગુરુ સિવાય બીજો કોણ હોય? એમણે મને કહ્યુ કે એનો રોગ મટે ત્યાસુધી યોગસાધના શરૂ કરવાનુ મુલતવી રાખવાની એમણે તમને સલાહ આપી છે'

'પણ વ્યાધિ શો છે?' એમણે પૂછ્યુ

'એ તો સારણગાંઠ છે દોરડુ એ ચવાની રમતમાથી એ દર્દ થયુ છે,' મે જણાવ્યું

એમને આનંદ થયો 'હવે સમજાય છે, કારણ કે યોગસાધનામા શરીરના મર્મસ્થાનો પર દબાણ થાય છે, તેથી એવુ દર્દ મટે ત્યાસુધી વાટ જોવાની એમણે સલાહ આપી હશે'

'પણ તમારી કાઈ ભૂલ થાય છે,' મે કહ્યુ 'એમણે મને એમ કહ્યુ કે મારી જિજ્ઞાસા હજી કેવળ માનસિક છે'

મારી અને શ્રી અરવિંદ વચ્ચેની એવી વાતચીતનુ વર્ણન ધ્યાનપૂર્વક સાભળીને એમણે કહ્યુ 'એ તો બધુ સ્પષ્ટ છે તમે પોતે એમને તમારા

ગુરુ તરીકે સ્વીકારો ત્યાંસુધી એમણે તમને વાટ જોવાનું કહ્યું છે. આજે તમે એમને તમારા ગુરુ તરીકે ઓળખતા નથી એ તો સ્પષ્ટ છે, કારણ કે નહિ તો, તમે બીજા કોઈ ગુરુ પાસે જવાનો સ્વપ્ને પણ વિચાર કરત નહિ.'

એમણે મને શ્રી અરવિંદની મહત્તા સમજાવી અને એમ પણ કહ્યું કે જે વિજ્ઞાનમય શકિતનું અવતરણ તેઓ કરાવવા માગે છે તેને માટે હજી આ પૃથ્વી તૈયાર નથી. એમણે કહ્યું કે શ્રી અરવિંદ 'યુગાવતાર' છે. એમણે પોતે સૂક્ષ્મમાં શ્રી અરવિંદને અને શ્રી માતાજીને પણ જોયાં છે. શ્રી અરવિંદની યોગવિભૂતિનો લાભ લેવાને એમણે સંપૂર્ણ આત્મસમર્પણ કરવાની મને સલાહ આપી.

મને ઘણો આનંદ થયો; કારણ કે આવી ગૂઢ આધ્યાત્મિક શકિતના પ્રયોગના પ્રત્યક્ષ પરિચયમાં હું કદી આવ્યો ન હતો. વળી શ્રી અરવિંદના એક શિષ્ય યોગી—સુરેશ ચક્રવર્તી—એ મને પત્ર દ્વારા શ્રી અરવિંદની જે સલાહ મોકલી હતી તે, ને આ યોગીની સલાહ બન્ને એક હતી, તેથી પણ હું ઘણો ખુશ થયો.

* * *

૧૯૨૭ માં હું પાછો યુરોપ ગયો અને ત્યાંથી મારું મન ફરી પાછું પોંડિચેરી તરફ વળ્યું ત્યાં ફ્રાંન્સમાં મોં. પૉલ રીશાર સાથે મેળાપ થયો એમણે મને શ્રી અરવિંદની મહત્તા વિષે કહ્યું એટલે મારો વિચાર દૃઢ થયો. અલબત્ત, મારાં સગાં અને મિત્રો મારે વિષે શું ધારશે એનો મને ભય તો હતો જ. આખરે હું કોઈ ખાસ ધંધા વગરનો, પરોપજીવી એક માણસ હતો અને જીવનમાં હું નિરુદ્દેશપણે ભમતો હતો, અને મારા જેવા બીજા થોડાએક પરોપજીવી લોકોને કદાચ હું સંતોષ આપતો હતો એટલું જ. અહીં મને પ્રતીતિ થઈ કે કામી મહત્ત્વાકાંક્ષા અને ઉત્તેજનાવાળું જીવન, કીર્તિ વગેરે ક્ષુલ્લક વસ્તુઓ માટે જે જીવન મને ગમતું હતું તે મેં પોતે પસંદ કર્યું હતું અને જે ખરેખર જીવવા જેવું હતું તેનો હું ત્યાગ કરતો હતો! જીવનમાં પ્રભુના ચાકર થઈને રહેવાનું સાચું જીવન હું જીવતો ન હતો અને જીવન નકામું ગુમાવતો હતો,

એમ મને થયું. એક વાર મીરાબાઈની પેઠે એની વાંસળીનો સૂર મને સંભળાયો હતો. ત્યાર પછી એનાથી ઊતરતા પ્રકારનું સંગીત ખરું જોતાં મારે સાંભળવું જ જોઈતુ ન હતું. આ વસ્તુ મારા મનમાં સ્પષ્ટ થઈ.

૧૯૨૭ ના નવેમ્બરમાં હું હિંદ પાછો ફર્યો. હજી મારા મનમાં સમવિષમ હતી. પૉંડિચેરી જવું હતું ખરું, પણ જાણે એકદમ નહિ, એમ મનમાં થતું.

આખરે ૧૯૨૮ ના ઑગસ્ટમાં હું પૉંડિચેરી ગયો, પરંતુ ૧૯૨૬ ના નવેમ્બરની ૨૪ મી તારીખ પછી શ્રી અરવિંદ એકાંતમાં ગયા હતા અને વર્ષમાં ફક્ત ત્રણ દિવસ જ બધા એમની આગળ થઈને નમસ્કાર કરીને કતારમાં પસાર થતા હતા. કોઈને તેઓ મળતા ન હતા અને વાતચીત પણ કરતા ન હતા. એમને હું મળી શક્યો નહિ તેથી ઘણો નિરાશ થયો.

પરંતુ શ્રી માતાજી આશ્રમમાં બધાની દેખરેખ રાખતાં હતાં અને દોરતાં હતાં. એટલે દર્શનના દિવસ પછી એમને મળવાની મેં માગણી કરી. એમણે તે સ્વીકારી. એમને મળીને મને ઘણો આનંદ થયો. મુલાકાતને અંતે મેં એમને ફરિયાદ કરી કે બધા લોકો જેને યોગનો 'અનુભવ' કહે છે એવો કશો અનુભવ મને હજી સુધી થયો નથી અને તેથી યોગના વાસ્તવિકપણા વિષે મારા મનમાં હમેશાં શંકા રહ્યા કરે છે. એમણે સ્મિત કરીને કહ્યું: 'પ્રયત્ન કરી જોઈશું.'

એમણે રાત્રે નવ વાગે હોટેલની મારી ઓરડીમાં ધ્યાન કરવા બેસવાની મને સૂચના કરી અને પોતે તે જ વખતે પોતાની ઓરડીમાં ધ્યાન કરશે એમ પણ જણાવ્યું.

હું ખૂબ સાવધ હતો. કોઈ પણ 'અનુભવ' આવે તે ન સ્વીકારી લેવાનો લગભગ મેં નિશ્ચય કર્યો, કારણ કે મારે કાંઈ શ્રદ્ધાળુ ધાર્મિક વૃત્તિવાળા માણસો પેઠે અનુભવ જોઈતો ન હતો! તેમ સ્વસૂચન ગણી શકાય એવો કોઈ અનુભવ થાય તો તે મને પૂરતો સપ્રમાણ ન લાગે એ પણ નક્કી હતું!

આમ છતાં મારી અંદર એક શક્તિ કાર્ય કરી રહી છે એમ હું અનુભવી શક્યો અને તે અનુભવ પ્રત્યક્ષ હતો.

૨૨મી નવેમ્બર ૧૯૨૮ ને દિવસે—ત્રણ મહિના પછી—હું પોંડિચેરી પાછો આવ્યો! અને મારું સર્વસ્વ મેં શ્રી અરવિંદ અને શ્રી માતાજીને સમર્પણ કર્યું.

*　　*　　*

ફેબ્રુઆરી ૪, ૧૯૪૩ ની મુલાકાત : આ દિવસે હું એમના ઓરડામાં દાખલ થયો, જેમાંથી ૧૯૨૬ પછી શ્રી અરવિંદ કદી બહાર નીકળ્યા જ નથી! મેં એમને પ્રણામ કર્યા. એમણે આશીર્વાદ આપ્યા.

માયાળુતાભરી દૃષ્ટિ મારા તરફ કરીને બોલ્યા : 'કેમ હવે સારું છે ને?'

થોડી મુશ્કેલી અનુભવી મેં કહ્યું : 'હા'. મને ખૂબ લાગણી થઈ આવી. એમણે મારા ઉપર એમની નજર ઢાળી પણ મારે મોઢે એકે શબ્દ આવી શક્યો નહિ! આવી સ્થિતિ મારે માટે અસાધારણ અને નહિ બનવા જેવી હતી; કારણ કે હું એમ તો ભાથું ભરીને સવાલોનાં બાણોથી સજ્જ થઈને આવ્યો હતો! છેવટે તેઓ જ મારી મદદે આવ્યા. નીરવતાનો એમણે ભંગ કર્યો એટલે હું જરા સ્વસ્થ થઈ શક્યો.

'આજે સવારે તમે કેટલાક લેખિત પ્રશ્નો મોકલ્યા છે,' એમણે કહ્યું : 'આપણે પહેલાથી શરૂ કરીએ તો—' મેં ડોકું ધુણાવી હા કહી અને ધ્યાનપૂર્વક સાંભળવા હું આતુર બન્યો.

'પહેલા પ્રશ્ન વિષે : સામાન્ય રીતે બે રસ્તાઓ છે : એક ગૌતમ બુદ્ધનો છે : બુદ્ધ એમ માનતા કે તમને ગુરુ કે અન્ય કોઈ પાસેથી થોડીઘણી મદદ કે દોરવણી મળી શકે, તોપણ તમારો માર્ગ તો તમારે એકલા જ કાપવાનો છે. એટલે કે તમારા પ્રયત્ન ઉપર મદાર બાંધીને તમારે જીવનરૂપી જંગલ કાપીને તમારો માર્ગ કરી લેવાનો છે. એ જૂનો તપસ્યાનો માર્ગ છે. બીજો ગુરુને પ્રભુના પ્રતિનિધિ તરીકે સ્વીકારવાનો રસ્તો છે. એમાં ગુરુ જ માર્ગનો ભોમિયો હોય છે, એટલે બીજાઓને માર્ગ બતાવવાનો તે અધિકારી હોય છે. અહીં આશ્રમમાં આ બીજો માર્ગ સ્વીકારાયેલો છે. એ ગુરુવાદનો માર્ગ છે.'

'પરંતુ મારો પ્રશ્ન એ હતો કે ગુરુની માનવ તરીકેની મર્યાદાઓ જ્યારે શિષ્યને બાધારૂપ લાગે, ત્યારે શું કરવું? કયું વલણ લેવું જોઈએ?' મેં પૂછ્યું.

'એનો ઉત્તર મેં તમને પહેલાં આપેલો છે, જેમાં એ પણ જણાવેલું છે, કે પ્રભુના વાહક તરીકે ગુરુની પોતાની શકિત થોડીઘણી મર્યાદાઓ, કાંઈક અંશે, ઊભી કરે છે તોપણ શિષ્યની—એની મદદનો સ્વીકાર કરનારની—શકિતથી તે ઘણા વધારે પ્રમાણમાં મર્યાદિત થાય છે.'

તેઓ થોડી વાર અટક્યા સ્મિત કરીને પછી આગળ ચલાવ્યું 'આવા પ્રશ્નમા આજકાલનું માનસ ઘણી વાર માનસિક છબરડો કરે છે એનું કારણ એ છે કે આધ્યાત્મિક કાર્યમા જે શકિતનો પ્રયોગ થાય છે તે માનસિક તર્કની રીતે કાર્ય કરીને પરિણામ લાવતી નથી એથી કરીને માનવની બુદ્ધિ આ સાદી બાબત સમજી શકતી નથી, કે એક વાર શિષ્ય પોતાના ગુરુને પ્રભુના પ્રતિનિધિ તરીકે સ્વીકારે છે ત્યારે પ્રભુ પણ ગુરુ દ્વારા એનો સ્વીકાર કરે છે: એટલે કે જ્યારે શિષ્ય પોતાની ચેતના ગુરુ પ્રત્યે ખુલ્લી કરે છે ત્યારે તે તેને પ્રભુ પ્રત્યે ખુલ્લી કરે છે આમ પોતાની 'માનવતાની મર્યાદાઓ' છતા ગુરુ તેને મદદ કરી શકે છે, કારણ કે ગુરુના વ્યકિતત્વ દ્વારા શિષ્ય પ્રભુની શકિતનું આવાહન કરે છે અને એ શકિત કાર્ય કરે છે એ શકિત ગુરુની માનવ તરીકેની મર્યાદાઓથી મર્યાદિત થતી નથી. હું ધારું છું કે મેં તમને લખ્યું પણ હતું કે ગુરુની અપૂર્ણતાઓ શિષ્યને માટે બાધારૂપ નીવડવી જોઈએ એવું આવશ્યક નથી અને ગુરુ પોતે પ્રભુનો સંબંધ સાધી શકે તે પહેલાં શિષ્ય ગુરુ દ્વારા પ્રભુના સંબંધમા આવી શકે છે. આખરે તો પ્રભુ સાથે શિષ્યનો સંબંધ કરાવી આપવાની ગુરુની આધ્યાત્મિક શકિતની કિંમત છે—એની માનવ તરીકેની મર્યાદાઓની નથી. સમજાય છે?'

મારો બીજો પ્રશ્ન ઉત્થાપન—જમીન પરથી અદ્ધર થવાની ક્રિયા—અને સૂક્ષ્મમાંથી વસ્તુઓ સ્થૂલમાં પ્રગટ થઈ શકે છે એ વિષેનો હતો.

'પણ એ વિષે બહુ બીવા જેવું નથી યોગનો છેવટનો ઉદ્દેશ પ્રભુનો સાક્ષાત્કાર કરવાનો તથા દિવ્ય જીવન પ્રાપ્ત કરવાનો છે સૂક્ષ્મ ભૂમિકાની

એ બધી સિદ્ધિઓ ગૌણ વસ્તુઓ છે, એટલે આધ્યાત્મિક અનુભવ માટે કાંઈ એમની આવશ્યકતા નથી એમનામાં તમારી માન્યતા હોય કે ન હોય એ તમારા મનના ઉપર આધાર રાખે છે' એમણે કહ્યું.

'મને બીક એ હતી કે ગુરુના અભિપ્રાયો સ્વીકારવાની અશકિત ગુરુની દોરવણીથી લાભ ઉઠાવવાની નાલાયકાત તરીકે ગણાશે.' મેં કહ્યું.

'એ વિષે નિશ્ચિત રહો; કારણ કે હુ જે કાંઈ લખું છું તે મારી શોધ કે મારું દૃષ્ટિબિંદુ સમજાવવા કે રજૂ કરવા માટે લખું છું. બીજાને માટે તે બંધનકર્તા હોવું જોઈએ એવો મારો મુદ્દલે આગ્રહ નથી. મને સરમુખત્યાર થવાનું પસંદ નથી અને બધાના અભિપ્રાયો મારાથી નિયમાવા જોઈએ એવો મારો બિલકુલ આગ્રહ નથી.'

થોડી વાર પછી પાસે એક બ્રૉંઝનું પૂતળું હતું તે બતાવીને બોલ્યા: 'ઉદાહરણ તરીકે મને આ મૂર્તિ સુંદર લાગે છે, પરંતુ તમે એ અભિપ્રાય સાથે સંમત ન થાઓ તેમાં મને શેનો વાંધો હોય?'

'પરંતુ તમારા અભિપ્રાયથી જુદા પડતાં પણ મને દુઃખ થાય છે. ઉદાહરણ તરીકે, સૂક્ષ્મ ભૂમિકાની શકિત વડે સ્થૂલ પદાર્થ બની શકે એ વિચાર સ્વીકારતાં મને મુશ્કેલી નડે છે. છતાં મારા દૃઢ થઈ બેઠેલા સસ્કારોને દૂર કરવા ખાતર પણ એમાં માનવાનું મને મન થાય છે ટૂંકામા, મારી બુદ્ધિ પોતાના સિંહાસનનો ત્યાગ કરે એમ હું વાંછું છું પણ એનું સ્થાન લે એવો નવો રાજા ક્યાં છે?' મેં પૂછ્યુ.

'એ નવી જ્યોતિ પ્રાપ્ત થવી સહેલી છે, જો તમારું મન તર્કશક્તિ સર્વ કાર્ય કરવા માટે પર્યાપ્ત છે, શકિતમાન છે, એમ માનવાનુ મૂકી દે તો. આખરે તો સ્થિતિ એ જ આવીને ઊભી રહે છે, કે 'સઘળા અનુભવોનો ન્યાયાધીશ આપણું મન છે' આધ્યાત્મિક અનુભવ એની સાફ ના પાડે છે કેવળ મનથી કશાનુ પણ વાસ્તવિક જ્ઞાન મેળવી શકાય તેમ નથી. મનનુ બંધારણ જ એવું છે કે દિવ્ય સત્ય અને તેના કાર્યનો ઘણો થોડો અંશ જ સમજી શકે તેમ છે. દિવ્ય સત્યના કાર્યનો એક પ્રદેશ ગૂઢ ઘટનાઓનો

બનેલો છે ત્યાં મનની ગતિ નથી એનું કાર્ય મનની અશકિતના ઉદાહરણ રૂપ છે એ બધી ઘટનાઓ છેતરપિંડી છે એમ કહીને એમને દૂર ફેંકી દેવાને બદલે તમે એમનો ન્યાય તોળવાને અધિકારી બનો ત્યાં સુધી નિર્ણય કરવાનું તમારે મુલતવી રાખવુ જોઈએ કોઈ વધારે મહાન ચેતનાનો વિકાસ થયા પછી જ પ્રભુના દિવ્ય કાર્યને આ પાર્થિવતાના પરદા પાછળ કે ગૂઢ શકિત ઓના કાર્યના વેશમાં સમજી શકાય તેમ છે '

' તર્કની એક દલીલ તરીકે તમે કહો છો તે ઠીક છે, પરંતુ બિજય ગોસ્વામી એક જગાએ કહે છે કે એમના ગુરુ એમની પત્નીને આકાશમાર્ગે ઘણા દૂરને સ્થળે લઈ ગયા હતા—એ વાત બનવા જેવી કે સપ્રમાણ લાગે છે?'

'એમની પત્નીની બાબતમા તેઓ કહે છે તે પ્રમાણે બન્યું હતું કે નહિ તે વિષે હુ કાંઈ કહી શકુ તેમ નથી, પરંતુ ઉત્થાપનની ઘટના શકય તરીકે જોવામા આવી છે અને યોગીઓ પ્રત્યક્ષ અનુભવથી એની પરીક્ષા પણ કરી શકે છે વળી એ વિષેની ખાતરી પણ કરવામા આવેલી છે, તો પછી તેને એકદમ અશકય કહીને કેવી રીતે ટાળી શકાય? મનને જેની સમજૂતી મળતી નથી એવી ઘટનાઓના તો હજારો પુરાવાઓ આપણા અનુભવો આપે છે ગમે તે કહો, પણ આખરે તો અનુભવ જ વાસ્તવિકતાની કસોટી છે અને હોવી પણ જોઈએ અનુભવ કહે છે કે ઉત્થાપન અગર સ્થૂલ વસ્તુઓનું સૂક્ષ્મમાંથી પ્રાકટય શકય છે'

'એવી તો ઘણી ઘટનાઓ વિષે આપણે સાંભળીએ છીએ સૂક્ષ્મમાથી સ્થૂળમાં વસ્તુનું પ્રાકટય શકય છે ખરુ? અત્યાર સુધી એવી ઘટના નજરે જોઈ હોય એવુ કોઈ મને મળ્યું નથી! આપણી પાસે વિશ્વાસપાત્ર સાબિતી હોવી જોઈએ, ફકત શબ્દો નહિ' મે કહ્યું.

'ત્યારે હવે મે મારી નજરે જે જોયુ છે તે સાભળો અને એ ઘટના બની તેના બીજા અડધો ડઝન પાત્ર સાક્ષી હતા સૂક્ષ્મ ભૂમિકાના ગૂઢ નિયમો છે અને એના વિષે પ્રયોગો થઈ શકે છે એ બાબતના પુરાવા તરીકે તમારે આ ઘટના ગણવાની છે એ વસ્તુઓ કલ્પના કે ભ્રમ કે છેતરપિંડી નથી, પરંતુ

સાચેસાચી હકીકત પણ હોઈ શકે છે.

'૧૯૨૧ ના શિયાળામાં 'ગેસ્ટ હાઉસ' નં. ૧૦. ફ્રાંસ્વા માર્તેમાં પત્થરો પડયા : પત્થરા પડવાની ક્રિયાનો આરંભ બહુ જ થોડા પત્થરો રસોડા તરફ પડયા ત્યારથી થયો. બહારથી જોતા એમ લાગે કે સામી અગાશી-માંથી કોઈએ નાખ્યા હશે. પણ ત્યાં અગાશીમાં કોઈ હતું નહીં. આ ઘટના ઘણુંખરું સાંજે શરૂ થતી અને શરૂઆતમાં અર્ધો કલાક ચાલતી. પરંતુ દિવસે દિવસે એના ગાળામાં વધારો થતો ગયો. પત્થરો મોટા થયા અને વધારે જોરથી પડવા લાગ્યા, એમની ઝડપ પણ વધી. પછીથી થોડા કલાકો સુધી એ મારો ચાલુ રહેવા લાગ્યો. આખરે મધરાતને સમયે તો રીતસર બંદૂકના મારા જેવું થઈ પડયું અને તે પણ રસોડા પર મર્યાદિત નહોતો, બહારના વરંડામાં પણ પત્થરો પડવા લાગ્યા. શરૂઆતમાં તો અમે કોઈ માણસોની રચેલી બાજી હશે એમ ધારીને પોલીસને ખબર મોકલી. પણ એમની શોધ બહુ જ થોડો વખત ચાલી. અને જ્યારે પોલીસોમાંના એકના બે પગ વચ્ચે થઈને એક પત્થર 'સૂ' કરતો અમારા વરંડામાંથી પસાર થયો ત્યારે ભયભીત થઈને પોલીસે શોધ કરવી પડતી મૂકી! અમે અમારી રીતે તપાસ કરી. પણ જ્યાંથી પત્થરો આવતા જણાતા કે આવી શકે તેમ હતું તે બધી જગાએ પૂરતી તપાસ કરતાં જણાયું કે ત્યાં કોઈ જગાએ માણસો જ હતાં નહીં'.

'આખરે જાણે કે અમારા ઉપર દયા કરીને અમને સર્વ પ્રકારની શંકાથી મુક્ત કરવા ખાતર હોય નહીં તેમ, બંધ કરેલા ઓરડામાં પણ પત્થરો પડવા લાગ્યા! એમાંનો એક ખાસ્સો મોટો હતો. તે પડયા પછી તરત જ મેં જોયો, ત્યારે તે લાંબો થઈને નેતરના ટેબલ પર નિરાંતે પડયો હતો! જાણે એને આરામ લેવાની જગા એ ટેબલ હોય નહીં! આ પ્રમાણે પત્થરો વધારે ને વધારે જોખમ ભરેલી રીતે પડવા લાગ્યા. બિજયની ઓરડીનાં બારણાં પર પત્થરો જોરથી પડતા, એ સિવાય અત્યાર સુધી કઈ વધારે નુકસાન થયું ન હતું. છેલ્લા દિવસની આગલી રાતે હું એનુ નિરીક્ષણ કરતો હતો. પત્થરો અંતરિક્ષમા—હવામાં જમીનથી થોડા ફૂટ ઊંચે જોવામાં આવતા. તે દૂરથી આવતા નહીં,

પરંતુ ઓચિંતા પ્રગટ થતા અને જે દિશામાંથી તે આવતા જણાતા તે પરથી તો અમારા ખુલ્લા ચોકમાંથી કે અમારા વરંડામાંથી જ કોઈ તે નાખતું હોય એમ લાગતું પરંતુ એ આખી જગામાં પ્રકાશ હતો અને મેં જોયું કે ત્યાં કોઈ હતું નહીં—હોવાની શકયતા જ ન હતી છેવટે તદ્દન મૂર્ખ એવો એક છોકરો નોકર હતો, જેના પર આ હુમલા કેન્દ્રિત હતા, તેને બિજયે પોતાની ઓરડીમાં આશ્રય આપ્યો હતો, તેના શરીર પર પત્થરા પડવા માંડયા! અને બંધ બારણાવાળી ઓરડીની અંદર પ્રગટ થયેલા પત્થરના ઘાથી એને લોહી નીકળવા લાગ્યું બિજય મન બોલાવ્યા, એટલે હું ગયા અને છેલ્લો પત્થર એ છોકરા પર પડતો મેં નજર જોયા એ અને બિજય પાસેપાસે બેઠા હતા અને એમની સામી બાજુથી પત્થર આવ્યો હતો, પણ નાખનાર કોઈ હતું નહીં

'અત્યાર સુધી અમે નિરીક્ષણ કરતા હતા અને તપાસ ચલાવતા હતા પણ હવે હદ થઈ લાગી ઘટના જોખમભરેલી બની હતી, અને કાંઈ કરવું જ જોઈએ એમ અમને લાગ્યું શ્રી માતાજીને આ ગૂઢ વિદ્યાઓનું જ્ઞાન હતું તે પરથી એમણે નક્કી કર્યું કે ઘરમાં જે છોકરો નોકર હતો, તે અને ઘર બન્ને વચ્ચેના સંબંધને લઈને આ ઘટના બનવા પામે છે એટલે એ ગાંઠ તોડવામાં આવે, અને છોકરાને ઘરથી જુદો કરવામાં આવે તો પત્થરો પડવા બંધ થવા જોઈએ. અમે એ છોકરાને રીશીકેશને ઘેર મોકલી દીધો એટલે એકદમ પથરા પડવા બંધ થઈ ગયા! ત્યાર પછી એક પણ પથરો પડયો નથી

'આથી જોઈ શકાય છે કે ગૂઢ શકિતઓની ઘટનાઓ વાસ્તવિક હોય છે અને ભૌતિકશાસ્ત્રની ઘટનાઓ જેમ અમુક નિયમ કે પ્રકિયા પર આધાર રાખે છે તે જ પ્રમાણે એમના પણ નિયમ અને ચોક્કસ પ્રક્રિયાઓ આવી રહેલી છે, જેમના વડે એ ઘટનાઓ ઉપજાવી શકાય છે એટલું જ નહીં પણ તેમને અટકાવી કે છેક વિનાશ પણ પમાડી શકાય છે'

આ ઘટનાના સાક્ષી બારિન્દ્રકુમાર ઘોષ, ઉપેન્દ્રનાથ બેનરજી, રીશીકેશ કોંજીલાલ, બિજયકુમાર નાગ, સત્યેન, અમૃતા વગેરે હતા

વત્તેલ કરીને એક રસોઈયો હતો તેને નોકરીમાંથી બરતરફ કરવામાં આવ્યો ત્યારે તેણે ધમકી આપી હતી, કે 'હું તમને બતાવીશ કે તમે અહીં કેવા રહી શકો છો?' એણે એક મુસલમાન ફકીરની મદદ લઈને મેલી વિદ્યાનો પ્રયોગ કરાવ્યો. જે છોકરો નોકર હતો તેને માધ્યમ તરીકે વાપર્યો. જ્યાં જ્યાં એ છોકરો ઘરમાં જતો ત્યાં ત્યાં પત્થરો પડતા. ઉપેન્દ્રનાથ બેનરજી તો એવી ગૂઢ ઘટનાની શક્યતાને પણ હસી કાઢતા હતા. હાથમાં લાકડી અને લેન્ટર્ન લઈને રાત્રે અગાસી પર દોડાદોડ કરતા હતા ત્યારે પણ પથરા તો પડયે જતા હતા!'

પછી સાત દિવસને અંતે જ્યારે શ્રી માતાજીએ છોકરાને બીજે ઘેર (રીશીકેશને ઘેર) મોકલી દીધો અને પોતાની શકિત વડે એ પ્રાણમય શકિતને પાછી ફેંકી ત્યારે વત્તેલની સ્ત્રી દોડતી—રડતી આવીને શ્રી અરવિંદ અને શ્રી માતાજીને પગે પડી. જેણે પ્રયોગ કર્યો હતો તેના ઉપર એ શકિતએ હુમલો કર્યો હતો અને વત્તેલ ઓચિંતો મરણતોલ માંદો પડી ગયો હતો. શ્રી અરવિંદે ક્ષમા આપી અને એ જીવ્યો

'એટલે તમે જોઈ શકો છો,' એમણે વર્ણનને અંતે કહ્યું : 'કે માતાજીને ગૂઢ ભૂમિકાઓનું જ્ઞાન ઉત્તર આફ્રિકામાં મળ્યુ હતું. તેને લઈને આ ઘટનાને બરાબર સમજી શક્યાં હતાં'

'અને તમે?' મેં પૂછ્યું

'મને પણ એવી ગૂઢ ભૂમિકાના સેંકડો અનુભવો થયા છે' એમણે ઉત્તર આપ્યો

'ઉત્થાપન વિષે તમે શુ કહો છો?'

'હું ઉત્થાપન થઈ શકે એ વિચારને સ્વીકારુ છુ, કારણ કે પ્રકૃતિની શકિતઓનો એવા પ્રકારનો અનુભવ થયો હતો કે જો એ શકિતઓનો વિકાસ કરવામાં આવે તો પરિણામે ઉત્થાપન થાય અને મને એવો સ્થૂલ અનુભવ પણ થયેલો છે ઉત્થાપનનો સિદ્ધાંત સાચો ન હોય તો તે શકય જ નથી.'

'તો પછી આજકાલનું માનસ એવા અનુભવોને સત્ય તરીકે સ્વીકારવાને શા માટે આટલો બધો નિશ્ચયાત્મ વિરોધ કરે છે?' મેં પૂછ્યું.

'મારાં લખાણોમા મેં એ પ્રશ્નોનો પણ ઉત્તર આપેલો છે અને ત્યાં મેં જણાવ્યું છે કે માનવ મન જ્ઞાન પ્રત્યે વિકાસ પામી રહેલું અજ્ઞાનનું કરણ છે એનો અર્થ એવો નથી કે આધ્યાત્મિક જીવનમાં મનને બિલકુલ સ્થાન જ નથી પરંતુ એ જીવનમા તે મુખ્ય કરણ થઈ શકે તેમ નથી એટલું તો નક્કી છે તો પછી એ એવી પ્રમાણભૂત શકિત તો ક્યાંથી જ ગણાય, જેના નિર્ણયને પ્રભુએ તથા અન્ય સર્વ વસ્તુઓએ પણ તાબે થવું જોઈએ? સામાન્ય માનસ એમ ધારે છે કે સામાન્ય ચેતનાથી ઉપરની જે વસ્તુ છે, તેના વિષે સામાન્ય ચેતનામા પડયા રહીને પણ પોતે નિર્ણય બાંધી શકે તેમ છે તે બરાબર નથી ખરી વસ્તુ એ છે કે માણસે પોતાની ચેતનાનો વિકાસ કરવો જોઈએ, જેથી કરીને મનથી ઊર્ધ્વમા રહેલાં સત્યોનો સાક્ષાત્કાર થઈ શકે. એ પ્રમાણે ચેતનાનો વિકાસ તમે કરી શકો અને તમારા ચૈત્ય પુરુષને એટલે કે અંતરાત્માને તમારી પ્રકૃતિને દોરવાનું કામ કરવા દો તો યોગ્ય સમયે તમે જેની માગણી કરો છો તે વસ્તુ પ્રત્યે તે તમને દોરી જશે, અને ત્યા અર્ધ પ્રકાશવાળું મન તમારી દૃષ્ટિને મર્યાદિત કરી શકશે નહિ; કારણ કે ઊર્ધ્વ ભૂમિકાઓમાંથી નીચે ઊતરતો પ્રકાશ તમારા મનનું સ્થાન લેશે અને ઊર્ધ્વમાથી જ્ઞાનનો પ્રવાહ વહેતો થઈ જશે. છેવટે અધિમનસ અને અતિમનસ સુધી તમે પહોચી શકશો.'

'હું એ સમજી શકું છું કે માનસિક નિસ્પંદ અવસ્થા જો માણસ મેળવી શકે તો તે ઘણી મદદગાર થઈ પડે. પણ મારી મુશ્કેલી એ છે કે મારુ તોફાની મન પોતાની સત્તા રાજીખુશીથી છોડી દે તેમ નથી વળી ઘણી વાર મને એમ પણ લાગે છે કે મનના બૌદ્ધિક પ્રશ્નો પણ આખરે કાંઈ ઉપયોગના હશે, એમનો પણ કોઈ હેતુ હશે. શંકાઓ આપણને મદદગાર પણ કેમ ન હોય; એવો પ્રશ્ન પણ મને થાય છે.'

'શંકાઓથી એટલે કે કેવળ શંકાઓ અને સંશયોથી હું નથી ધારતો કે કશો લાભ થઈ શકે; માનસિક પ્રશ્નો લાભદાયક બને ખરા, પણ તે એ શરતે કે પ્રશ્નો સત્યની ગવેષણા—શોધ—ને માટે હોવા જોઈએ. પરંતુ સંશયવાદીપણું કાયમ રાખવા માટે પ્રશ્નો કર્યા કરવા યા તો વિરોધ કરવા ખાતર કે ઈન્કાર કરવા ખાતર જ પ્રશ્નો ઊભા કરવા, એને પરિણામે જો આત્માના આધ્યાત્મિક સત્યની સામે એનો પ્રયોગ કરવામાં આવે, તો કાં તો ભૂલ થાય છે, અથવા તો સદાની અનિશ્ચિત મનોદશા જ પરિણામમાં મળે છે. જ્યારે જ્યારે દિવ્ય જ્યોતિ આવે, ત્યારે ત્યારે હું હમેશાં સવાલો જ કર્યા કરું અને એ સત્યદર્શન કરાવવાની દરખાસ્ત કરે તેનો ઇન્કાર કરું, તો એ પ્રકાશ મારા અંતરમાં રહી શકે નહિ, સ્થાપન થઈ શકે નહિ એ દેખીતું છે. છેવટે પોતાનો અસ્વીકાર થવાથી અને મારા મનમાં એનો પાયો જામતો ન જણાતાં તે સત્ય પાછું ફરી જશે. સાધના કરતાં આપણે શંકાઓવાળી અવસ્થા પસાર કરવાની આવે એ શક્ય છે, પણ તે આપણી મરજીને લઈને કે ઇચ્છાપૂર્વક નહિ પરંતુ આપણા જ્ઞાનમાં અપૂર્ણતા હોય છે તેને લઈને.'

ત્યાર પછીનો મારો પ્રશ્ન આ હતો : 'માનસિક વિકાસ અમુક સંજોગોમાં અંતરાત્માના આધ્યાત્મિક વિકાસમાં બાધારૂપ થઈ શકે કે નહિ?'

'થઈ શકે અને ઘણી વાર થાય છે પણ, ખાસ કરીને સાધકનું વલણ ખોટું હોય તો. એટલે કે મન જ આપણા વ્યક્તિત્વનું આખરી કારણ છે એમ માણસ માની લે તો એ બાધાકારક નીવડે છે. આપણી ઉત્ક્રાંતિને વેગ આપવા માટે ઊર્ધ્વ ભૂમિકાની જે જ્યોતિ આવે છે તે આપણી પાસે સહકારની માગણી કરે છે, પરંતુ મન અને પ્રાણનું અભિમાન એ જ્યોતિ માટે જગા કરવા ના પાડે તો તે ઊર્ધ્વ જ્યોતિ પ્રવેશ જ કરી શકતી નથી. ઉદાહરણ તરીકે જે લોકો માનસિક કે પ્રાણમય જીવનમાં સંતોષ માનતા હોય છે તેઓ ઘણું ખરું પોતે મનોમય કે પ્રાણમય કે શારીરિક પ્રાણીઓ છે એમ જ માનતા હોય છે. આત્મા કે અંતરાત્મા જેવી વસ્તુનું અસ્તિત્વ સ્વીકારવાની એમને પ્રેરણા જ થતી નથી. બહુ બહુ તો એમને મન આત્મા એટલે શરીરના વિલય

પછી જીવતી રહેનાર કોઈ વસ્તુ હોય છે જ્યા સુધી અંતરાત્મા પ્રકૃતિનાં કાર્યોની પાછળ રહે છે ત્યાં સુધી એ પ્રમાણે જ ચાલે છે'

'તમે મને લખ્યુ હતુ કે વિકાસની અમુક ભૂમિકા પ્રાપ્ત ન થાય ત્યાં સુધી અંતરાત્માને એ પ્રમાણે પરદા પાછળ રહીને કાર્ય કરવુ પડે છે' મે કહ્યુ.

'ત્યાં સુધી અંતરાત્માને વાટ જોવી પડે છે, અને વ્યકિતત્વના વિકાસમાં તે પાછળ રહીને સહાય કરે છે એ વચલા સમયમા માનવનું મન જો નમનીય રહી શકે તો તે ઘણી મદદ કરી શકે અર્થાત્ મને અંતરાત્માના કરણ તરીકે, નહિ કે એના માલિક તરીકે વર્તવુ જોઈએ'

'પણ સમજવુ એક વસ્તુ છે અને સમજ્યા પ્રમાણે આચરણ કરવુ એ જુદી જ વસ્તુ છે તમે કહો છો તે પ્રકારની માનસિક નમનીયતા મેળવવી મને અતિશય મુશ્કેલ લાગે છે એ કેવી રીતે કરવુ એ વિષે થોડી વ્યવહારુ સૂચના આપશો?' મે પૂછ્યું

'પણ મે તમને કેટલી યે વાર આપી છે ને? તમારા અંતરાત્મા સાથે સંબંધ સ્થાપન કરવા માટે, અંતરમા જીવન જીવવા માટે, કવિતા અને સગીત એ બે પ્રવૃત્તિની મદદ લેવા માટે મે તમને લખ્યુ નથી? એ વસ્તુ તમારી ભકિતને મદદરૂપ છે અને સાચું વલણ ધારણ કરવામા તમને સહાય કરે છે તેટલા માટે એમનો આશ્રય લેવાનુ મે નથી સૂચવ્યુ? અંતરાત્માનો માર્ગ સૂર્યના પ્રકાશવાળો સરળ અને સીધો માર્ગ છે જેમ જેમ અંતરાત્મા તમારી પ્રકૃતિમા આગળ આવશે, તેમ તેમ માનવપ્રકૃતિનુ દિવ્ય પ્રકૃતિમાં રૂપાંતર વધારે ને વધારે સહેલું બનશે તેટલા માટે ભકિત, સેવા અને કર્મનો માર્ગ અનુસરવાનું હુ તમને કહેતો આવ્યો છુ'

'હુ તે સમજુ છુ, પણ હુ અંતરાત્માનું વલણ જાળવી શકતો નથી, તેનું શું? શા માટે હુ નથી કરી શકતો?' મે પૂછ્યું

'કારણ કે તમારો પ્રાણ અધીરાઈને લઈને અસ્થિર થઈ જાય છે અને પછી તમારુ મન સવાલો પૂછવા માંડે છે અને કટાળી જાય છે'

'પણ મનને શાંત કેવી રીતે કરવું?'

'એને માટે જુદા જુદા ઉપાયો છે; સાધકોને માટે અલબત્ત એક તો વિવેકાનંદે વાપર્યો તે ઉપાય છે. શાંત બેસીને મનને દોડવા દેવું. એની ક્રિયા તો આપોઆપ ચાલ્યા જ કરતી હોય છે; વાંદરાની પેઠે મન તો ચારે તરફ કૂદાકૂદ કરતું હોય છે. એને કૂદવા દો, તમે એને જોયા કરો અને વાટ જુઓ. એ પ્રમાણે છૂટી લગામ મૂકશો તો તમને જણાશે કે મન વધારે ને વધારે શાંત થતું જાય છે. આખરે સંપૂર્ણ કાબૂમાં આવી જશે.

'બીજો, લેલેએ બતાવ્યો તે માર્ગ છે; મનને શાંત કરો એટલે કે મનની ક્રિયામાં, વિચારની ક્રિયામાં તમે પોતે ભાગ લો નહિ. તમે જોશો કે તમે, વિચારો તમારા પોતાના છે એમ માનો છો તે ભૂલ છે. ખરું જોતાં વિચારો બહારથી તમારા મનમાં આવતા હોય છે. જેમ વિચારો આવતા જણાય તેમ તેમને બહાર ફેંકી દો. એટલે તમારું મન શાંત થશે. એ પ્રમાણે કરતાં મેં જોયું કે વિચારો ખરેખર બહારથી આવતા હતા! અને મારા મનમાં પ્રવેશ પામે તે પહેલાં જ મેં તેમને બહાર નાખી દીધા. આમ ત્રણ દિવસમાં મારું મન સર્વ વિચારોથી મુકત થઈ ગયું. મારું મન વિશાળ, વિરાટ અને મુકત બન્યું અને જે વિચારો મનમાં આવતા તેમના ઉપર મારો કાબૂ રહેવા લાગ્યો, કારણ કે ક્યા વિચારને આવવા દેવો ને કોનો ત્યાગ કરવો એ નક્કી હું કરતો હતો.'

'હું પણ પ્રયત્ન કરું છું, સંગીત અને કવિતા દ્વારા સાચું વલણ સ્થાપન કરવાનો પ્રયત્ન કરું છુ, પરંતુ એ પ્રવૃત્તિઓ મને સંતોષ આપતી નથી. એ બધી નિરર્થક છે એવા સંસ્કારનો હું ત્યાગ કરી શકતો નથી. કોઈ રમત જેમાં આપણને રસ પડતો ન હોય, છતાં દેખાવ કરવો પડે કે રસ પડે છે તેના જેવી એ પ્રવૃત્તિઓ લાગે છે' મેં કહ્યું.

'એ તમારા માનસ ઉપર જૂની—વૈરાગ્યના સંસ્કારની અસર છે. હું પોતે વૈરાગ્યની દરકાર કરતો નથી. એના કરતાં હું ગીતાનો સમતાનો માર્ગ

પસંદ કરું છું એમાં સાધક ક્યાંય આસક્ત થતો નથી, ક્યાંના બંધનમાં પડતો નથી,' એમણે ઉત્તર આપ્યો

'પણ એવું કેમ બને છે કે હું પોતે જ્યારે પ્રાણની ક્ષુબ્ધ અને મનની શૂન્યશીલ અવસ્થામાં હોઉં છું, ત્યારે ઘણા લોકો મારું સંગીત સાંભળીને ખૂબ જ પ્રભાવિત થાય છે અને હું જાણે શ્રદ્ધા, આનંદ, આધ્યાત્મિક સામર્થ્ય વગેરેની જ્વલંત મૂર્તિ હોઉં એ પ્રમાણે બોલે છે ખરું જોતાં હું શોકમગ્ન, નિર્બળ અને એકાકી હોઉં છું' મેં પૂછ્યું

'એવું ઘણી વાર બને છે લોકો તમારા અંતરાત્માનો સ્પર્શ પામે છે અને અંતરાત્મામાં એ બધા ગુણો રહેલા છે'

'આધ્યાત્મિક જીવનમાં આવી ઘટનાઓ ઘણી વાર બને છે મન એવી વસ્તુઓની કલ્પના પણ ભાગ્યે કરી શકે છે કેટલીક વાર એવું પણ બને છે કે ગુરુ શિષ્ય કરતાં ઓછો હોય છે—પોતે જેનો સાક્ષાત્કાર કર્યો નથી એવી વસ્તુ તે પોતાના શિષ્યને આપી શકે છે! ઘણી વાર આધ્યાત્મિક શક્તિ જે માણસ એનું વાહન બને છે તેનાથી અજ્ઞાનપણે પોતાનું કાર્ય કરે છે'

'એવી આધ્યાત્મિક શક્તિ, જેનો પ્રયોગ કોઈ ગુરુ કે સિદ્ધ કરતો હોય તે સઘન (અં કોંક્રીટ) અને પ્રત્યક્ષ હોય છે ખરી?' મેં પૂછ્યું

'સઘન! તમે સઘન કોને કહો છો? આધ્યાત્મિક શક્તિની એની પોતાની સઘનતા હોય છે એ શક્તિ પોતે રૂપ પણ ધારણ કરી શકે છે ઉ ત પ્રવાહનું રૂપ વળી એ પ્રવાહ વિષે માણસ સચેતન બની શકે છે, તથા એને પોતે ધારે તે પદાર્થ તરફ દોરી શકે છે—મોકલી શકે છે આધ્યાત્મિક ચેતનામાં આ શક્તિ સહજ હોય છે—આ એના વિષેની હકીકત છે, ઘટના છે પરંતુ આધ્યાત્મિક ચેતના સિવાય પણ બીજી સૂક્ષ્મ શક્તિઓ રહેલી છે, જેમનો જગતમાં અમુક ઠેકાણે અમુક પરિણામ લાવવા માટે સંકલ્પપૂર્વક પ્રયોગ કરી શકાય છે જેમ કોસ્મિક આંદોલનો કે વીજળીના પ્રવાહો વગેરેની સ્થૂલ શક્તિનાં બનેલાં મોજાંઓ તરંગો હોય છે તે જ પ્રમાણે માનસિક શક્તિના પ્રવાહની ઊર્મિઓ,

શ્રી અરવિંદે સ્મિત કર્યું અને કહ્યુ "તે હુ નથી જાણતો"

"એ કેમ બની શકે? તમને ખબર હોવી જ જોઈએ" મે કહ્યુ

શ્રી અરવિંદ હસી પડયા "તમે જાણો છો તે રીતે હુ નથી જાણતો" પછી મારા તરફ તીક્ષ્ણ દૃષ્ટિથી જોઈ રહ્યા થોડી વાર જોઈને કહ્યુ "કારણ કે હુ માનસિક ભૂમિકા પર ઊભેલો નથી, હુ મન વડે કશો નિર્ણય કરતો નથી"

"પણ, તમે એમ તો નથી કહેવા માગતા કે તમારા જેવી ઓજસ્વી વ્યકિત આ નાના સરખા ઓરડામા કાળના અત સુધી પુરાઈ રહેશે?"

"પણ મે તમને કહ્યુ ને કે મારી બાબતમા પહેલેથી નક્કી કરેલી એવી કોઈ વસ્તુ નથી હોતી" સ્થિર અવાજે શાતિપૂર્વક એમણે કહ્યુ, "હાલને માટે આટલું બસ છે કે હુ લોકોની મુલાકાતો લીધા કરુ તો મારે જે કરવાનુ છે તે કરી શકુ નહિ મારા છેવટના સમયના પત્રોમા થોડાઘણે અશે હુ શુ કરી રહ્યો છુ તે મે સમજાવ્યુ તો છે અને એ સિવાય પણ બીજી ઘણી જાતના વિરોધોને મારે જીતવાના છે એ તમે પોતે પણ સમજી શકશો" એમણે ઉમેર્યું

"તમે જે જ્યોતિના આગમન માટે પ્રયત્ન કરો છો તેનું આગમન થશે એનો તમારી પોતાની પાસે કોઈ પ્રકારનો નીચેગીપો પુરાવો છે ખરો?"

અર્ધસ્મિત કરીને એમણે કહ્યુ "હા, છે"

"તો પછી શુ અતિ મનન અવતરણ કરવા બાબત ગભીર છે,—ખરેખર અવતરવા માગે છે, એમ? એટલે મારા જેવા કેવળ માનવને માટે તે અવતરવા તૈયાર છે એમ માનવું?"

"હા," એમણે ઉત્તર આપ્યો, "ફક્ત એનુ અવતરણ કરાવવાનુ કામ મારુ છે, લોકોનુ નથી એટલુ યાદ રાખજો"

"પણ એનો અર્થ એવો થાય ખરા કે આસુરિક શકિતઓના ઉપર વિજય મળતા અતિમનસનુ અવતરણ થશે?"

"એવો વિજય પોતે એ અવતરણ નહિ લઈ આવે" દૂર ભાવિમા દૃષ્ટિ કરી એમણે ઉમેર્યું "પરતુ એનુ અવતરણ શકય બને એવી પરિસ્થિતિ તે

ઉત્પન્ન કરશે.'

'તમારું ખરું કાર્ય આ અતિમનસનું આવાહન કરવાનું છે?'

'હા,' એમણે તદ્દન સરળતાપૂર્વક ઉત્તર આપ્યો. 'હું એને માટે આવ્યો છું'

અને છતાં આ હું એમના કાર્યને હસતો હતો, મજાક કરતો હતો, એમની જોડે એ વિષે દલીલ કરતો હતો, એમનું દૃષ્ટિબિંદુ તપાસતો હતો, અને એમની અનંત કરુણાને લઈને એમણે મને આ હક્ક આપ્યો હતો તેનો હું આવો ઉપયોગ કરતો હતો!!!

અર્જુનને થયો હતો તેવો પશ્ચાતાપ 'સખેતિ મત્વા પ્રસભં યદુક્તમ્' મને થયો. રજા લેતાં પહેલાં એમનાં 'અહના' કાવ્યની આખરની પંક્તિઓ વાંચી સંભળાવવાની મેં પ્રાર્થના કરી એમણે તુરત તે સ્વીકારી અને યોગ્ય ચડ-ઊતરવાળા અવાજ સાથે સુંદર રીતે એ ભાગ મને વાંચી સંભળાવ્યો.

ની

જાણે કોઈ ચિર પરિચિત વ્યક્તિ હોય એવુ જ લાગેલુ, એટલે પરિચય શરૂ ક્યારે થયો એ તો અનિશ્ચિત જ રહી ગયું

અલબત્ત, એમના પરિચયની શરૂઆત હિંદના રાષ્ટ્ર જીવનના મહા સાગરમા આવેલા સૌથી પહેલા ઘોડાપૂર સાથે જોડાયેલી લાગે છે, પણ તે શરૂઆત જ ૧૯૦૫ થી ૧૯૧૦ સુધીના વર્ષો જાગ્રત હિંદ માટે અપૂર્વ ક્રાંતિના વર્ષો હતા ત્યાર પછીની પેઢીઓએ બે ત્રણ ક્રાંતિના જુવાળો અનુભવ્યા છે પણ ગુલામીના બંધનો તોડીને જાગેલી, સુષુપ્ત ભારતની શકિતનો જે પહેલો ધસારો હતો તે અપૂર્વ હતો, એના ઘોડાપૂરે ભારતના રાજકીય આદર્શની ટોચ—સ્વતંત્ર, પ્રજાસત્તાક હિંદ રૂપે—આંકી આપી પછી એ પાણી ઊતર્યા, પાછા ચડયા એમ ભરતી ઓટની ક્રિયાના વારાફેરાને અંતે ૧૯૪૭મા પ્રજાએ આંબ્યો આંક સાધ્યો ઘોડાપૂરની જોખમકારી ટોચની ઉપર સંકલ્પ અને આનંદપૂર્વક સવારી કરનાર નેતાઓના અને સાથે ધસતા અનુયાયીઓના જીવનમા આમૂલ પરિવર્તનો થઈ ગયા અમારા મંડળના સભ્યોની જીવનદિશા આપોઆપ નક્કી થઈ ગઈ—ભારતની નિર્ભેળ સ્વતંત્રતાની ઉપાસના

સ્વતંત્રતાની પ્રાપ્તિની સાધનામાં લગભગ બધા જ નેતાઓની શકિત રોકાઈ ગઈ એમાના કેટલાકે રાજકીય સ્વતંત્રતાની પેલી તરફ માનવ જીવનની પૂર્ણતા પ્રત્યેની યાત્રાની દિશાની ઝાંખી કરવા પ્રયત્નો કર્યા સ્વામી શ્રદ્ધાનંદ, મદન મોહન માલવિયા, ટાગોર, મહાત્માજી વગેરે મહા જનોના કાર્યમા એ બેવડી પ્રેરણા વધતા ઓછા પ્રમાણમા આપણને જણાય છે એ સૌમા પ્રાચ્ય સંસ્કૃતિના પ્રાણવાન અને આવશ્યક તત્ત્વો અને આર્ય સંસ્કૃતિનાં આધ્યાત્મિકતાના જીવંત તત્ત્વોનો સમગ્ર માનવજાતિ સ્વીકારી શકે એવા બુદ્ધિગ્રાહ્ય, વ્યકિતના અને સમષ્ટિના પ્રશ્નોને સર્વાંગીપણે આવરી લેતો, એવો સમન્વય કોઈએ આપ્યા હોય તો તે શ્રી અરવિંદે એવી અભ્યાસને પરિણામે બંધાયેલી મારી પ્રતીતિએ મને અંતરાત્માના 'સેપિ લેતુ' ના જેટલા જ બળ વડે એમના પ્રત્યે આકર્ષ્યો હતો એટલે 'આર્ય'

હતાં અને વચલો વરન્ડાનો ભાગ ખુલ્લો બે બારણાવાળો ડાઈનિંગ રૂમ જેવો હતો સવારે આઠેક વાગે હુ પહોચી ગયો અમૃતા જોડે થોડીઘણી વાતચીત થઈ, સુરેશ ચક્રવર્તી જોડે પણ શ્રી અરવિંદને ત્રણ વાગે મળવાનુ હતુ ચદ્રશેખર અય્યા પણ કૉલેજમાથી અહીં આવ્યા હતા એમના રોજના કાર્યક્રમ વિશે થોડી માહિતી મેળવી જમ્યા વગર જ ત્યાં વાટ જોઈને બેઠો અમૃતાએ ઘરના બધા માણસો માટે પપૈયુ કાપ્યુ તેમાથી મને પણ થોડુ આપ્યુ

* * *

ઉપરના વરન્ડામા ભૂરા કપડાથી ઢકાયેલા એક નાના ટેબલ પાછળ લાકડાની ખુરસી હતી તેના ઉપર શ્રી અરવિંદ બેઠા હતા દાદર ચડીને હુ ઉપર ગયો પ્રથમ દર્શને જ જાણે કોઈ આધ્યાત્મિક જ્યોતિ એમના ચહેરાની આજુબાજુ હોય એમ લાગ્યુ એમની દૃષ્ટિ વેધક હતી પત્રવ્યવહાર કરેલો હોવાથી એમણે મને ઓળખ્યો તો હતો જ છોટુભાઈ એમને વડોદરે મળેલા અને અમારા મડળે એમની પાસેથી પ્રેરણા લીધી હતી એ વાત મે યાદ દેવડાવી,—એમને તે યાદ હતી સસ્થાઓ વિષે પણ વાત કરી અને ક્રાંતિની ચળવળનો અમલ કરવાની સ્થિતિમા અમારુ મડળ છે એ મે જણાવ્યુ થોડી વાર પોતે મૌન રહ્યા પછી મને સાધના વિષે પ્રશ્નો પૂછ્યા મેં જવાબ આપ્યો અને ઉમેર્યું કે 'સાધના તો છે પણ હિંદ સ્વતંત્ર ન થાય ત્યા સુધી એમા મન પૂરેપૂરુ એકાગ્ર કરવુ મુશ્કેલ છે'

'હિંદને સ્વતત્ર થવા માટે ક્રાંતિકારી ચળવળની—અંગ્રેજોને મારવાની કે બળવો જગાવવાની—જરૂર, કદાચ, નહિ પડે,' એમણે જણાવ્યુ

'એ સિવાય અગ્રેજ સરકાર હિંદમાંથી શી રીતે જવાની છે?' મે પ્રશ્ન પૂછ્યો

શ્રી અરવિંદ 'એ જુદી વાત છે, પણ બીજી રીતે હિંદ સ્વતંત્ર થાય એમ હોય તો તારે ક્રાંતિની ચળવળનો અમલ શા માટે કરવો જોઈએ? એના કરતા સાધના ઉપર જ ધ્યાન અપાય તો વધારે સારુ'

'પણ હિંદ એવો દેશ છે જેના લોહીમાં સાધના રહેલી છે. સ્વતંત્ર થયા પછી પણ, હું માનું છું કે, હજારો માણસો હિંદમાં યોગસાધના કરશે, પણ ગુલામોની આધ્યાત્મિકતાને, એમના યોગસાધનાના સત્યને કે શકિતને જગતમાં કોણ સાંભળશે? કોણ માનશે?'

શ્રી અરવિંદ: 'રાજકીય સ્વતંત્રતાનો સંકલ્પ તો હિંદ કરી ચૂકયો છે. એટલે એ કાર્ય કરનારા, હિંદની સ્વતંત્રતા માટે પ્રયત્ન કરનારા માણસો અને નેતાઓ જરૂર મળી આવશે. પણ યોગસાધના માટે કાંઈ બધાને સાદ થયો નથી હોતો, અને થતો પણ નથી. એટલે તારા અંતરમાં જ્યારે એ વિષે સાદ થયો છે તો એના પર એકાગ્રતા કરવી વધારે જરૂરી નથી? તારે કરવી હોય તો ક્રાંતિ કરવાને તું મુકત છે પણ મારી એમાં અનુમતિ નથી.'

'પરંતુ ક્રાંતિની ચળવળ કરવાનું તો તમે કહ્યું હતું. તો પછી શા માટે અમારા મંડળના, અને ખાસ કરીને મારા કાર્યને અનુમતિ નથી આપી શકતા?' મેં પૂછયું.

શ્રીઅરવિંદ: 'એ કામ મેં કરેલું છે. એમાં ઘણી મુશ્કેલીઓ રહેલી છે તે પણ હું જાણું છું. આદર્શવાદી જુવાનો ઉત્સાહમાં અથવા ભાવનાપૂર્વક જોડાય છે ખરા, પરંતુ એમનો ઉત્સાહ કે આદર્શ બહુ લાંબો ટકતો નથી, સંયમ અને શિસ્ત પાળવાં, અને પળાવવાં મુશ્કેલ પડે છે. નાનાં નાનાં કૂંડાળાં એમાં રચાય છે અને વ્યકિત વ્યકિત વચ્ચે અને કૂંડાળાં વચ્ચે ઈર્ષા જામે છે. નેતાગીરી માટે હરીફાઈ થાય છે. સરકારના માણસો એવાં ઘણાં મંડળોમાં પહેલેથી જ દાખલ થયેલા હોય છે. એટલે કોઈ અસરકારક કામ તેઓ કરી શકતા નથી. કેટલીક વાર તો લોકો એટલા બધા નીચે ઊતરી જાય છે કે પૈસા જેવી વસ્તુ માટે પણ તકરારો કરે છે!'

'ધારો કે હું મનથી સ્વીકારું કે યોગસાધના એ વધારે ઉપયોગી વસ્તુ છે અને મારે એના પર એકાગ્રતા કરવી જોઈએ. પરંતુ છેલ્લાં બે અઢી વર્ષથી હું અનુભવું છું કે હિંદની સ્વતંત્રતા માટે મારે કાંઈ કરવું જ જોઈએ, એ

વિના મને ચેન પડતું નથી હુ ખૂબ શાત રહેવા પ્રયત્ન કરુ છું ત્યારે શાંત રહી શકુ છુ પરતુ ચિત્તની બધી એકાગ્રતા હિંદની સ્વતંત્રતા માટે પ્રયત્ન કરવા તરફ જ વળે છે જ્યાં સુધી એ સિદ્ધ ન થાય ત્યા સુધી મને નિરાતે ઊ ઘ પણ આવવી મુશ્કેલ છે'

શ્રી અરવિંદ બે ત્રણ મિનિટ સુધી મૌન રહ્યા પછી કહ્યુ 'ધારો કે હિંદ સ્વતંત્ર થશે એવી ખાતરી આપવામા આવે તો?'

'કોણ એવી ખાતરી આપી શકે તેમ છે?' અશ્રદ્ધા અને પડકારનો સૂર મારા પ્રશ્નમાં હતો જ

પાછુ ત્રણ ચાર મિનિટ મૌન પછી મારી તરફ દૃષ્ટિ કરીને બોલ્યા 'ધાર કે હુ તને ખાતરી આપું'

હુ એક મિનિટ મૌન થઈ ગયો અંતરમા ડૂબકી મારી પાછો આવ્યો 'તમે ખાતરી આપતા હો તો હુ સ્વીકારી શકુ', મે કહ્યુ

'તો, હું તને ખાતરી આપું છુ કે હિંદ સ્વતંત્ર થવાનો છે' ગંભીર અવાજે એમણે કહ્યુ

થયું પોંડિચેરી આવવાનું મુખ્ય કારણ પતી ગયું મારો અને મંડળના કાર્યને લગતો પ્રશ્ન ઉકેલાઈ ગયો કેશવરાવ દેશપાંડેએ મોકલેલો સંદેશો એમને કહ્યો અને પોંડિચેરીમા પૈસાની જરૂર પડતી હોય તો તે બાબતમાં વડોદરેથી મદદ થઈ શકે તેમ છે વગેરે જણાવ્યુ એમણે જણાવ્યુ 'અત્યારે તો ખર્ચ પૂરતું બંગાળથી આવે છે—ખાસ કરીને ચદ્રનગરથી—એટલે જરૂર નથી'

પ્રો ડાહ્યાભાઈ પુરોહિત પોંડિચેરી ગયા હતા રાજ્ય અને ધર્મના સંબંધ વિષે તપાસ કરવા અને શ્રી અરવિંદ પોંડિચેરીમાં હતા એમ સાંભળતા તેઓ એમને મળ્યા સામાન્ય જ વાતચીત થઈ હતી પણ છૂપી પોલિસના રિપોર્ટને પરિણામે વડોદરાની રેસીડન્સીના દબાણથી વડોદરા રાજ્યની નોકરીમાથી પુરોહિતને રાજીનામુ આપીને છૂટા થવુ પડ્યું હતું એ બધી વાત શ્રી અરવિંદે

પોતે મને કહી સંભળાવી. પુરોહિત વડોદરામાં વકીલાત કરે છે અને પ્રોફેસર તરીકે પગાર મળતો તેના કરતાં વધારે કમાય છે એ હકીકત મેં તેમને જણાવી.

આખરે ઊઠવાનો સમય થયો. ફરી પાછો મારા મનમાં પ્રશ્ન ઊઠયો અને હું શ્રી અરવિંદને હાથ જોડીને પ્રણામ કરી રજા લેતો હતો તે વખતે મારાથી પૂછયા વિના રહેવાયું નહિ—મને જાણે આખા જીવનનો પ્રશ્ન લાગ્યો—'ખરેખર! તમને ખાતરી છે કે હિંદ સ્વતંત્ર થવાનો છે?'

મારા પ્રશ્નનો પૂરો અર્થ હુ પોતે ભાગ્યે સમજ્યો હતો. મારે તો પોતાને અંકે સોની ખાતરી જોઈતી હતી. અને ખાતરી તો અપાઈ હતી પણ શંકા પૂરી દૂર થઈ ન હતી.

શ્રી અરવિંદ ગંભીર થઈ ગયા. એમની દૃષ્ટિ બારીમાંથી દૂર આકાશ પ્રત્યે, થોડી ઊર્ધ્વમાં સ્થિર થઈ. પછી મારી તરફ જોયું. ટેબલ પર હાથની મુઠી પછાડીને કહ્યું, 'કાલે સવારે સૂર્ય ઊગવાની જેટલી ખાતરી છે તેટલી જ નક્કી એ ઘટના છે.' 'હુકમનામું તો કયારનું થઈ ગયું છે. એને આવતાં બહુ વાર નથી લાગવાની!'

હું એમને પગે લાગ્યો. તે દિવસે રાત્રે ગાડીમાં બે અઢી વર્ષ પછી પહેલી વાર શાંતિપૂર્વક ઊંઘી શકયો! અને સદા સ્મરણમાં અંકાઈ ગયું એ ૧૯૧૮ નું ચિત્ર: નાના ટેબલ પાસે ઊભેલા અમે બે; એ ઊર્ધ્વ દૃષ્ટિ, એ શાંત, નિશ્ચલ અવાજ અને એમાં જગતને કંપાવી શકે એવી શકિત, ટેબલ પર મૂકેલી દિવ્ય સત્યની અલૌકિક આત્મશ્રદ્ધાના પ્રતિક જેવી એ દૃઢ મુઠ્ઠી. જગતભરમાં ભલે કલિયુગ હોય પરંતુ હિંદના સદ્ભાગ્યે દિવ્ય સત્ય જાણનારા અને એમાં અટલ શ્રદ્ધા રાખી જીવનને હોડમાં મૂકનારા અવતારી પુરુષો છે એ હકીકતમાં જ હિંદનું અને જગતનું અલૌકિક ભાવિ રહેલું છે.

* * *

પડતે વરસાદે પોટલું ઊંચકીને ચંદ્રશેખર અય્યા સાથે સ્ટેશને પહોંચ્યો અને તે જ દિવસે પોંડિચેરીથી પાછો વળી ગયો. મંડળના માણસોને વાત

કરી. છોટુભાઈએ પછીથી ફોડ કર્યો. બારીન્દ્રકુમાર ઘોષે વડોદરામાં ત્રણ દિવસ સુધી રોજ સાંજે વિશ્વામિત્રીની રેલ્વેની સડક ઉપર ક્રાંતિના શપથ લેવા માટે આગ્રહ કર્યો હતો. પણ છોટુભાઈએ એમને કહ્યું કે બંગાળ અને ગુજરાત એ બે પ્રાંતોની પરિસ્થિતિ અને માનસિક બંધારણમાં ફેર છે. તમે એટલો વિશ્વાસ રાખો કે દેશને જરૂર પડશે ત્યારે અમે અમારું માથું આપીશું. પરંતુ ક્રાંતિ જ કરીશ એવું વચન આપવુ મને બરાબર લાગતું નથી. ક્રાંતિની જરૂર જણાશે તો જરૂર કરીશું, પણ ન જણાય તો?—પરંતુ મારું પોતાનું જીવન અને દેશને ખાતર કાર્ય કરનાર બીજા દસ માણસો તૈયાર કરવાનું હું તમને વચન આપું છું. એટલે શ્રી અરવિંદની સલાહ પ્રમાણે રાજકીય કામ મંડળમાથી કરે તે મહાસભા જેવી સંસ્થા દ્વારા કરે, પરંતુ મંડળનો મુખ્ય ઉદ્દેશ યુવાનોમાં રચનાત્મક કાર્ય તરીકે વ્યાયામ મંદિરો સ્થાપવાં અને એમના દ્વારા યુવાનોનું દેશ સેવા માટે સગઠન તથા શારીરિક, બૌદ્ધિક અને ચારિત્રની ઉન્નતિ કરવા પ્રયત્નો ચાલુ રાખવા એમ ઠરાવ્યુ. બીજો ઉદ્દેશ રાષ્ટ્ર કેળવણીની શરૂઆત કરવી. અને ત્રીજો ઉદ્દેશ ગામડાંઓની આર્થિક અને બીજી સર્વ પ્રકારની ઉન્નતિ કરવા માટે ગામડામાં રચનાત્મક કાર્ય બને તેટલા મોટા પાયા ઉપર શરૂ કરવું. આ ત્રણમાંથી ગુજરાત વ્યાયામ મંડળ તથા ગામડામાં શરૂ કરેલું રચનાત્મક કાર્ય આજે પણ અસ્તિત્વમાં છે અને સ્વતંત્ર હિંદમાં એ સંસ્થાઓ કાર્ય કરે છે. કેળવણીને માટે આપણી પ્રજા તૈયાર ન હતી અને વિદેશી સરકારનો વિરોધ અને આર્થિક મુશ્કેલી એટલી મોટી હતી કે એમાં સફળતા મળવી એ સંજોગોમાં અશક્ય જ હતુ. એટલે એ સંસ્થા સમેટી લેવામાં આવી

* * *

હું પોતે ત્યાર પછી હિંદની સ્વતંત્રતા વિષે બિલકુલ નિશ્ચિત થઈ ગયો હતો એટલે જાહેર પ્રવૃત્તિમાં જે સક્રિય ભાગ મારે લેવાનો થતો તે મારાથી શાંતિ અને સમતાપૂર્વક સાચા આધ્યાત્મિક વલણ સહિત લઈ શકાતો. એ સમય દરમિયાન મને જે અનુભૂતિઓ થઈ તે ઉપરથી શ્રી અરવિંદના માર્ગ વિષે મને વધારે શ્રદ્ધા બેઠી. કાલ અને દિશાની મર્યાદાઓથી સ્વતંત્ર એવી

આધ્યાત્મિક દિવ્ય શકિત જગતમાં કાર્ય કરી રહેલી છે અને તે સચેતનપણે કાર્ય કરી શકે તેમ છે તથા કોઈ પણ માણસ અનન્ય મનથી એની પ્રાપ્તિ માટે અભીપ્સા કરે તો તેને પ્રાપ્ત કરી શકે એવો વિશ્વાસ મારામાં જન્મ્યો. એટલે શ્રી અરવિંદ એક જગાએ જઈને બેસી ગયા છે, જગતથી અલગ થઈ ગયા છે, જગતના કોઈ કાર્યમાં એમને રસ નથી એવા વિચારો તે વખતે પણ મને કદી આવતા નહિ. ઊલટું, મને દૃઢતાપૂર્વક એમ લાગતું કે શ્રી અરવિંદના જીવનકાર્યને માનવજાતિ અને તેના ભાવિ સાથે ઘનિષ્ટ સંબંધ રહેલો છે. ખરુ જોતાં, આધ્યાત્મિકતાને એમણે જે સક્રિયતાનો ઝોક આપ્યો, યોગ અને જીવનને એકબીજા સાથે સાધી આપ્યાં, તથા પ્રભુના આવિર્ભાવના ક્ષેત્ર તરીકે જીવનનો સ્વીકાર એમણે ઉદ્‌બોધ્યો, એમના ભવ્ય સમન્વય ઉપરાંત—એ તત્ત્વોએ એમના તરફના મારા આકર્ષણમાં ઘણો વધારો કર્યો એમ કહું તો તે વધારે સાચું ગણાય મારે મન શ્રી અરવિંદ વર્તમાન યુગના આધ્યાત્મિક સૂર્ય તરીકે પોતાની ચેતનાના ઊંચામાં ઊંચા શિખર ઉપરથી સમગ્ર માનવજાતિ ઉપર પોતાનો પ્રકાશ છૂટથી પાથરતા હતા એમ જ લાગતું અને એમના રહેઠાણ તરીકે પોંડિચેરી આધ્યાત્મિકતા માટેના તીર્થ જેવું જણાતું

* * *

બીજી વાર જવાનુ થયું ૧૯૨૦ માં, અને તે વધારે વિશ્વાસપૂર્વકનું હતું. આ વખતે પોંડિચેરી ગામનો યથાર્થ પરિચય થયો ગણાય. કારણ કે મારો વિચાર તો બે ત્રણ દિવસ રહેવાનો હતો, પરંતુ શ્રી અરવિંદે ત્રીજે દિવસે મને વધારે રહેવાય તો રહી જવાને સૂચના કરી. એટલે હું કુલ્લે અગિયાર દિવસ રહ્યો. મદ્રાસથી પોંડિચેરી મુસાફરી કરતાં ગાડીની બન્ને બાજુમાં પ્રાકૃતિક સૌન્દર્યથી હું મુગ્ધ થયો હતો. વૃક્ષોની લીલી હાર અને લીલાછમ ડાંગરના પૃથ્વી પર પથરાયેલાં ભરચક ખેતરો, વરસાદના પાણીથી ભરેલાં નાળાઓ જોઈને એમ લાગેલુ કે પ્રકૃતિની આ પ્રદેશ પર મહેર છે. પણ પોંડિચેરીમાં રહ્યો ત્યારે મને જણાયું કે ગામ તમોગુણી, વેપાર કે ઉદ્યોગના સાહસ વિનાનું, ૧૮મી સદીના યુરોપિયન વસાહતના વાતાવરણવાળું,

દરિદ્રી, યુરોપની અને હિંદની બન્ને સસ્કૃતિઓના અવગુણોના પ્રદર્શન જેવું છે.

સી. આઇ. ડી. છૂપી પોલીસનો પણ આ વખતે ભેટો થયો. એમ તો હું ઊતર્યો હતો આમનિવાસમાં, પણ ભાવનગરના સી. આઇ. ડી. મેતા મને એમને ઘેર આગ્રહ કરીને લઈ ગયા. શહેરમાં રહ્યો એટલે માર્કેટની ગંદકી, લોકોની અસ્વચ્છ ટેવો, સમુદ્રના સુંદર કિનારાને જાહેર જાજરૂ તરીકે વાપરવાની કુટેવ તથા દાણચોરીનો મુખ્ય વ્યવસાય અહીં હતાં એટલું તો મારી જાણમાં આવી ગયું.

* * *

પણ ૧૯૨૦ ની મારી યાત્રામાં સૌથી મોટું આશ્ચર્ય તો શ્રી અરવિંદનું દર્શન હતું! ૧૯૧૮ માં મળ્યા પછીના બે વર્ષથી ઓછા ગાળામાં એમના દેહની કાંતિમાં ન માની શકાય એવું અને એટલું પરિવર્તન થઈ ગયું હતું! ૧૯૧૮ માં મળ્યો ત્યારે એમના શરીરનો વર્ણ શ્યામ—સામાન્ય બંગાળીના જેવો—હતો અને મુખ ઉપર તેજ અને ખાસ કરીને નેત્રોમાં અલૌકિક પ્રભા હતી પણ ૧૯૨૦ માં હું દાદર ચડીને ઉપર ગયો ત્યારે એમના ગાલ સફરજનની લાલિમાવાળા મેં જોયા, આખું શરીર સ્નિગ્ધ ગૌરવર્ણનું તેજસ્વી થયું હતું. આ દર્શન એટલું બધું આશ્ચર્યકારક હતું કે મારાથી પૂછયા વિના રહેવાયું નહિ: 'તમને શુ થઈ ગયુ છે?'

એનો સીધો પ્રત્યુત્તર આપવાને બદલે મેં દાઢી વધારી હતી, જે પહેલી મુલાકાત વખતે ન હતી—તે બતાવીને સામો પ્રશ્ન શ્રી અરવિંદે કર્યો:

'અને તને શું થયુ છે?'

પછી વાત નીકળતાં એમણે મને સમજાવ્યું કે યોગસાધના માનસિક ભૂમિકા ઉપરથી પ્રાણની ભૂમિકા ઉપર જ્યારે અવતરણ કરે છે ત્યારે પ્રાણમાં અને પ્રાણ સાથે સંબંધમાં હોય છે તે નાડીયંત્રમાં અને પરિણામે શરીરમાં ઘણાં પરિવર્તનો થાય છે શકિત નીચેના સ્તરમાં અવતરણ કરી રહી છે. મને સાધનામાં નડતી મુશ્કેલી વિષે પોતે થોડા દિવસ પોંડિચેરી રહેવાની સૂચના

કરી અને રોજ સાંજે થતા ધ્યાનમાં અને વાર્તાલાપમાં જોડાવાની પણ પરવાનગી આપી

આ વખતે મેં શ્રી માતાજીને પહેલવહેલાં જોયાં શ્રી અરવિંદ બપોરે જમીને ઉપર દાદર તરફ જતા હતા ત્યારે શ્રી માતાજી ત્યાં ઊભા હતા એવી અપાર્થિવ સુંદરતા અગાઉ મેં જોઈ ન હતી એમની ઉમ્મર ૧૮ થી ૨૦ વર્ષની હું કલ્પી શક્યો પછીથી મને ખબર પડી કે એમની ઉમ્મર ૩૭ ની આસપાસ કે તેથી પણ વધાર હતી

પરંતુ એકદર પોંડિચેરીનું વાતાવરણ તંગ હતું એમ મને લાગ્યું શ્રી માતાજી અને દત્તા (મિસ હૉડસન) નં ૪૦, રૂઈ ફ્રાસ્વા માર્તેમા રહેવા આવ્યા હોઈ આખા ઘરમા ખૂબ ફેરફાર થઈ ગયેલો મને જણાયો પહેલાં ભાંગેલા નળિયાનો ઢગલો અને થોડી કેળો હતી તે ઠેકાણે સ્વચ્છ બાગ અને વચલા ચોકમા પણ માટીનો ટેકરો કરી ત્યા ઘાસ અને ફૂલોના છોડ ઉગાડ વામા આવ્યા હતા. દરેક ઓરડામા ટેબલ ખુરસી તથા સાદડી આવી ગયા હતા અને ઘરમા સુઘડતાનું વાતાવરણ હતું આ બધું શ્રી માતાજીના આગમનને લઈને હતું એટલું તો મને જણાયું પણ વાતાવરણ તંગ લાગવાનાં બીજા ઘણાં કારણોમા પ્રાણની ભૂમિકાની મુશ્કેલીઓનો સામનો કરવામાં શ્રી અરવિંદ અને શ્રી માતાજીની સંકલ્પશક્તિ એકાગ્ર થઈ હતી તે પણ હતું

* * *

હું આવ્યો ત્યારે થોડા જ દિવસ ઉપર એક સૂક્ષ્મ પ્રાણમય સત્ત્વને મંત્રથી પ્રેરીને આશ્રમમાથી બરતરફ થયેલા રસોઈયાએ શ્રી અરવિંદના ઘર ઉપર લગભગ અઠવાડિયા સુધી રોજ પથ્થરોનો મારો કરાવ્યો હતો એ એક વાતોનો વિષય થઈ પડયો હતો ઉપેન્દ્રનાથ બેનરજી ફાનસ અને લાકડી લઈને અગાસી ઉપર ગયેલા (ઉપેન બેનરજી ક્રાંતિકારી નેતા, આંદામાનથી આવ્યા હતા અને પછીથી 'વસુમતી'ના સંપાદક થયા હતા તે) અને પથ્થરો નાખનાર કોઈ જોવામા આવ્યું ન હતું એ બધું એમને મોઢે જ મેં સાભળ્યું પોલિસને પણ ખબર આપવામાં આવી હતી અને બે ત્રણ દિવસ

પોલિસો સાંજે આવ્યા પણ હતા, કારણ કે પથ્થરો સાંજના શરૂ થતા અને અંધારું વધતું તે પ્રમાણમાં વધતા જતા, પરંતુ પોલિસ પણ પથ્થરના અદૃશ્ય મારનારથી ગભરાઈને ચાલી ગયા. આખરે શ્રી માતાજીએ એ બાબત પોતાના હાથમાં લઈને ઘરના એક નોકર છોકરાને કોઈ મંત્ર જાણનારે વાહક બનાવ્યો હતો અને એના દ્વારા એક સૂક્ષ્મ પ્રાણમય સત્ ઘર પર પથ્થરો ફેંકતું હતું એ જાણી લીધું અને એ છોકરાને બહાર મોકલી દીધો અને પોતાની શક્તિ વડે પ્રાણમય-સત્‌ને પાછું હઠાવ્યુ. પરિણામે, એ મેલી શક્તિએ એનો પ્રયોગ કરનાર ઉપર હુમલો કર્યો. અને જૂનો રસોઈયો આવીને માફી માગવા લાગ્યો અને શ્રી અરવિંદની કૃપાથી શ્રી માતાજીએ એને મરતો બચાવ્યો. 'થોડા પથ્થરો નાખવા માટે કાંઈ જિંદગી લેવાય?' એટલું જ પોતે બોલેલા.

* * *

તે વખતે ચંદ્રનગરનો 'પ્રવર્તક સંઘ' શરૂ થયો હતો શ્રી અરવિંદની યોગસાધનામાં પ્રભુનો આવિર્ભાવ કરવાના ક્ષેત્ર તરીકે જીવનનો સ્વીકાર રહેલો છે. એટલે એમના યોગમાં કેવળ અંગત મોક્ષ નહિ પરંતુ માનવ-જાતિમાં દૈવી પૂર્ણતા પ્રકટ કરવાનો ઉદ્દેશ રહેલો છે. વ્યક્તિ જેમ પ્રભુના આવિર્ભાવનું કરણ છે તેમ સમષ્ટિ પણ તેના આવિર્ભાવનું કરણ છે. જીવનના સ્વીકારમાં સમષ્ટિ જીવન યાને સંઘ જીવનનો પણ સમાવેશ થાય છે.

આ જીવનનો સ્વીકાર કરવાનું એક વધારે ઊંડું કારણ પણ રહેલું છે. માનવ ચેતનાની સમુત્ક્રાંતિ મનથી પર એવા અતિમનસમાં થવી જોઈએ એવું શ્રી અરવિંદનું દર્શન છે અને એ અતિમનસની દિવ્ય ચેતનાને પ્રાપ્ત કરીને તેનું માનવમાં અવતરણ કરાવવું એ એમની યોગસાધનાનો ઉદ્દેશ છે. અતિમનસ જેવું નવું તત્ત્વ જો જીવનમાં સ્થાયી થવાનું હોય અને માનવ-જાતિમાં, જેમ અત્યારે મનોમય ચેતના દૃઢ પાયા ઉપર પ્રતિષ્ઠિત હોઈ કાર્ય કરે છે તેમ, સક્રિય બનવાનું હોય તો તે જીવનનો, સમષ્ટિ જીવનનો પણ, સ્વીકાર કરવાથી જ બની શકે, અને તે પણ એ નવા તત્ત્વને છેક સ્થૂલ ભૂમિકા સુધી અવતરણ કરાવી શકાય તો જ સ્થાયી બને.

સંઘ જીવન વિષે ઘણા પ્રશ્નો મે શ્રી અરવિંદને આ દિવસોમા પૂછ્યા હતા. 'સાધકોના બનેલા સંઘ જીવનમા બાહ્ય નિયમો અને આચારનુ શું સ્થાન?'—એના જવાબમા એમણે જણાવેલું બહારના નિયમો શરૂઆતમાં તો ન હોય તે જ સારુ છે પછી જ્યારે સઘ મોટો થાય ત્યારે સાદામા સાદા અને થોડામા થોડા નિયમો હોય તો વધારે સારુ સાધનાનો ઉદ્દેશ નીતિ પાલન કે આર્થિક સગઠન કરવાનો ન હોવો જોઈએ પરતુ આધ્યાત્મિક રૂપાંતર અને પ્રભુપ્રાપ્તિની અભીપ્સાને કેન્દ્રમા રાખીને સઘ જીવનનું ઘડતર થવુ જોઈએ

'એવો સઘ એક નાના મડળ તરીકે રહેશે કે ધીમે ધીમે પ્રજા અને માનવજાતિમા એનો વિકાસ થશે?'

એમણે ઉત્તર એવો આપ્યા કે પ્રથમ તો નાના મંડળમાં અતિમનસનુ અવતરણ થઈ એની શકિત સક્રિય બનવી જોઈએ ત્યાર પછી ધીમે ધીમે આપોઆપ એ શકિતનુ કાર્ય વધાર વિશાળ સખ્યા પર થશે અને એની અસર પણ વધારે ને વધારે સફળ બનશે

'માનવજાતિ ઉપર એની શી અને કેવી રીતે અસર થશે?'

'એ કહેવુ મુશ્કેલ છે, પરતુ અસર થશે એ ચોક્કસ છે, વળી એનો આધાર માનવજાતિ એ નવા તત્ત્વ પ્રત્યે કેવુ વલણ ધારણ કરે છે તેના પર પણ રહે છે'

ઊઠવાનો વખત થયો ત્યારે દિવ્ય શકિતનું અવતરણ એમના પોતાનામાં તો થયું છે એ પ્રત્યક્ષ ઘટના કોઈ પણ ભૌતિકશાસ્ત્રના વિદ્યાર્થીને ખાતરી કરાવે એવી પ્રયોગાત્મક અને પ્રતીતિજનક હતી તે કાંઈ મારાથી અજાણ હોય એ અશકય હતું. એટલે માનવજાતિની ઉન્નતિ માટે એ દિવ્ય શકિત કાર્ય ક્યારે કરશે એવી અધીરાઈ પણ મને થાય એ સ્વાભાવિક હતું. મેં એમને પૂછ્યું :

'તમે હવે શેની વાટ જુવો છો?'

એમણે કહ્યું : 'દિવ્ય શકિતનું અવતરણ થયું છે એ સાચું છે, પરંતુ છેક સ્થૂલ ભૂમિકા સુધી એનું અવતરણ કરાવવાનું બાકી છે. જ્યાં સુધી એ કાર્ય થાય નહિ ત્યાં સુધી કાર્ય સિદ્ધ થયું ગણાય નહિ.'

હું એમને પગે પડયો. ઊઠીને જોઉં છું તો વરંડાથી દૂર આવેલા પોતાના ઓરડાના અડધા ઉઘાડા બારણામાંથી મુખ પાછું ફેરવીને તેઓ મારા તરફ સ્મિત કરી રહ્યા છે! મારા પ્રણામ પણ જાણે પોતે વ્યકિત તરીકે સ્વીકારવા તૈયાર ન હતા એમ મને લાગ્યું.

હું મારી જાતને અનેક ધન્યવાદ આપતો ગાડીમાં બેઠો : એક એવી વિભૂતિને હું સ્વીકારતો હતો જે પોતે પ્રાપ્ત કરેલ આધ્યાત્મિક સાક્ષાત્કાર વિષે સચેતન છે, જાગ્રત છે અને છતાં જેનામાં બુદ્ધિની એટલી તટસ્થતા છે, હૃદયની એટલી સન્નિષ્ઠા છે, કે હજી બાકી રહેલું, કરવાનું કાર્ય જે સ્પષ્ટપણે જોઈ શકે છે, અને નમ્રતાપૂર્વક પોતાના પ્રયત્નો અજ્ઞાત રહીને ચાલુ રાખી શકે છે. વળી, એ એક એવા ગુરુ છે જેને આત્મસન્માન નથી, જે બાહ્યાચારનું ગૌણ સ્થાન જાણે છે. એવા મહાન પ્રયત્નમાં જ કોઈ અલૌકિકતા રહેલી છે, એમાં સ્વલ્પ ભાગ લેવાની ભાવના થાય એ પણ સદ્‌ભાગ્ય છે.

* * *

શ્રી અરવિંદે ભાખેલી હિંદની સ્વતંત્રતા એમના શુભ જન્મ દિવસે જ આવતી જોવાને હું ભાગ્યશાળી થયો હતો.

પાછો હું એ જ પોંડિચેરી તરફ જતો હતો!

લગભગ એક પેઢીનો વસવાટ ત્યાં કર્યો તે બધો વખત પોંડિચેરી મને કોઈ સ્થિર સ્થાવર વસ્તુ છે એમ કદી લાગ્યું નથી એ જ્ઞાન પણ મને આનંદ અને આશ્ચર્ય સાથે આજે થયું ! પોંડિચેરી કોઈ મહાન ક્રિયાનું, કોઈ અસામાન્ય આદર્શનું પ્રતીક છે માનવજાતિની ઊર્ધ્વ યાત્રાના અંતિમ લક્ષ્ય પ્રત્યે પ્રતિ ક્ષણ તે ગતિ કરી રહેલું છે ગામ નહિ પણ આધ્યાત્મિક પ્રયોગશાળા, રોજ બ રોજ બદલાતી ક્ષિતિજ છતા સ્થિર લક્ષ્ય પ્રત્યે યાત્રા કરી રહેલું કોઈ નમૂદ સત્ હોય નહિ એવું, પાર્થિવ દૃષ્ટિએ સ્થાવર પરંતુ સદા ય ગતિમાન, આરંભના તંબુ જેવું પોંડિચેરી મને લાગ્યા કર્યું છે

(‘ત્રેવીસ વર્ષ પછી’નું છેલ્લું પ્રકરણ) અંબાલાલ પુરાણી



લગભગ એક પેઢીનો વસવાટ ત્યાં કર્યો તે બધો વખત પોંડિચેરી મને કોઈ સ્થિર સ્થાવર વસ્તુ છે એમ કદી લાગ્યું નથી એ જ્ઞાન પણ મને આનંદ અને આશ્ચર્ય સાથે આજે થયું! પોંડિચેરી કોઈ મહાન ક્રિયાનું, કોઈ અસામાન્ય આદર્શનું પ્રતીક છે. માનવજાતિની ઊર્ધ્વ યાત્રાના અંતિમ લક્ષ્ય પ્રત્યે પ્રતિ ક્ષણ તે ગતિ કરી રહ્યું છે. ગામ નહિ પણ આધ્યાત્મિક પ્રયોગશાળા, રોજ બ રોજ બદલાતી ક્ષિતિજ છતાં સ્થિર લક્ષ્ય પ્રત્યે યાત્રા કરી રહેલું કોઈ સમૂહ સત્ હોય નહિ એવું, પાર્થિવ દૃષ્ટિએ સ્થાવર પરંતુ સદા ય ગતિમાન, આગમના તંત્ર જેવું પોંડિચેરી મને લાગ્યા કર્યું છે.

('ત્રેવીસ વર્ષ પછી'નું છેલ્લું પ્રકરણ) અંબાલાલ પુરાણી





શ્રી અરવિંદ જન્મસ્થાન

કલકત્તા નં ૧૨ લોઅર સર્ક્યુલર રોડ (જૂનો નંબર) હાલમાં 'ગર્જન'—હિંદુસ્થાન કૉઓપરેટિવનું ભવન

# ચિત્રો



સેન્ટ પૉલ્સ સ્કૂલ, લંડન, જેમાં શ્રી અરવિંદે પાંચ વર્ષ (૧૮૮૪-૮૯) અભ્યાસ કરેલો.



પોંડિચેરી શ્રી અરવિંદ આશ્રમનું વિહંગ દૃશ્ય



શ્રી અરવિંદ
(બાલ્યકાળ, વય ૧૧)



શ્રી અરવિંદ

(વડોદરામાં અધ્યાપક ૧૮૯૩ થી ૧૯૦૬)



શ્રી અરવિંદ

(સૂરતમાં ૧૯૦૭ ની કૉંગ્રેસ દરમિયાન લોકમાન્ય ટિળકની સભાના પ્રમુખસ્થાને)



શ્રી અરવિંદ
(વડોદરામાં, રાષ્ટ્રીય પ્રવૃત્તિના નેતા, ૧૯૦૭)




શ્રી અરવિદ
(પોડિચેરીમા 'આર્ય'નુ સપાદન ૧૯૧૫ ૧૯૧૯)



શ્રી અરવિદ

(પોંડિચેરી એકાગ્ર યોગી ૧૯૧૯)

# વિષય સૂચિ